

# રત્નગ્રંથિ

અથવા

## ટુંકી વાર્તાઓ.





અમદાવાદ.

ધી ગુજરાત પ્રીન્ટિંગ પ્રેસ.

કિં. ૦-૮-૦.



મુંબઇ ઇલાકાની પ્રાથમીક અને એંગ્લોવર્નાક્યુલર સ્કુલ્સમાં પુસ્તકાલય માટે તથા નામદાર ગાયકવાડ સરકારમાં ઇનામ તથા લાયબ્રેરી માટે મંજુર થયેલ છે.

# રત્ન ગ્રંથિ

અથવા

# ટુંકી વાર્તાઓ.

લખનાર તથા પ્રસિદ્ધ કરનાર,

**ચતુર્ભુજ માણકેશ્વર ભટ્ટ.**

પ્લીડર-( અમદાવાદ અને મહીકાંઠા એજન્સી. )

ઈડર સ્ટેટના માજી જ્યુડીશીયલ સેક્રેટરી અને સેશન્સ જડજ.

"શુરવીર રામસિંહ", "પદ્મકુમારી", "સ્ત્રી ગીતા", "બાળગીત

વીગેરેના લેખક, મુ. સાદરા.



આવૃત્તિ બીજી. પ્રત ૨૫૦૦.

સંવત ૧૯૬૯. સને ૧૯૧૨.

અમદાવાદ.

ધી 'ગુજરાત' પ્રીન્ટિંગ પ્રેસમાં શાહ સોમાલાલ મંગળદાસે છાપ્યું.

કીં. ૦—૮—૦.

# અર્પણ પત્રિકા.

**શ્રીમંત મહારાજા સયાજીરાવ ગાયકવાડ સરકાર**

**સેનાખાસખેલ સમશેર બહાદુર, જી. સી. એસ. આઇ.**

**વડોદરા.**

**શ્રીમાન નરેંદ્રવર્ય,**

જનદુઃખભંજન શ્રી રામચંદ્રજીના ઘણા જન્મોનો વિયોગજન્ય પરિતાપ, જે ( પરિતાપ ) કળિયુગના પ્રચંડ તાપથી, વિશેષ ઉગ્ર બની, કરોડો જનોનાં, નખશીખસંતપ્ત ગાત્રને તપાવી રહેલ છે તે (ગાત્રો)ને, **"પ્રજાહીતને અર્થેજ રાજ્ય"** અને **"પુત્રવત્ પ્રજાજનોની ગણના"**—આ બે ધાર્મિક સૂત્રોના, અન્ય નૃપતિઓને, ઉદાહરણીય પદ્ધતિપૂર્વક આપ નામદારશ્રીથી થતા પ્રતિપાલનથી ઉત્પન્ન થતી ધૈર્ય-વૃષ્ટિના સુરમ્ય જલસીકરો કંઇક અંશે શાન્તવન કરી રહેલ છે એવા,

મહાત્મા મનુની આજ્ઞાનુસાર, દેશકાળ સ્થિતિ જોઇને, હીંદ વ્યાપારની અભિવૃદ્ધિને અર્થે, વિદેશીય ધીકતા વ્યાપારની જાહોજલાલીનું જાતે નીરિક્ષણ કરવા જવાની આવશ્યકતા જોઇ, સમગ્ર ભારતસંતાનોની ઔદ્યોગિક અભિવૃદ્ધિને અર્થે, બેફામ સમા—શીમા વગરના, રાજ્યકાર્ય-ભારને વહન કરતા છતાં, સ્વાસ્થ્ય, સમય, ને સમૃદ્ધિના ભોગે, હીંદ-યુવકોના રસ્તામાં, જાતિ અગ્રેસરો અને પોરાણીકોએ નાંખેલ અંતરાય દૂર કરવામાં સતત પ્રયત્નશીલ એવા,

પર્યટનના મહત્કાર્યને, અન્ય વૃદ્ધિઓ, અન્ય પુરૂષાર્થોને વેગ મળે તે માટે, વિદેશ જવા કટિબદ્ધ થનાર હીંદ યુવકોને ઉદારતાથી ઉત્તેજન આપી, અનેક જન્મના મહત્ પુણ્યવડે ઉપાર્જન કરેલ એક ઉદાહરણીય નરેંદ્ર તરીકે પ્રાપ્ત કરેલ ભવ્ય જીવનનું સાર્થક કર્યું છે એવા, સેંકડો ઔદ્યોગિક સંસ્થાઓના જીવનરૂપ બની રહેલા, હીંદ નૃપતિમંડળમાં મુકુટરૂપે વિરાજતા, ભારતવર્ષની પવિત્ર વસુંધરાને વિભૂષીત કરનાર, કીર્તિકુસુમાર્ચિત કુસુમ પરિમલ જેનો બન્ને ગોળાર્ધના દીગંતમાં પ્રસરી રહેલો છે એવા, અનેક અનેક સદ્ગુણસંપન્ન આપ નરેંદ્રવર્યની સેવામાં, આ પુસ્તક અર્પણ કરવા આજ્ઞા લઉં છું.

વિક્રમાર્ક સંવત ૧૯૬૮.
વિજયાદશમી.
મુ. સાદરા (મહીકાંઠા).

આપ નામદારશ્રીનો નમ્ર સેવક,

**ચતુર્ભુજ માણકેશ્વર ભટ્ટ.**

# બીજી આવૃત્તિની પ્રસ્તાવના.



પ્રથમ આવૃતિની તમામ પ્રતો માત્ર થોડાક માસમાં ખપી જવા ઉપરથી આ પુસ્તકમાંનો વિષય ગુજરાતી બંધુઓને રૂચિકર લાગ્યાનું જણાય છે. ગુજરાતનાં આગળ પડતાં દેશી રાજ્યોમાંથી–પાલીતાણા પોરબંદર, ભાવનગર, ગોંડલ, મોરવી, વઢવાણ, લીંબડી, ઇડર, બારિયા, એ રાજ્યોના મહેરબાન કેળવણીખાતાના વડાઓ તરફથી આ પુસ્તકને ઉત્તેજન મળેલું છે, તેમજ નામદાર ગાયકવાડ સરકારમાં તે ઇનામ તથા લાઇબ્રેરી માટે મંજુર થયેલ છે અને કેળવણી ખાતાના મે. ડાયરેકટર સાહેબે મુંબઇ ઇલાકાની પ્રાથમિક અને એંગ્લોવર્નાક્યુલર સ્કુલોમાં લાઇબ્રેરી બુક તરિકે મંજુર કરવાથી, જે યુવકોને માટે તે લખવામાં આવ્યું છે તે પંક્તિના યુવકોના હાથમાં જવાથી આ પુસ્તક લખવાનો હેતુ કંઇક અંશે સફળ થશે એમ આશા રખાય છે.

જે જે વિદ્વાન બંધુઓ તરફથી સુચનાઓ થયેલી તે વખતે આ પુસ્તકની બીજી આવૃતિ ઉપકાર સાથે સ્વીકારી તેનો અમલ કરવામાં આવ્યો છે.

કારતીક શુદ ૧
વિક્રમાર્ક ૧૯૬૯
સાદરા (મહિકાંઠા).



ચતુર્ભુજ માણેકેશ્વર ભટ્ટ.



# પહેલી આવૃત્તિની પ્રસ્તાવના.



આ દશ વાર્તાઓમાંની ચાર વાર્તાઓની પ્રથમ આવૃત્તિ, છાપવા માટે, વડોદરાના રા. રણછોડજી હીરાલાલ અને પરશોતમ લલ્લુભાઇને પરવાનગી આપી હતી. વાચકવર્ગને આવી ટુંકી વાર્તાઓ રૂચિકર જણાયાના પત્રો મળવાથી તેવી વાર્તાઓ જૂદા જૂદા પત્રોમાં લખવાનું મ્હેં ચાલુ રાખેલું, અને તેમાંની દશ વાર્તાઓનું ગ્રંથન કરી એક પુસ્તકના આકારમાં આજે પ્રસિદ્ધિમાં મૂકવા રજા લઉંછું.

'પર્યટન'નો વિષય ગુજરાતમાં ઘણી સારી રીત્યે હવે ચર્ચાયો છે. ઘણીખરી જ્ઞાતિઓએ, ભક્ષ્યાભક્ષ્યના નીયમોનું પ્રતિપાલન કરીને વિદેશ જનાર ગૃહસ્થો—વ્યાપારીઓ અને અભ્યાસકોના રસ્તામાં રાખેલા અંતરાય દૂર કર્યા છે ગુજરાતના ઉદ્યોગની અભિવૃદ્ધિ ઇચ્છનારા ગુર્જર નૃપતિઓએ વિદેશ જનારા અભ્યાસીઓ માટે સ્કોલરશીપો કહાડી છે. ધર્માભિમાની પત્રકારોએ, આ વિષયને ઘટતું ઉપયોગીપણું આપવા પોતાના પત્રનાં કોલમો હમેશાં ખુલ્લાં રાખેલાં જોવામાં આવે છે, અને મુંબઈની ધનાઢ્ય અને સાહસીક વ્યાપારી ભાટીઆ જ્ઞાતિ તરફથી, જે હીંદુઓ પોતાનો ધર્મ સાચવી વિદેશ જવા ઇચ્છે તેમને માટે તેવી ગોઠવણ કરવાનાં સ્તુતિપાત્ર પગલાં ભરાતાં જોવામાં આવે છે; એટલ જેની પાસે હીંદના જૂદા જૂદા હુન્નરોને ખીલવી, ઉદ્યોગની અભિવૃદ્ધિ કરવાનાં સાધનો છે, તેવા ગૃહસ્થોએ તે કાર્ય માટે કટિબદ્ધ થવું હવે જરૂરનું છે—પોતાના પુત્રોમાં, વિદેશના ધીકતા વ્યાપારનું જાતે નિરક્ષણ કરવાની વૃત્તિ ઉત્પન્ન કરવી સમયોચિત છે. આ ઉદ્દેશને અનુસરીને આ વાર્તાઓ લખેલી જોવામાં આવશે.

આ વાર્તાઓમાં સચ્ચિદાનંદજી મહારાજનો મૂળ હેતુ, કહાનજી શેઠના પુત્ર રસિકલાલના અંતઃકરણમાં પર્યટનના વિષયપર દરેક વાર્તાદ્વારા કંઇક ને કંઇક શિક્ષણ ઉતારવાનો જણાશે. રસિક પાસે વાર્તા વંચાવવાના કારણરૂપે જૂદોજ વિષય કહાડી વાર્તાની અંદર, અંતર્ગત વિષય પર્યટનનો ગુંથી કહાડેલો જણાશે અને તે વાર્તાઓના વાંચનના પરિણામે, પર્યટનના વિષયને નહીં ગણકારનાર રસિક, તેની ઉપયુક્તતા જોઇ શકે છે, **રસિકને જેમ પ્રેરણા થઇ તેવીજ રીત્યે આ વાર્તાના દરેક સુહૃદય વાચકને તેની ઉપયુક્તતા જણાય એ આ વાર્તાઓ પ્રસિદ્ધ કરવાનો હેતુ છે.**

સાદરા—(મહિકાંઠા)
તા. ૨—૧૨—૧૦

**ચતુર્ભુજ માણકેશ્વર ભટ્ટ.**

# રત્નગ્રંથિ.

## કથા પ્રસંગ


હાનજી શેઠના દાદા પોતાને દેશથી માત્ર દોરી લોટો લઇને મુંબાઇમાં ઉતરી પડ્યા હતા. પ્રારબ્ધયોગે, દરીયાપારના દેશો સાથે વ્યાપાર કરવાથી આજ તેમની પાસે લાખો રૂપિઆની દોલત થઇ છે. મુંબાઇમાં તેમના ત્રણ માળા છે; પરેલમાં કેટલીક દુકાનો તેમની માલકીની છે, અને મહાલક્ષ્મીમાં એક આરોગ્યભુવન કરાવ્યું છે.

કહાનજી શેઠનું વય હાલ પચાસ વર્ષનું હતું. એમને એક પુત્ર હતો, જે કૉલેજમાં અભ્યાસ કરતો હતો. એની ઉમર હાલ વીશ વર્ષની હતી. મેળવેલી દોલત વધારવા કરતાં, શેઠનું લક્ષ, પોતાના પુત્ર રસિકને ઉંચામાં ઉંચુ શીક્ષણ મળે, તે તરફ વધારે જણાતું હતું. એમને એમ લાગતું હતું કે ઉંચા પ્રકારની કેળવણી મેળવી, સુધરેલા દેશોમાં પર્યટન કરી, કોઇ સારો ઉદ્યોગ હીંદમાં ખીલવવો, જેથી હજારો માણસોનું પાલન થાય અને દ્રવ્ય પણ મળે—આ ઉદ્દેશ તેમના જીવનમાં પૂરેપૂરો પાર નહોતો પડ્યો ને પોતાના પુત્રની જીંદગીમાં સંપૂર્ણ રીત્યે ખીલવવાની તેમની જીજ્ઞાસા હતી. જે વખતે કહાનજી શેઠનું વય ન્હાનું હતું—જે વખતે તે અંગ્રેજી સ્કુલમાં ભણવા જતા, તે વખતે અંગ્રેજી ભાષાજ્ઞાન આપવાનો જમાનો, મુંબઇ જેવી નગરીમાં પણ બાલ્યાવસ્થામાંજ હતો. કહાનજી શેઠના વિચાર, અંગ્રેજી ભાષા સારી રીત્યે જાણી, અને યુરપના દેશોનાં કેટલાંક પુસ્તકો વાંચ્યા, ત્યારથીજ આ ચમત્કારીક મુલકોમાં પ્રવાસ કરી, ત્યાંના લોકોનું દુનિયને દૃષ્ટાંતરૂપ થઇ પડેલું ઔદ્યોગિક જીવન પ્રત્યક્ષ જોવું એવો થઇ ગયો હતો. પરંતુ તેમના પિતાને એ વાત બીલકુલ માફક આવી નહીં. કેળવણીની ઉપયુક્તતા એમને લાગતીજ નહીં. સામાન્ય ગુજરાતી ભાષા જ્ઞાન જાણનાર પણ વ્યાપાર કરી શકે છે, એમ તે ધારતા, અને

ગમે તે પ્રકારે શરૂ કરેલ વ્યાપારમાં જોડાઇ દોલત વધારવી એજ તેમનું દૃષ્ટિબીંદુ હતું. કહાનજી શેઠે જોયું કે પિતાના આવા વિચારો આગળ એમના તરંગ કામ આવે એવા નથી. હિંદુ સંસારમાં પૂર્વ કાળથી " રાજાનો હુકમ અને પિતાની આજ્ઞા ! " એ સાક્ષાત દેવવાણીજ માનવાનું બચપણથી શિક્ષણ આપવામાં આવે છે. સ્વર્ગ-પૂરી સમું, અયોધ્યાનું રાજ્ય રામચંદ્રજીએ ચૌદ વર્ષ સુધી ત્યજ્યું હતું તે ગમે તેવી પણ પિતાની આજ્ઞાના પ્રતિપાલનને માટેજ !

શેઠ કહાનજી, પિતાની આજ્ઞાથી અંગ્રેજી અભ્યાસ અધુરો મૂકી, યુરપ વગેરે દેશોના પ્રવાસના તરંગો માંડીવાળી, વ્યાપારમાં જોડાયા, ડોસો ખુશી થયો. વૃદ્ધાવસ્થામાં વિશ્રાન્તિ મળી, પરંતુ પછી-થી ઉદ્યોગ વગરના અકારી થઇ પડેલી જીંદગી લાંબી ચાલી નહીં, દોલતમાં ઉમેરો કરવાના પ્રયત્નો કરતા પુત્રનો વૈભવ ત્રણેક વર્ષ જોઇ એમનો દેહાંત થયો.

કહાનજી શેઠના યુરપના સાહસીક વ્યાપારીઓનો સદુદ્યોગ નજરે જોવાના દબાઇ ગયેલા વિચારો, પિતાના મૃત્યુ પછી અજબ રીતે પાછા સ્ફુરી નીકળ્યા ! પણ તે વખત વિલાયત અગર યુરપના કોઇ દેશમાં જવાનું તો નહીં પરંતુ તે સ્થળોએ જવાના વિચાર કરનાર તરફ પણ તિરસ્કાર કરવામાં આવતો હતો ! સારે નસીબે ગુજરાતના કેટલાક દેશાભિમાની વ્યાપારીઓએ તેવામાં ઝાંઝીબાર તરફ જવાનો રસ્તો ખુલ્લો કર્યો. એ જોઇ કહાનજી શેઠ ઝાંઝીબાર ગયા અને ત્યાંથી યુરપ અને અમેરિકા જવાનું સાહસ ઉમેર્યું ! પરંતુ એવી વીજળીક ઝડપે કહાનજી શેઠે મુસાફરી કરી કે હીંદમાંના જ્ઞાતિલાઓ જાણવા પામ્યા નહીં કે શેઠ કઇ કઇ દિશામાં જઇ આવ્યા ! ઇંગ્લંડ—જર્મની—અને યુનાઇટડ સ્ટેટમાં પંદર પંદર દીવસજ તેમને રહેવાનું બની શકયું હતું અને પાછા ફરતાં ચાર મહિનાથી વધુ થયું નહીં ! ઉદ્યોગની ખીલવણી કરવા માટે તીવ્ર ઇચ્છાના પરિણામે ઉત્પન્ન થયેલી જાગૃતિની તમે શી કીંમત કરોછો ? રાજ્યોનાં રાજ્યો ખરીદી શકાય એટલી અમે તેની કીંમત આંકવા હીમત ધરીએ છીએ. અને પોતાના ગરીબ દેશના, સુકુમાર વયના ઉદ્યોગને સુદૃઢ બનાવવા કટીબદ્ધ થયેલો એક ગરજવાન હીંદી, ઉદ્યોગથી બેનસીબ રહી સુષુપ્તિ સ્થિતિ ગાળતા, અનેક રૂઢિબંધનો ને

આધીન પડેલા અજ્ઞાન જ્ઞાતિબંધુઓની જાણમાં ન આવે તેવી રીતે, સુધરેલા અને સાહસીક દેશોની વ્યાપાર સમૃદ્ધિનું અવલોકન કરવા નીકળી પડેલો હોય તે કેવી સુક્ષ્મ દૃષ્ટિથી તેની તપાસ રાખે એ કલ્પના, જો તેમને હીંદી વ્યાપાર માટે સહજ પણ લાગણી હશે તો, તમે ખચીત્ કરી શકશો. ચાર મહિના જેટલા ટુંક સમયમાં પણ કહાનજી શેઠે કરેલી મુસાફરીમાંથી તેમણે બહુ સારો અનુભવ મેળવ્યો. તેથી એમની વૃત્તિઓને ઇચ્છિત પોષણ મળ્યું.

રસીકને સામાન્ય ઇંગ્રેજી જ્ઞાન આપી, યુરપ અને અમેરિકાના પ્રવાસે મોકલવા કહાનજી શેઠની ઇચ્છા હતી—જમાનો થોડાંક વર્ષ પછી એટલા સુધી સુધર્યો જણાયો હતો કે યુરપના પ્રવાસે જઇ આવેલાઓની, અમુક મુદત સુધી જ્ઞાતિના આગેવાનો થઇ પડેલા શેઠીઆઓ, ઝાટકણી તો કહાડતા પરંતુ કંઇક પ્રાયશ્ચિત કરાવી, કંઇક દંડ લઈ પાછા જ્ઞાતિમાં—પંકિતમાં દાખલ કરવા જેટલે ઠેકાણે આવ્યા હતા. વિલાયત જવા માત્રથી—એ રસ્તો લેવામાંજ—વટાળ છે અને "જ્ઞાતિબંધન"—"ધર્મ" થી ભ્રષ્ટ થવાય છે એવી માન્યતા ચાલતી હતી; એમાં પછી જોઇએ તો એક પતિત થયેલ ભક્ષ્યાભક્ષના વિચારો રહીત, સ્થિતિભ્રષ્ટ અને નીતિમલીન "જ્ઞાતિ-બંધુ" વિલાયત જઇ આવે, અગર કાંતો ભગવતી ભાગીરથીના પવિત્ર જળને ઉપયોગ માટે સાથે લઇને, હીંદની મૃતિકા પણ ઉપયોગ પુરતી સાથે લઇને, પવિત્ર ધાર્મિક જીવન ગાળનાર એક હિંદુ ખાસ વિલાયત અને અમેરિકાના લોકને મદ્ય માંસનો ત્યાગ કરવાનાજ ઉપદેશ નિમિત્તે નીકળી પડે, તો પણ તે બન્નેને અમારા જ્ઞાતિ પટેલ એકજ ઇન્સાફ આપતા—અને હજુ પણ કેટલેક સ્થળે એજ વર્તન જોવામાં આવે છે! કહાનજી શેઠ આ જ્ઞાતિ પટેલોથી બહુ ભીતિ રાખતા હતા. જ્ઞાતિની સંખ્યાબંધ વ્યકિતઓ ગમે તેવી, ભ્રષ્ટ, પતિત અને દુષ્ટ હોવાનું જણાયા છતાં જ્ઞાતિના પટેલો "બંદરબીલ્લી" ન્યાય આપતા હોવા છતાં પણ તેવી જ્ઞાતિ તરફથી તેમનો બહિષ્કાર થાય તેમાં તે મ્હોટામાં મ્હોટું એક કલંક માનતા હતા. કેટલિક પેઢીએ, કહાનજી શેઠના એક પૂર્વજે, જ્ઞાતિબહિષ્કાર થવાથી હીરાકણી ચુસી આપઘાત કર્યાની કુટુમ્બમાં વાત ચાલતી હતી, અને આ ઉપરથી જ્ઞાતિપટેલો તરફની ભીતિ,

પેઢી દર પેઢીથી ચાલતી આવતી હોવાનું અનુમાન થતું હતું—અને આથીજ કહાનજી શેઠે ચુપકીથી વિલાયત વગેરે સ્થળે જઇ આવ્યા હતા!

કહાનજી શેઠના વિચારો બહુ આગળ પડતા હોવા છતાં, તે વિચારોને અમલમાં મૂકી શેઠની ઈચ્છાઓ ફળિભૂત કરે એવી ઉત્કંઠા રસિકલાલમાં ન હતી, તેથી શેઠને બહુ દિલગિરી રહેતી. રસિક અભ્યાસમાં એક્કો હતો. વાદવિવાદમાં હોડે તેમ ન હતો. વાક્ચાતુર્યમાં ઈનામ મેળવતો. સાહિત્યનો બહુ શોખીન હતો અને એ કારણને લીધેજ એના જીવનનું દષ્ટિબીંદુ એણે એ માની લીધું હતું કે અભ્યાસમાં સારી રીતે ઠેઠ સુધી આગળ વધી, એક વિદ્વાન તરિકે સુપ્રસિદ્ધ થઇ સંતોષપૂર્વક જીવન ગાળવું. અને એ જીવનને પિતાએ પ્રાપ્ત કરેલા દ્રવ્યથી કંઇક શણગારવું—અર્થાત્ વધારે સુખકર બનાવવું. દ્રવ્યમાં વધારો કરવાની પ્રપંચયુક્ત ઉપાધિથી દૂર રહેવું. લોભ માત્ર ડીગ્રીઓ અને ઇલકાબ મેળવવાનો રાખવો—આ તેનો મુદ્રાલેખ હતો. કાનજી શેઠે, સામાન્ય કેળવણી લીધાબાદ હરકોઇ ઉદ્યોગ પાછળ જીવન ગાળવામાં, પોતાને લાભ છે અને સંખ્યાબંધ મનુષ્યોને આપણ ઉપયોગી થઈ પડીએ છીએ, એ વિષયને દિકરા આગળ વખતો વખત ચર્ચાની જોયો પરંતુ તેનું કઇ પણ પરિણામ આવ્યું નહીં.

કહાનજી શેઠ જેવા પૈસે ટકે સુખી હતા તેવી તેમની સાંસારિક સ્થિતિ પણ સારી હતી. તેમનાં પત્ની સંપૂર્ણ કેળવણી પામેલ એક ઉમદા સ્ત્રીરત્ન હતું. બે સુશિક્ષિત પુત્રીઓ હતી તેમને પણ ઉચ્ચ કેળવણી આપવામાં આવી હતી. રસિકને એક ધનાઢ્ય કુટુમ્બમાં પરણાવ્યો હતો અને તેની સ્ત્રી પણ સંપૂર્ણ નીતિયુક્ત કેળવણી પામેલી હતી. શેઠના સુખમાં દુઃખ માત્ર રસિકના સ્વભાવનું તેમને જણાતું હતું. અને રસિકને સંસારમાં કંઇપણ ન્યુનતા જણાતી તો તે પિતાની સાથે વખતોવખત ધંધા—ઉદ્યોગના સબંધમાં થતી ચર્ચા, એજ હતી.

એક દિવસે એક સ્થળે હરદાસકથામાં જવાનું શેઠને આમંત્રણ આવ્યું. કથામાં પ્રસંગોપાત આવતા ભાષણથી, જ્ઞાન મેળવવાને લોભે, રસિક પણ શેઠની સાથે ત્યાં ગયો. કથાકાર એક વયોવૃદ્ધ વિદ્વાન—તત્વજ્ઞાની બ્રાહ્મણ હતો. અને થોડા વખતમાં, કથા કરવાની કુશળતાને લીધે મુંબઇમાં બહુ પ્રસિદ્ધિ મેળવી હતી.

"परोपकाराय सतां विभूतयः" એટલાજ સુત્ર ઉપર આજની કથાનો વિષય હતો. એ વિષય ઉપર અનેક દૃષ્ટાંતો, અને દાખલા દલીલોથી તેમજ પુરાણો મહેની વાર્તાઓથી આ વિદ્વાન વક્તાએ શ્રોતાઓને તલ્લીન કરી દીધા. અને છેવટે કહ્યું કેઃ—

"સદુદ્યોગથી દ્રવ્ય પ્રાપ્ત કરો ! અન્ય દેશોના સાહસિક વ્યાપારીઓ જેઓએ અથાગ દોલત મેળવી, હજારો - લાખો મનુષ્યોના ઉપયોગ માટે તે વાપરવા કહાડે છે તેનું અનુકરણ કરવા માટે દ્રવ્ય પ્રાપ્ત કરો ! સ્વાર્થાંધ બની વૈભવમસ્ત બનવા માટે નહીં ! તમારા ઉપયોગ પુરતું વાપરી, તમારી સંતતિના ઉપયોગ પુરતુ રાખી, વિશેશ રહે તે પરોપકારમાં ખર્ચી પુન્ય ઉપાર્જન કરો ! કારણ કે સાધુ પુરૂષોની વિભુતિ (દ્રવ્ય) પરોપકારને માટેજ છે ! "

બીજેજ દીવસે, પ્રાતઃકાળમાં કહાનજી શેઠ આ વિદ્વાન કથાકારની પાસે ગયા. પોતાના પર્યટન માટેના અને હર કોઇ ઉદ્યોગ ખોલવવા માટેના વિચારો સાથે પુત્રના વિચારોની પ્રતિકુળતાને લીધે ઉત્પન્ન થતી ગ્લાનીનો ઢગ આ વૃદ્ધ બ્રાહ્મણ સન્મુખ કરી હૃદય હલકું કર્યું, અને અપરાધ થયો હોય તો ક્ષમા માગી.

" બીલકુલ ગભરાવાનું કારણ નથી. " એ વૃદ્ધ કથાકાર જેનું નામ સચ્ચિદાનંદજી હતું તેમણે કહ્યું " શેઠજી ! કેળવણીમાં આગળ વધવાના આપના પુત્રના વિચાર છે, તેથી કંઇ તમને હાનિ નથી. કેળવણુનો સર્વથા વિજય છે. "

" મહારાજ ! " કહાનજી શેઠે કહ્યું "તે તો હું જાણું છું પરંતુ અમારો વૈશ્યોનો ધર્મ સામાન્ય કેળવણી લઇ વ્યાપાર કરી દ્રવ્ય ઉપાર્જન કરવાનો છે અને એ દ્રવ્યનો ઉપયોગ કાલની કથામાં આવ્યું હતું તેમ પરમાર્થ કરવામાં ગાળવાનો છે. હાલની કેળવણીની પદ્ધતિ પ્રમાણે સંપૂર્ણ અભ્યાસ કરી મોખરે પ્હોંચેલા દેશીઓથી જે બીજાઓનું કંઇ ભલું થઇ શકે છે તે કરતાં કોઇક દ્રવ્યવાન ધારે તો ઘણા જનોને સંગીન લાભ કરી શકે એવી મ્હારી માન્યતા છે અને તેથીજ પર્યટન કરી-કરાવી દ્રવ્યમાં વૃદ્ધિ કરવા તરફ મ્હારો આગ્રહ છે. અને તેમાં આપની મદદની મ્હારે જરૂર છે, ! "

" મ્હારી મદદ ! બોલો કેવી રીત્યે ? "

" મહારાજ ! એ છોકરાને થોડોક વખત આપના ઉપદેશની જરૂર છે. મ્હને શ્રદ્ધા છે કે આપ જેવા પુન્ય મહા પુરૂષનાં વચનો નિરર્થક નહીં જાય."

" તો ભલે ! એવી અનુકૂળતા બની આવે તો કંઇ હરકત નથી. સામાન્ય સ્થિતિના હજાર માણસને ઉપદેશ આપવા કરતાં એક ધનાઢ્યના મનમાં અમુક વાત ઠસાવવી એ જનસમુહને વિશેષ હિતકર છે—કારણ કે તેથી વધારે માણસોનું કલ્યાણ થવા સંભવ છે અને એક લાખ માણસને ઉપદેશ આપવા કરતાં તેજ ઉપદેશ એક રાજાના મનમાં ઠસાવવાથી જનસમુહનું અધિકતર કલ્યાણ થાય છે એવું શાસ્ત્રનું વચન છે." સચ્ચિદાનંદ મહારાજે કહ્યું.

" મહારાજ ! કદાચ અનુકૂળતા ન હોય તો તે પ્રાપ્ત કરવા કૃપા થવી જોઇએ ! હું તે માટે ખર્ચ થશે તે કરી શકીશ !" કહાનજી શેઠે કહ્યું.

" વ્યવહાર અટકી પડયો હોય, અને તે ચલાવવા દ્રવ્યની અપેક્ષા હોય તે સિવાય, ઉપદેશ કે વિદ્યાદાનનો વિક્રય કરવો એ અમો બ્રાહ્મણોને માટે પાપ છે. કહાનજી શેઠ ! સાંજે સાંજે તમે તમારા પુત્રને જ્યાં કથા હોય ત્યાં લાવતા રહેશો, અને પ્રાતઃ કાળમાં કેટલોક વખત તમારે ત્યાં બનતા લગી દરરોજ અવાય એવી હું યોજના કરીશ." સચ્ચિદાનંદ મહારાજે કહ્યું.

કહાનજી શેઠને દિલાસો મળ્યો. ઘેર જઇ રસિકલાલને વાત કરતાં, તે પણ ખુશી થયો. બાપ દિકરાનાં ખુશી થવાનાં કારણ જૂદાં જૂદાં હતાં ! બીજે દિવસે સવારના આઠ વાગતે મહારાજની ગાડી નીચે આવી. રસિકલાલ નીચે સુધી જઇ મહારાજને નમન કરી પોતાના ખાસ દિવાનખાનામાં લઇ આવ્યો અને સન્માન-પૂર્વક બેસાર્યા.

" મહારાજ !" રસિકે ચલાવ્યું " આપ જેવા વિદ્વાનના સમાગમનો મને મ્હોટો લાભ થયો એથી મ્હને હું ભાગ્યશાળી માનું છું."

" ભાઇ રસિક !" મહારાજે કહ્યું " તમે એક એવા સુશિક્ષિત છોકરા છો, અને તમારા વિચારો એટલા બધા સારા સંસ્કાર વાળા છે કે તમારે કોઇ સારા સમાગમની બહુ અપેક્ષા નથી. આતો

માત્ર ક્હાનજી શેઠની તમારા પર મમતા બહુજ છે અને એમ તે સમજે છે કે મ્હારો પુત્ર અધીક વિદ્વતા પ્રાપ્ત કરે એ લોભથી આ મ્હારા તમારા સમાગમનો યોગ કર્યો છે. ”

“ એ કદાચ આપની આગળ કહેતા હશે કે અધીક વિદ્વતા પ્રાપ્ત કરાવવી પરંતુ મ્હારી આગળ વખતો વખત કહે છે કે બહુ ભણવું મૂકી દઈ કોઈ ઉદ્યોગ કરવો. દેશાવર જઈ કંઈક ધંધો શીખી લાવવો. ખરૂં પૂછાવો તો એ વાત મને એટલી બધી કંટાળા ભરેલી લાગે છે..........ક્યાં ગયા ! પિતાજી !—અરે રામા ! શેઠને બોલાવ ! ”

“ હેં ! હેં ! ” મહારાજ ચમકીને ઉભા થઈ ગયા ! “ શેઠને અહીં બોલાવાય ! પુત્રે પિતા પાસે જવું જોઇએ કે પિતાને અહીં બોલાવાય ? આપણા શાસ્ત્રની મર્યાદા કદી ન ઓળંગવી જોઇએ. વિદ્વતા વિનય વડેજ શોભે છે, એ વાત ભાઇ, ત્હારા જેવો સુપુત્ર કેમ ભૂલી ગયો ? ”

“ ભૂલ થઇ, મહરાજ, ભૂલ થઇ ગઈ એ તો. ન્વારૂ પણ ભલે એમનું કામ નથી. મ્હારી વાત મને કરવા દો. જુઓ મ્હને એ કહે છે કે દેશાવર ગયા વગર કોઇ વ્યાપારીમાં સાહસ આવતું નથી. હીંદમાં પડી રહેનારા વ્યાપારીઓ તો કુવામાંના દેડકા જેવા તે ગણી ક્હાડે છે. અજાયબી એ છે કે—કુટુંબનાં બધાં માણસો એમના જેવીજ ભૂલ ખાય છે. મ્હારા મતમાં હું એકલોજ છું.......... ”

“ ભાઇ, ” મહરાજે કહ્યું “ હાલનો જમાનો એવો ચાલે છે કે વધારે મત જે બાબત પર થાય તે વાત પસાર ગણાય ! ઈંગ્લંડની પાર્લામેન્ટમાં વધારે મતે અમુક ધારો પસાર થાય છે. હીંદની કાઉન્સિલોમાં પણ તેમજ છે. બીજી પાર્લામેન્ટો પણ એ રીત્યે કાર્યભાર ચલાવે છે. આપણી સાંસારિક બાબતોમાં પણ કુટુંમ્બનાં માણસોના વધારે મત હોય તે તરફ વર્તન રાખવાથી તેમની શુભેચ્છાઓ આપણા માનસિક બળમાં વૃદ્ધિ કરી આપણા પ્રયત્નોને વેગ આપે છે. આજ વિષય પર એક છાપામાંની આ વાર્તા છે તે વાંચી જોવા હું ભલામણ કરૂં છું. રૂચિકર લાગે તો વાંચ !

“ લાવો જોઇએ ! ”

" લે, વાંચ અને હું સાંભળું " મહારાજે કહ્યું. રસિકે તે વાર્તા હાથમાં લઇ વાંચવા માંડી:—

# વધારે મતે કામ કરવું.

ઘણા લોકો એવો ભુલ ભરેલો વિચાર કરે છે કે અખુટ દોલતવાળા હમેશાં સુખી હોય છેજ; તેમને જો આજની મારી વાતથી કંઇક બોધ મળશે તો આ વાત છાપામાં મોકલવાનો મારો શ્રમ સફળ થયો હું માનીશ. મારા પિતા પાસે જીંદગીનાં સુખનાં તમામ સાધનો હતાં. લાખો રૂપીઆ, ગાડી ઘોડા, બાગ બગીચા અને મિલો તેમની માલકીનાં હતાં અમદાવાદમાં અમારાં ચાર ઘર હતાં, સુરતમાં બે અને મુંબઇમાં મારા પિતાના આઠ માળા ઉપરાંત એક વાડી હતી. એક બે મોટી વેપારી કંપનીઓ, જેઓના મેનેજરો યુરોપિયનો હતા તેમાં મારા પિતાનો ભાગ હતો. અમદાવાદની મીલોને કેટલાક રૂપીઆ ધીરી એમણે ઉભી રાખી હતી. મુંબઇમાં અમે ઘણે ભાગે રહેતાં. મુંબઇના લોકોને વ્યાપારમાં સારી સલાહ આપનાર તરીકે પણ મારા પિતાએ નામના મેળવી હતી. મારા પિતા મુંબઇમાં સુધારાની સભાઓમાં પણ આગેવાની ભર્યો ભાગ લેનાર તરીકે પ્રતિષ્ટિત થયા હતા. મુંબઇની સ્ત્રીસમાજોમાં મારાં માતુશ્રી ઉલટભર્યો ભાગ લેતાં હતાં. ટુંકામાં અમારો વૈભવ—દોલત—સુખમાં ઉપરથી જોનારને સ્વર્ગના જેવુંજ સુખ હતું.

પરંતુ આ તો ફક્ત અમારા સંસારની એકજ બાજુ મેં બતાવી. હું મુંબઈની એક કોલેજમાં ઇન્ટરમીડીએટમાં ભણતો હતો, અમારા જેટલાજ ઉંચા કુળની ભણેલી સુશિક્ષિત બાળાને મારા પિતાએ મારા માટે શોધી કહાડી મારૂં લગ્ન તેની સાથે તેવામાં કર્યું, કેટલાક નિવૃત્તિના પ્રસંગમાં અમારા કુટુંબમાં, સુધરેલા પ્રજાઓનાં કુટુંબોની પેઠે અમુક વિષય ઉપર ચર્ચા ચાલતી, તેમાં મુખ્ય વિષય મારે આગળ ભણીને શું કરવું તેના વિષેજ ચાલતો. કારણ કે એ વિષયપર મારે અને મારા પિતાને ઘણી વિરૂદ્ધતા હતી, તે કહાડી નાંખવાને મારા પિતા મથતા હતા. પરંતુ મારા " સીવીલીયન " થવાના વિચાર. અને મારા પિતાને મને એક મુંબઇ શહેરનો મોટો વેપારી બનાવવાના વિચારો વચ્ચેનો અખાત, હમેશની ચાલતી ચ-

ચાએ વ્હોળો ને વ્હોળો બનાવવા માંડયો. મારી સ્ત્રી પરણીને ઘરમાં આવી તે પણ આ વખતો વખતની અમારી " કુટુમ્બી પાર્લામેન્ટ " માં સારો ભાગ લેવા લાગી તે એક મુંબઇના સુધરેલા કુટુમ્બમાં જન્મેલી હોવાથી અને વળી મારા પિતાનો સ્વભાવ ઘણોજ નમ્ર ને આનંદી હોવાથી તેમનો આ સભામાં લેવાતો ભાગ અમને ઘણોજ સુખકર થઇ પડયો. એક દિવસે સવારમાંજ અમે બધાં બેઠાં હતાં તેવામાં આ વિષય નીકળ્યો. મને તેનો બહુ કંટાળો હતો અને મારા પિતા વચ્ચે સારૂં ચાલે તેટલા સારૂ આ વિષયને હું દૂર રાખવાજ યત્ન કરતો.

" મને એ વિષય ચર્ચાય તેનો બહુ કંટાળો છે—" મેં કહ્યું " ગમે તેમ હોને ! ભલે કંટાળો હોય; જ્યાં સુધી એ વિષયનું સ્પષ્ટિકરણ તેં નથી કર્યું ત્યાં સુધી તારા ને મારા મનની સ્થિતિ ઘણીજ દુઃખી રહેવાની; ગમે તેટલું ભણ, ગમે ત્યાં નોકરી કર પરંતુ તું સુખી નહી થાય. મારા એક મિત્રે કહેલું મને આ વખત યાદ આવે છે કે જેની પાસે સાધન હોય છે, તે આ દુનિયામાં ઉપયોગ કરતા નથી અને જેની પાસે સાધન નથી તે ફાંફાં મારે છે. તારી પાસે સાધન છે; હું જોઇએ તેટલા રૂપિઆ આપું, વિલાયત, ચિન, જાપાન, અમેરિકા જઇ આવ અને એક સારો હુન્નર હાથ કરી લે ! "

મેં કહ્યું " જે વાતનો મને ઘણો કંટાળો છે, જેને હું ધિક્કારૂં છું તે ને તે વાત તમે પાછા આગળ ધરો છો, નથી મારે તમારી પેઠે વાણીઆ થઇને મારી જીંદગી બગાડવી. પૈસો પાસે છે, અને કીર્તિ, આબરૂ, માન, એનીજ માત્ર મને અપેક્ષા છે. હું વિલાયત, જઈશ તો તે ફક્ત ત્યાંનાં મોટાં ભાષણો સાંભળવાને, અમેરિકા જઇશ તો ત્યાંના સુખ વૈભવ જોવાને, પરંતુ એ તમારાં કારખાનાં તમારી પાસેજ રહેવા દો, મ્હારે તો તેમનું નામ ન જોઇએ.

વાત વધી પડી—હું ખુરશી ઉપરથી ઉભો થયો. જોડે મારી સ્ત્રી પણ ઉઠી એટલામાં મારી બ્હેને બીજી દરખાસ્ત મુકીઃ—

" ઉભા રહો ! ઉભા રહો ! ભાઈ આપણા બધાના " વોટ " ભેગા કરો. જો તમારી તરફેણમાં વધારે વોટ આવે તો તમે આગળ ભણવાનું વધારો અને જો પિતાજીની તરફેણમાં વોટ વધી પડે તો તમારે તેમનું કહેલું કરવું. "

**" અરે જવા દે, જવા દે એ હઠીલા છોકરાના વિચાર ! ઘણુંએ સુધરશે વખત આવશે એટલે ! " મારા પિતાએ કહ્યું " મારી મરજી વિરૂદ્ધ કરશે તો તેને ખર્ચ આપવા હું વિચાર કરીશ. "**

તેથી તો મારૂં મગજ મારા હાથમાંજ ન રહ્યું. હું ઉઠીને ચાલતો થતો હતો એટલામાં મારાં માતુશ્રીએ મને બેસાડયો, ' વોટ ' લેવાનું નક્કી કર્યું. વોટ આપનારમાં માત્ર મારા પિતા, મારાં માતુશ્રી, મારી બેન, મારો નાનો ભાઈ, હું અને મારી સ્ત્રી એટલાં હતાં. તેમાં બધાંએ "વ્યાપાર" બાબત વોટ આપ્યા. ફક્ત મારા પક્ષમાં મારી સ્ત્રીએ " હાલ અભ્યાસ ચાલુ રાખવા " નો વોટ આપ્યો પરંતુ મારે આ વોટની પંચાત કરવી નહતી. મારાં માતુશ્રીને ખોટું ન લાગે તેટલાજ માટે હું ચાલ્યો ગયો ન હતો. અને હવે " ચાલો ત્યારે અમે હાર્યા એટલું કહી ઉપર ઉપરથી જરા હસતું મોં રાખી હું ઉઠયો. અને મારા પુસ્તકાલય હોલમાં જઈ એક લાંબી ખુરશી પર પડયો એટલામાં મારી સ્ત્રી મારી પાસે આવી અને કહેવા લાગી.

' મેં તો ફક્ત તમારા માનની ખાતરજ " નોકરી " માં મારો મત આપ્યો હોં ! "

" તેં ત્હારા અંતઃકરણ વિરૂદ્ધ વર્તવામાં મોટી ભૂલ કરી " મેં કહ્યું.

" પણ તમને ખોટું લાગે એ મારાથી કેમ બને ? ! "

" એમાં ખોટું શેનું ? જ્યારે તારો સ્વતંત્ર મત માગ્યો ત્યારે તારો જે હોય તેજ મત આપવો એજ તને ઘટિત હતું " મેં કહ્યું,

" પાર હવે ગમે તેમ હોય, તમારા બે વચ્ચે સમાધાન થાય તેમ કરો આપણા કુટુંબને આવા મતમતાંતર ઘટે ? કોઇ જાણે તો કેવું ખોટું ! "

મેં કહ્યું " અમારા વચ્ચે કદી આ બાબતનું ઐક્ય થવાનું નથી, જોઃ સાંભળ. એ, મને ખર્ચ આપવા કહેતા નથી તો હું કહું છું કે મને પ્રાર્થના કરીને આપે તો પણ મારે તે લેવું નથી. હું અહીંથી કલકત્તે જઇશ અને ત્યાં એક " ઓરેટરી " નો ક્લાસ છે ત્યાં દાખલ થઇશ ને તેની સાથે અભ્યાસ આગળ વધારીશ,

મારી સ્ત્રીએ હવે ઘણુંજ ઉલ્લાસાથી કહ્યું " અને મારૂં શું ?"

"તારે અહીં શાંતિથી કેટલોક વખત ગુજારવો પડશે"

"શી રીત્યે ? જે કુટુંબથી હું વિરૂદ્ધ પડી તેમાં હવે રહેવાય શી રીત્યે ?" તે બોલી ઉઠી.

"પોતાનો સ્વતંત્ર મત પ્રકટ કરી તે બધાંની મહેરબાની મેળવીને રહેવાય" મેં કહ્યુ.

"જાઓ, જાઓ; એવી તે મહેરબાની મેળવાતી હશે ? મને તમે કેવી સ્થિતિમાં લાવીને મુકી ?" એટલું બોલતાં એની આંખમાં આંસુ આવી ગયાં.

"સ્ત્રીઓ તો સહજ બાબતમાં પણ રડી નાંખે છે, અને પુરૂષો બિચારા તે રડતું સાચું માનીને ગભરાય છે." આટલું કહીને મેં તેને સહજ હસાવી.

"ત્યારે શું તમે જશોજ !"

"નિશ્ચય પૂર્વક" મેં કહ્યું.

"ને હું શું કરૂં ?"

"આ આપણી લાયબ્રેરીનો ઉપયોગ અને આનંદ !" મેં કહ્યું.

"મને તમારી હાજરી સિવાયનો કોઈ પણ આનંદ આનંદ તરીકે લાગવાનો નહિ; માટે તમારે મને સાથેજ રાખવી પડશે." તે બોલી.

અમે લગભગ અડધો કલાક વાતચીત કરી બન્નેએ સાથે જવાનો નિશ્ચય કર્યો. પ્રથમ તો ઘરમાંથી ઉપડવા માટે એવું બ્હાનું કહાડયું કે મારી તબીયતના ફેરફારને અર્થે મારે મહાબલેશ્વર જવાનું છે; ને સારવાર માટે મારી સ્ત્રી સાથે રહેશે. આ યુક્તિથી રજા તો મળી, બીજેજ દિવસે અમે બન્ને તૈયાર થયાં, તૈયાર થવાનું કશું હતું નહીં. ઘરમાંથી મારા પિતાની કમાણીનો કોઇપણ પદાર્થ લેવા માટે મારી ખાસ ના હતી. ફક્ત મારી સ્ત્રીએ પોતાના પિતાને ત્યાંનું એક ટ્રંક ને તેનાં કપડાં સાથે રાખ્યાં હતાં. અને એક બીજા ન્હાનાં ટ્રંકમાં મેં ફકત કપડાં શિવાય કાંઈ પણ નહતું લીધું. બીજે દિવસે બપોરે પુનાની ટ્રેનમાં ઉપડવા હું ઉપરથી મારા પિતાના દિવાનખાનામાં નીચે ઉતર્યો. આજ મારા પિતા જાણી જોઈને એક ઓફીસમાં ગયા નહતા. તેમને મારા જવા સંબંધી બીજે કંઇ પણ

વહેમ પડ્યો નહોતો. પરંતુ મહાબલેશ્વર જેટલે પણ છેટે હું જાઉં તે વખતે મને જોવા તેમના પિતા તરીકેના સ્વાભાવિક સ્નેહે તેમને રોકી રાખ્યા હતા. હું ઉતર્યો તેવુંજ તેમણે પુછ્યું—

"સાથે કેમ કશું રાખ્યું જણાતું નથી?"

"મારા એક મિત્રના પરોણા તરીકે હું જવાનો છું. તેમ છતાં એકેક ટ્રંક તો અમો બન્નેએ રાખ્યું છે." મેં કહ્યું.

મારા પિતા કદાચ મારો મર્મ સમજી ગયા હશે. મારાં માતુશ્રી જોડેજ ઉભાં હતાં તેમણે તો મારો શબ્દેશબ્દ ખરો માન્યો, મારા પિતાએ પોતાની શંકા મારી માતુશ્રીને જણાવતાં જરા આંચકો ખાધો. મારા પિતાને એક પળમાં ઘણા વિચાર આવ્યા. તે મેં જોયા પરંતુ એ તમામનું સમાધાન કરવા અમારા એકેની હિમ્મત ચાલી નહીં. અને "હું જાઉં છું" કરીને હું નીચે ઉતર્યો. મારી સ્ત્રી પણ જોડેજ ઉતરી. નીચે ચાકરે આવીને ટ્રંક મુક્યાં, અને અમે ઉપડ્યાં. સ્ટેશનપર મારી સ્ત્રીએ ફર્સ્ટકલાસની બે ટીકીટો લીધી ગાડીમાં બેઠાં પછી મેં મારી સ્ત્રીનું ટ્રંક તપાસવા માંડ્યું. તેમાં અમારાં બન્નેનાં કપડાં, ખપજોગ વાસણો, અને સાડા અગીઆર હજારની કરન્સી નોટો હતી. આ બધા તેના ખાનગી પૈસા હતા. અમારી ટીકીટો કલકત્તાની લીધી હતી. મારા પિતા મારે માટે હવે શું લાગણી ધરાવે છે તે જાણવા માટે અને મને તેમના તમામ કાગળો પહોંચે તેવી ગોઠવણ કરવા માટે, મહાબલેશ્વરના પોસ્ટ માસ્તરને કાગળ લખી નાંખ્યો; અને કલકત્તાના મહત્ આશ્રમ નામના હોટેલમાં જ્યાં અમે ઉતારવાનાં હતાં ત્યાંનું ઠેકાણું તેમાં લખ્યું હતું.

અમે કલકત્તે ઉતર્યા. પાસે છુટા પૈસા નહતા. એટલે રૂ. ૫૦૦ ની એક નોટનો કકડો વટાવવા માટે મારા ગજવામાં રાખવા ટ્રંક ઉઘાડીને મારી સ્ત્રીએ આપ્યો તે મેં લીધો. મજુરને માથે મ્હારી સ્ત્રીનું નોટોવાળું ટ્રંક ઉપડાવી અમે સ્ટેશન ઉપર મોટી ભીડની વચ્ચે ઉભાં રહ્યાં. ને કેટલીક મુશ્કીલતે બહાર નીકળવા પામ્યાં. મ્હારૂં ટ્રંક ઘણું ન્હાનું હોવાથી મ્હેં હાથમાંજ રાખ્યું હતું. ટ્રંકવાળો મજુર પછવાડે રહી ગયો હતો તેની સ્હેજ વાટ જોઇ પણ આવ્યો નહીં. મારી સ્ત્રીને સ્ટેશનના બહારના ભાગ ઉપર ઉભી રાખી હું તપાસ કરવા અંદર ગયો તો મજુર મળે નહીં! "છેતરાયાં! અરે પ્રભુ!"

કરી મેં નિશ્વાસ મુકયો પણ મને બીજી ક્ષણે ભાન થયું કે આ વાતનો હવે શોક કરવો કામનો નથી. જે થયું તે સારાને માટે એમ સંતોષ માની હસ્તે મ્હોડે હું બહાર આવ્યો. મારી સ્ત્રીએ તુરતજ પ્રશ્ન કર્યો કે " મજુર હાથ લાગ્યો ? "

મેં હસીને કહ્યું " ચાલો હવે, આટલું બાકી હતું તે પુરૂં થયું. મેં કયારે ઘેરથી કાંઇપણ લેવાનો વિચાર પણ કર્યો હતો ? "

" ત્યારે શું મજુર જતો રહ્યો ? આપણે સ્ટેશન માસ્તરને સંભળાવીએ. "

મેં કહ્યું "જવા દો, ભલું થયું તે ભાગી જંજાળ."

હું હસ્યા કરતો હતો, અને મારી સ્ત્રી રડયા કરતી હતી તે જોઇને મને વધારે હસવું આવતું હતું. છેવટે મેં કહ્યું " હવે ચાલો, આ ૫૦૦ નો એક કકડો તો આપણી પાસે હજી છે. માટે ભાડાંની ગાડી કરો. સ્ટેશન માસ્તરને સંભળાવીએ છીએ, અને તપાસ કરી પત્તો લાગશે તો આપણને ખબર આપશે. સ્ટેશન માસ્તરને આ તમામ હકીકત સંભળાવી.

અમે ગાડી કરી; મારી સ્ત્રીએ પાછી વાત ઉપાડી.

" એ ૫૦૦ ની નોટ કહાડવા મેં ટ્રંક ઉઘાડી ત્યારે મજુરે ટ્રંકમાં જોયેલું હોવું જોઇએ; નહિં વારૂ ? "

મેં કહ્યું " હવે થયું તે થયું. આપણે હવે શું કરવું એજ વિચાર કરો.

ગાડી આવીને **"આશ્રમ"** આગળ ઉભા રહી, શું ભલો મેનેજર ! અમને અંદર લીધાં અને અમારો ઓરડો બતાવ્યો. ઇંગ્રેજી હોટલોને પછાત મુકે એવી રીતે આર્યોએ હાલ કરી મુકેલી, ઇંગ્રેજી અને આર્ય પદ્ધતિના મિશ્રણની તેમની જીંદગીને છાજતી દરેક ચીજ ત્યાં તૈયાર હતી. અમે અંદર દાખલ થયાં ને મ્હારૂં ટ્રંક આવી ગયું એટલે મેનેજર નીચે ગયો, અને થોડીવારમાં અમારે માટે ફલાહાર લઇ આવ્યો, અને મને ઘણાજ આગ્રહપૂર્વક તે લેવાને વિનંતી કરી. મ્હેં ટેબલપરની સામગ્રી ઉપાડવા માંડી, મારી સ્ત્રી પણ એક અંગ્રેજી બાનુનેજ છાજે એટલી વિધીપૂર્વક મારી જોડેની બેઠકમાં બેશી ગઇ, વળી જરા ઉભી થઇ. આંસુ સુકાયાં હતાં તેથી જરા મોં ધોઈ આવી, અને બેઠી, મેનેજર પાસે ઉભો રહ્યો હતો. મેં " ઉપકાર માન્યો " એટલે તે ચાલતો થયો.

"આ તમારો વિનય ફક્ત પેલો ૫૦૦ નો કકડો રહ્યો છે ત્યાં સુધીજ ચાલવાનો ! આ લોક તો પૈસા લેવાની ખાતર બમણો વિનય બતાવેજ."

"જુઓ ! હવે પાછા તમે તો હસોછો જ !" કહીને મારી સ્ત્રી રડી પડી !

"આરસપ્હાણની આ ધોયેલી લાદી ઉપર પાછાં મોતી વેરાય છે." એમ કહી મેં તેનાં મોતી જેવાં આંસુ તરફ દૃષ્ટિ કરી અને ખુબ હસી પડયો.

"છો અમારે !" કહીને તે રડવામાં વધી પડી. હજુ સુધી નિ:શબ્દ રૂદન હવે સશબ્દ થવા લાગ્યું.

"બસ ! બસ ! પેલો મેનેજર જોશે, ને જાણી જશે. શું જોઈએ છે એમ પૂછવા તો હમણાં આવશેજ આવશે. પૈસા ખોવાય ત્યારે પુરૂષો રડતા હશે કે સ્ત્રીઓ ?"

એનું રડવું બંધ રહ્યું નહીં. એનો સરળ સ્વભાવ જોઈ મેં એને કોઇ દીવસ પણ માર્મીક વચન કહ્યું નહતુ. પરન્તુ હવે એમ કરવાનો સમય આવ્યો અને મેં કહ્યું " આ પૈસા ગયા તે તારા પોતાના ખાનગી હતા માટે તને રડવું આવે છે કે ?" હવે આપણે શું કરીશું" તેનું રડવું આવે છે, તે બેઉમાંનું કયું હું સમજી શકતો નથી."

"તમેજ કહોને !" એ બોલી. મને જરા માર્મીક વચન તરફ સિંહાવલોકન કરતાં ડર લાગ્યો. હું પસ્તાવા લાગ્યો."

"મેં તો તને સ્હેજ બોલાવવાજ પ્રયત્ન કર્યો હતો. તું હવે ધૈર્ય રાખ. સમજ—બુદ્ધિ—દીર્ઘદ્રષ્ટિ દુ:ખ વખતે દીલગીર થવાથી ઘટે છે. તું સ્ત્રી છે. તને દીલગીરી થાય છે. હું પુરૂપ છું. અમારો ગમે તે રીતે પૈસા પેદા કરી તમને આપવાનો ધર્મ છે. મને જરા પણ ભીતિ નથી. આથી ભલેને એક હજારગણી સ્થીતિ બગડે તો પણ શું ? પરદેશ આવ્યા છતાં તુંતો જાણે હજુ ઘરમાંજ હોય એમ નિર્ભય વર્તન કરે એ ઠીક નહીં. હજુ તારે પાછાં જવું હોય તો જઇ શકાશે; અને તેમ કરીશ તો તું ત્યાં સુખી થઈશ ને હું અહીં સુખી થઇશ કેમ શો વિચાર છે ?"

આ વિચારથી તે સ્તબ્ધ બની. રડવું બંધ થયું, કંઈક ભીતિ-

થી તે ડગી. આંસુ સૂકાઇ ગયાં. તેના મ્હોડાપરનું તેજ વધ્યું. પાછા જવાના વિચારે ભીતિ ઉત્પન્ન કરી તે મેં પ્રત્યક્ષ જોઇ.

તે બોલી " અવિનય માટે ક્ષમા કરવી એ આપનો ધર્મ છે. પેલા યુરેઝીયન ગાર્ડોને હાથે સ્ત્રીઓ, ભલેને તેઓ ફર્સ્ટ ક્લાસ પેસેન્જર હોય પણ તેમની ફજેતી વાંચી મને થરથર કંપારી આવે છે. હવેથી મને એવું કહેશો નહીં. સ્ત્રીને બનતાં સુધી રેલ્વેમાં એકલી મોકલાયજ નહીં અને તે રેલ્વેનું અંધેર સુધરે તોપણુ હું તો આપના ઘરની રાણી છું. આપ ત્યાં મારૂં ઘર. "

સાંજના ત્રણ વાગતે મેં મેનેજરને બોલાવી મારે માટે શહેરમાં " **બાઉ બઝાર** " આગળ ગાડી ભાડે કરવા સુચના આપી.

" આપને એકલાજ જવાનું છે કે બાઇ સાહેબ સાથે આવે છે ? " તેણે હિંદુસ્તાનીમાં કહ્યું.

અદ્યાપિ સુધી મ્હેં તો જાણે એકલાજ જવાનો વિચાર કર્યો હતો પણ મારી સ્ત્રી તો એમ સમજતી જણાઇ કે " મને કાંઇ એ-કલી મૂકીને જશે ? " તેમ મ્હેં તેના મ્હોંપરથી જાણ્યું એનું મ્હોં સ્હેજ દયામણું બન્યું, એટલે મ્હે જાણ્યું કે તે સાથે આવવા માગે છે, મ્હેં જરા--સહજ મોપરથી ભીતિ બતાવે તેમ કર્યું એટલે એ જવાબ સમજી ગઈ કે આ સાથે લઇ જવા માગતા નથી પણુ અમારી આ " વાયરલેસ ટેલીગ્રાફી " અમારા વચ્ચેજ ચાલી. મે-નેજર તો મારા સામે ઉભોજ હતો. મેં તેને હવે જવાબ આપ્યો કે મારે એકલાનેજ જવાનું છે. એ ગયો ને તુરતજ એક ભવ્ય દે-ખાવની સાક્ષાત્ લક્ષ્મી સ્વરૂપ જેવી સૌંદર્યમુર્તિ સમાન ત્રીશેક વર્ષની બંગાળી સુંદરી અમારા ઓરડાના બારણા નજીક આવી ઉભી રહી મારી સ્ત્રીનાજ સામું જોઇને તેણીએ હિદુસ્તાનીમાં જણાવ્યું કે— " બાઇ સાહેબની પાસે રહેવા મને આજ્ઞા થઇ છે. "

મારી સ્ત્રીએ મને ખુશીથી રજા હવે આપી. હું તે બન્નેને વાત કરતાં ઓરડામાં રહેવા દઇ નીકળ્યો.

હવે મારી જીંદગીનો એકડો શરૂ થયો, મારે ભણવું કે નોકરી લેવી એ સવાલ મને ઉભો થયો. પાંચસો રૂપીઆ બે મહીનામાં ઉડી જાય એમ હતું. આશ્રમમાં ઉંચી પંક્તિના ભોજન અને તે સાથે

અમોએ અદ્યાપિ સુધી ભોગવેલી સુખી જીંદગી મુજબ રહેવા માટે રહેલી રકમ નજીવી લાગી. મારી સ્ત્રીને આ સવાલના ફડચામાં ભેગી ભેળવવાનું મને ગમ્યું નહીં. કારણ કે તેના સ્વભાવની મૃદુતા એટલી બધી હતી કે તેના જેટલી નમ્ર સ્વભાવની બીજી કોઇ સ્ત્રી દુનિયામાં નહીં હોય એમ હું માનતો હતો મૃદુતાનો ગુણ જો કે સ્ત્રીઓને શોભા આપનાર છે એમ હું માનતો હતો. પરંતુ આના સ્વભાવમાં તો કંઇક મૃદુતાનું પ્રમાણ વધારે પડયા જેવું મને જણાતું હતું.

એક મ્હોટા બંગાલી બાબુના છાપખાનાના કંપનીમાંજ હું જઇને ઉભો. અને મેનજરને મળવા માગ્યું. મેનેજરે મને જોઇ સારો આવકાર આપ્યો ખરો પણ જ્યારે મેં જણાવ્યું કે હું નોકરીની શોધમાં આવ્યો છું ત્યારે તેણે પ્રથમ આપેલું માન ધીમે ધીમે પાછું ખેંચી લેવા માંડયું. મારા સારા નસીબે ત્યાં બે જગાઓ ખાલી હતી. એક સો રૂપીઆની સબ એડીટરની અને બીજી ૨૦ રૂપીઆની પ્રુફ રીડરની. પરંતુ તે બેમાં એક મારાથી બને તેમ ન હતું કારણ કે સો રૂપિઆવાળી જગામાં પાંચ હજારની જામીનગીરીની જરૂર હતી. અને મારી પાસે હવે કંઈ રહ્યું ન હતું. તેમ મારા પિતા પાસેથી કાંઇપણ ન મંગાવવા મેં નિશ્ચય કર્યો હતો. અને ૨૦ રૂ. વાળી જગામાં હું રોકાઉં, તો આગળ અભ્યાસ થાય તેમ ન હતું. ભણવું ને નોકરી એ સાથે નહીંજ બને એમ મને નિશ્ચય થયો અને આવા વિચિત્ર સંજોગોમાં ૨૦ રૂપીઆની નોકરી લેવા બાબતના ખતમાં મે સહી કરી આપી. સંજોગોને લીધે કરી આપવી પડી ! !

હું આશ્રમમાં સાંજે આવ્યો. મારી સ્ત્રીની કદી પણ મને બીક લાગી હોય તો તે આજેજ હતી. તેને શું કહેવું ને શો દિલાસો આપવો તેની મને ગભરામણ થવા લાગી. હું મારા ઓરડામાં પેઠો તે વખતે ભલી બગાલી બાબુ સ્ત્રી ચાર પાંચ પુસ્તકો સમેટી લઇને બહાર આવી.

“ કહો, શું કરી આવ્યા ? ” એણીએ એકદમ પ્રશ્ન કર્યો.

“ કહો, આ સ્ત્રીની જોડે શું શું વાત ચાલી ? ” મેં વાત ઉડાવવા ઉત્તર આપ્યો.

એટલામાં મેનેજર ગરમ ગરમ ચહા પોતાના નોકર જોડે લઇને આવ્યો. મેં મનમાં વિચાર કર્યો કે ઠીક થયું બે ઘડી આજનો મારા ઇતિહાસનો સવાલ પાછો હઠયો. ચહા પીધા પછી મેં વાત ઉપાડી.

હિન્દુસ્તાની ભાષા ન હત તો તમે બેઉ જણ શી રીતે વાત કરત !

આ સ્ત્રી સાક્ષાત દેવી જેવી છે હોં ! શું એનું સંસ્કૃત જ્ઞાન છે. વાહ ! એ આ મેનેજરની પત્ની છે. મેનેજર જો કે એક ગરીબ બ્રાહ્મણ છે તોપણ આ સ્ત્રીનો પિતા બંગાલાનો એક કુલીન સુપ્રસિદ્ધ બ્રાહ્મણ હોવાથી એ સ્ત્રી સંસ્કૃતનું ઘણું ઊંચુ જ્ઞાન ધરાવે છે. એ સંસ્કૃતમંજ મારી સાથે વાત કરી શકત. પણ બન્યું. મારૂ સંસ્કૃત જ્ઞાન ઓછું એટલે હું પૂરૂં સમજી શકી નહી, ને મેં હિંદુસ્તાનીમાં બોલવા વિનંતી કરી એણીએ એક વાત કહી છે તે મને બહુ સારી લાગે છે. તે વાત જો કે જુના વખતની છે તે તમને નહી સારી લાગે પણ આજ્ઞા હોય તો કહું."

મને તેણીએ પ્રથમ પૂછેલો પ્રશ્ન ઉડી ગયેલો જોઇ, વળી કંઇક ચહાની ગરમીએ ઉત્પન્ન કીધેલો તેના મોઢા ઉપરનો ઉત્સાહ, કંઇક ચહાની કેફ, કંઈક મારી થોડા વખત પછીની હાજરીએ તેને આપેલો આનંદ જોઇ હું ખુશી થયો ને મેં ઉત્તર આપ્યો કે—

"એ વાત કહેવાને માટે હું આજ્ઞા નથી આપતો પણ વિનંતિ કરૂ છું. ભલે ચલાવો."

"કેમ કંઇ એટલું બધું ? !" કહી તે જરા શરમાઇ, અને વાત ચલાવી "જુઓ, જુના વખતમાં બંગાલાના એક દેશના રાજાની રાણી એક વખત ગંગા તટે સ્નાન કરવા આવેલી તે સ્થળેજ બંગાલાના એક સુપ્રસિદ્ધ પંડિતની પત્ની પણ લુગડાં ધોતી હતી. ધોતાં ધોતાં પેલી બ્રાહ્મણીના ધોવાથી રાણીનો સુવર્ણમય રત્નજડિત બંગડી ઉપર છાંટા ઉડયા. પંડિતની સ્ત્રી એટલી ગરીબ હતી કે પહેરવા માટે કાચની બંગડી પણ હતી નહી એટલે "નાડાછડી" હાથે વીંટાળી તેની બંગડી કરી હતી. રાણીએ બ્રાહ્મણીને ઠપકો આપતાં કહ્યું કે "અરે; ઓ ભિખારણ ! હાથમાં પહેરવા બંગડી તો મળતી નથી ને મોટા મોટા પછાડા શાના મારે છે ?"

બ્રાહ્મણી–" રાણીજી ! તમારી એ સુવર્ણમય બંગડીનો ચળકાટ આ મ્હારી નાડાછડીના તેજને લીધેજ છે. સમજ્યાં ! ગર્વ જવા દો !

સાંભળો એક શાસ્ત્રનું વચન !

પદ.

અભિમાન રહ્યો નથી રાવણનો—(૨)
ભૂપર ભારે કૈંક ભુપાલા—
દુર્યોધન–દશ શીર–શીશુપાલા |
થયા તે કોને કહો હવાલા ?—
કરીને ભવ્ય મહેલો ઠાલા—
પળ પણ શક્યા સાચવી પ્રાણ ? !
ગયું ક્યાં કહો પ્રચંડ ગુમાન ? ? !
પથ એક સરવને જવણનો—
અભિમાન રહ્યો નથી રાવણનો.

રાણીએ ગુસ્સે થઇ મહેલમાં જઈ રાજાને કહ્યું કે હમણાં ને હમણાં એ કોણ છે તેનો તપાસ કરાવો. રાજાએ માણસો મોકલી તપાસ કરાવ્યો તો માલમ પડયું કે કાશીનો સુપ્રસિદ્ધ પંડિત જે ત્યાં આવી રહેતો હતો અને જેના ત્યાં રહેઠાણથીજ એ રાજા બધે પ્રખ્યાત હતો તેની સ્ત્રી તે માલુમ પડી, પછી રાજાએ રાણીને ઠપકો આપ્યો કે " એ સ્ત્રીએ કહેલી વાત ખરી છે. એના પતિને લીધેજ આપણા રાજ્યની પ્રખ્યાતિ છે."

એ પ્રખ્યાત પંડીતના કુટુંબમાં આ સ્ત્રી જન્મેલી છે. સમજ્યાં ! મને તો તમારી પેઠે રસથી વાત કરતાં આવડતી નથી. જેમ આવ્યું તેમ બોલી. "

" વાર, બહુ સારૂં કહ્યું. બીજું કંઈ–બીજી કાંઈ વાત તેણીએ નથી કરી ? " મેં પૂછ્યું.

પરંતુ એટલામાં જમવાનો વખત થયો, જોડેના ઓરડામાં અમારે માટે પીરસવામાં આવ્યું. કુટુંબો માટે જુદા હોલમાં ભોજન વિધિ રાખવાનો રીવાજ અહીં સારો હતો. અમે જઇને પાટલા પર બેઠાં.

" તમે મને કહ્યું નહીં કે તમે આજ શું કરી આવ્યા ?" તે બોલી.

રે કમનસીબ! હવે મારી ફજેતી થાય તેમ લાગ્યું. હું લક્ષાધિપતિનો પુત્ર, હજારો રૂપીઆનો હીસાબ ન ગણનાર માણસ, તેને માત્ર વીશજ રૂપીયાની નોકરી સંજોગોને લીધે અને મરજી વિરૂદ્ધ લેવી પડેલી, અને એ વાત મારી સમજુ અને સકુમાર હૃદયની સ્ત્રી જોડે ખુલ્લી કરવાનો સમય આવ્યો તે જોઇ મને ધણું લાગી આવ્યું. એક વખત તો તે વાત મેં પડતી મૂકી બીજી વાતનો પ્રસંગ ક્હાડવા ફાંફાં માર્યા તેમાં ફતેહમંદ થયો. અને હવે કાંતો જુઠુ બોલવું અગર કાંતો વીશ રૂપીઆનીજ નોકરી મળી છે એમ જાહેર કર્યા વગર છુટકો ન રહ્યો. વીશ રૂપીઆની નોકરી મેળવી છે, એ બોલવા તો મારી જીભ ઉપડી નહીં. વળી આવી બાબતમાં એક નિર્દોષ અસત્ય વચન અને વળી મારી પોતાની સ્ત્રી આગળજ તે બોલવાનું હોવાથી મારી ભીતિ ઓછી થઇ ને મેં કહ્યું.

" મેં એક નોકરી મેળવી છે."

" ક્યાં ?!"

" એક સારા ખાતામાં છે."

" ને કેટલો પગાર છે?"

" બહુ ઓછો છે."

" પણ કેટલો? આપણું ખર્ચ નભી શકશે ને? તે સાથે વળી અભ્યાસ કરવાનો વિચાર રાખો છો તેનું શું?"

" પગાર જુજ છે ખર્ચ સહજ નભશે " મેં કહ્યું.

મારા શરીરમાં કંઇક થઈ આવ્યું. મારી સ્ત્રીના મુખ ઉપર નિર્દોષપણાનો, સત્યનો, વિજળી જેવો પ્રકાશ જોઈ મારે અસત્ય બોલવું હતું તે મે માંડી વાળ્યું.—

વિધિ જે સંજોગોમાં આપણને મુકે તેમાં આપણે રહેવું જોઇએ, " મેં કહ્યું." તને ગમે તેમ ખોટું લાગે તો પણ મારે કહેવું જોઇએ કે મને ફક્ત રૂ. ૦—મળશે. અને આ કહેતાં મારી જીભ ન ઉપડતી હોવાથીજ હું તે તારી આગળ કહેવા આંચકા ખાતો હતો " એમ મેં બનેલી વાત કહી બતાવી.

આથી પ્રથમ તે નારાજ થઇ. પરંતુ તેણીએ તે વખતે ધૈર્ય

આવ્યું. આ આશ્રમમાંથી નીકળી બીજે કંઇક એકાદ અમારી આવકના પ્રમાણમાં કોટડી ભાડે રાખી રહેવાની તેણીએ મને સૂચના આપી. તેમ કર્યા વગર અમારો છુટકો નહોતો, મને નોકરી મળી હતી તે કારખાનાની નજદીક મે કોટડીની શોધ કરવા મંડી કારણ કે ઓફીસ પાસે હોવી જોઇએ. હવા અજવાળાનું સુખ જોઇએ, અને બની શકે તો બંગાળી બાજુઓની સારી સોબત હોવી જોઇએ. એવી કોટડી શોધી કહાડવા મારી સ્ત્રીએ મને ફરજ પાડી હતી વીશ રૂપીઆની આવકમાં મારે તેમ કરવું અશક્ય થઇ પડયું હતું. મારા ખાતાનો મેનેજર બહુ ભલો માણસ હતો પરંતુ મારી સ્થીતિ તેની આગળ જાહેર કરવાની મારી હિમત ચાલી નહીં. મને અહીં આવ્યાને આઠ દીવસ થવા આવ્યા હતા. અમારા બન્નેનું રોજનું ખર્ચ પાંચ અને છ ની વચ્ચેનું હોવાથી મને નાણાંની ભીડ પડશે. એવી ભીતિ લાગવા માંડી. મને એક વખત એક અમદાવાદી પાત્રડીવાવાળો ગુજરાતી વાણીયો " કોલુતોલ્લા " કરીને જગા છે ત્યાં ભેગો થયો હતો, તેને મેં પ્રથમ જોયેલો હતો પરંતુ ક્યાં એ મને સરત નહતી. તે મને જોતાંજ ખડખડ હસી પડયો, અને મારી સ્થીતિ જાણે જાણતો હોય તેમ જણાયું, તેથી મને તેના ઉપર ધિઃકાર છુટવા લાગ્યો પણ મેં સ્પષ્ટ શબ્દોમાં તેનું અપમાન કરવાનું ઉચિત ધાર્યું નહીં, તેણે મને કહ્યું કે તમે કહેશો તેવી હું તમને મદદ કરીશ પરંતુ મારા સામું જોતાંજ તેને ઉપજતું હાસ્ય જોઇ મને બહુ લાગી આવ્યું. છતાં મેં તેને એક ઉપર કહ્યા મુજબની કોટડી શોધી કહાડવા બતાવ્યું તે તેણે કબુલ કર્યું. મેં મારૂં ઠેકાણું બતાવ્યું. બીજેજ દીવસે તે મારી ઓફીસની જોડેનાજ મોટા માળામાં એક નાના દીવાનખાના સહિતની ઓરડી ભાડે કરી લાવ્યો. ભાડું ફક્ત રૂપિઆ પંચજ હતું ! કલકત્તા જેવા શહેરમાં જાહેર રસ્તા ઉપર અમને આવું મકાન મળ્યું જોઇ અમે ખુશી થયાં, અને કલકત્તામાં મુંબઇ કરતાં બહુ રસ્તા મકાન ભાડે મળે છે એમ અમને લાગ્યું.

અમે હવે ત્યાં રહેવા ગયાં આશ્રમના મેનેજરનો અવેજ ચુકાવતાં, અને બીજુ પરચુટણ ખર્ચ જતાં અમારી પાસે ૩૯૮ રૂપિઆ માત્ર રહ્યા તે " શ.લ.ક " મારી સ્ત્રીએ એક ચોપડી બાંધી

તેમાં મુકી અને વીસની આવક અંદર ખર્ચનું “ બજેટ ” કરી દીધું ! “ પીયર્સ ” “ પ્લાનટોલ–મીરતમેકીટ ” વગેરે સાબુઓને બદલે રેમલનો સસ્તો સાબુ, ટોઇલેટને બદલે સાદું ધુપેલ વગેરે વગેરે મુકી મારી સ્ત્રીએ અનાજ મસાલા સહિતનું મારા હાથમાં કાગળીયું આપ્યું. લેવા જનાર નોકર ન મળે ! જાતે બજારમાં જઇને લઇ આવ્યો અને કેટલોક ઠગાયો ! કેટલોક ભાવનો અનુભવ મળ્યો પરંતુ મેં તેને લાવીને સઘળુ સોંપ્યું. બીજે દીવસથી નિયમસર ઓફીસમાં જવા માંડયું, પેલા ભલા મેનેજરની ભલી સ્ત્રીએ મારે ત્યાં મારી સ્ત્રી પાસે આવવું શરૂ કર્યું હતું. તેમનો સ્નેહ થવાથી મારી સ્ત્રીએ તેને અમારી ખરી સ્થિતિ કહી દીધી હતી.

મહિનો થયો. પગાર આવ્યો. પંદર રૂપિઆનો હું શીલીકમાંથી સામાન લાવ્યો હતો. પાંચ ભાડામાં ગયા પણ બે રૂપિઆ પરચુરણ વપરાયા હતા તેથી વીશની આવકમાં બાવીશનું ખર્ચ થયું. તે સામે મારી સ્ત્રીએ વાંધો ઉઠાવ્યો ! એક નાજુક સ્ત્રીમાંથી તે એક ગરીબ ઘરની ઉદ્યોગી સ્ત્રી બની ગઇ હતી. તે મેં જોયું. વાસણ પાણી કોઈ દિવસ ન કરેલું છતાં તે જાતેજ કરતી. કપડાં, મારાં ને તેનાં, તે ધોતી છતાં દુધ, ચહા, વગેરેમાં બે રૂપિઆ વધી પડયા, અમારી જરૂરીઆતો પ્રમાણે પાઇએ પાઈ એણીએ જોઇ વિચારીને વાપરવા છતાં આમ બન્યું હતું તોપણ બીજા મહિનાના બજેટમાં રૂા. ૧૩ નો સામાન મંગાવ્યો.

બીજા મહિનાની પહેલી તારીખે હું ઓફીસમાં ગયો કે તુરતજ મેનેજરે મને બોલાવ્યો ને સો રૂપિઆની સબ એડીટરની જગોએ મને સીકયુરીટી વગર એકિટંગ તરીકે નીમવાની મરજી બતાવી. સાંજે મારી સ્ત્રીને આ વાત જાહેર કરતાં તેણે એ ઘણી ઘણી ખુશી બતાવી અને પ્રિય વાંચનાર ! આ એક લક્ષાધિપતિની સુશિક્ષિત પુત્રી અને મારા જેવા લક્ષાધિપતિના પુત્રના ઘરની ગૃહપત્ની–કારભારણ–દાસી એ આજ મહિનો જતાં અમે હમેશ વાપરતાં એવું ઉમદા ભોજન તૈયાર કર્યું ? ! અજબ દીઠું સંસાર ! અજબ દંપતિ સ્નેહ ! હું મારા દુઃખને માટે તો દુઃખી હતોજ નહિં; તેના દુઃખથીજ હું દુઃખી હતો તેમ તે તેના નહિં પણ મારા દુઃખથી દુઃખી જણાતી અમે એક બીજાને હિંમત આપવા ખાતર ઘણી

વખત દીલગીરિ કરવી હવે મુકી દીધી.

પગાર વધ્યો તેજ દિવસે કેટલુંક ઉન, ભરત માટે ઝીક, કેટલીક ઉમદા ચીજોનું બજેટ મારા હાથમાં મુકાયું, તે મુજબ મેં હવે તો ઓફીસના એક વિશ્વાસુ માણુસ પાસે મંગાવ્યું ને સાંજે ઘેર લઇ ગયો.

સબ એડીટર તરીકે મારે ઘણું વાંચવું પડતું. દેશમાં ચાલતા સવાલો તમામ વર્તમાનપત્રો ચર્ચાવતાં, તેમાં મારે ભાગ લેવો પડતો. હાલ ઉદ્યોગનો સવાલ જોર પર આવી રહ્યો હતો. ' નોકરી ઇચ્છનારને જરા સારી રીતે તરછોડી કહાડવા અને ઉદ્યોગને માટે ભલામણ કરવી; સમજ્યા મી...? ' કરી બીજે દિવસે મને એડીટરે સુચના આપી ! અજબ ધંધો ! નોકરી ! મ્હારી મરજી વિરૂદ્ધ મ્હારે પેપરમાં નોકરીને તરછોડી ઉદ્યોગના હીમાયત કરવી પડતી !

"કહો, હવે આપની મહેનત, આપનું શરીર સહન કરે એટલી ઓછી થઈ છે, ? આપને આટલું આટલે વખતે પુછવાની આજ્ઞા છે ? " એક દીવસ સાંજે મારી ભલી સ્ત્રીએ પુછ્યું.

આટલા બધા દિવસથી તે એક મજુરની પેઠે કામ કરતી હતી તેમ જતાં મેં તો તેને તેવું કંઇ પણ પુછ્યું ન હતું તેથી હું શરમાયો–બહુ પસ્તાવા લાગ્યો. મૂળ સ્થળમાંથી આંસુ નીકળ્યાં પણ આંખોમાં આવતાં ધૈર્યે તેમને પાછાં કહાડયાં અને " સંભાળ. તું એક સ્ત્રી આગળ બેઠો છે, " એવો અંતઃકરણે એક સાધુ જન સમાન ઉપદેશ આપ્યો તેથી હું ચેતી ગયો.

" હા. હવે મ્હેનત તો થઇ શકે છે. પરંતુ મ્હારે કહેવું જોઇએ કે હું હવે જો મારા અંતઃકરણ પ્રમાણે ચાલુ તો મારા વિચાર ફરી ગયા છે. હિંદનાં પત્રો હાલ તો "ઉદ્યોગ" "ઉદ્યોગ" ના એવા મોટા ઉછાળા મારી રહ્યાં છે કે ન પૂછો વાત. મેં ઉદ્યોગ ઉપર ઘણું વાંચ્યું—વાંચવું પડયું ને ઉદ્યોગ વગર સિદ્ધિ નથી એમ સમજાયું છે પરંતુ આપણી પાસે મુડી કંઇ છે નહી તેમ આપણને આ અજાણ્યા શહેરમાં કોઈ કંઇ ધીરે તેમ પણ નથી. "

" કંઇ ફીકર નહીં મ્હારે પ્રાર્થના એ કરવાની છે કે મારા પિતાનો આજ મહાબલેશ્વર થઇને પત્ર આવ્યો છે. તેમણે આપણી સ્થીતિ જાણી છે માટે હું તેમની પાસેથી કહો તેટલાં નાણાં મંગાવું" તે બોલી.

" સ્ત્રી પાસેથી નાણું લઇ મારે વ્યાપાર નથી કરવો. સાસરાને પૈસે સારા કહેવડાવવું નથી." મે કહ્યું.

" આવું કહેતાં મને ખોટું લાગશે તેનું પણ આપને ભાન નથી?" એમ કહીને આજ દોઢ બે મહીને તે પાછી એક વખત રડી પડી!

" તારે તો ખરૂં પૂછાવે તો રડવાનો ધંધો છે. હું તો તારા હૃદયની કઠિણતા કેટલી છે તેનીજ જરા કસોટી કરતો હતો. વાહ! આટલામાં રડી પડાતું હશે કે!"

એટલામાં અમારા પત્રના મેનેજરે બોલાવવા મોકલેલું માણસ આવ્યું. ઓફીસ બહારના વખતમાં કેમ બોલાવ્યો હશે તેનો મને વિચાર થયો. વખતે સિક્યુરિટી માગશે એવી ચિંતા થઇ. ત્યાં ગયો તો મેનેજરને ત્યાં આજ કંઈક ઉત્સવ હોવાથી મને જમવાનું આમંત્રણ તેમણે આપ્યું. અને મારે તેમની સાથે સારી રીતે આજ વાતચીત થઇ. તેણે મારા વિચારો જાણવા માગ્યા, મેં કહ્યું મારે કંઈ ઉદ્યોગ કરવો છે પણ મારી પાસે પૈસા નથી. તેમણે મારા વિચારો તરફ દિલસોજી બતાવી અને એક યુરોપિયન કંપની જોડે રૂ. ૨૦૦૦૦ આપી ભાગીદાર થવા મને સુચના આપી. અને તે રૂપિઆની મદદ આપવા પણ આ સ્વદેશાભિમાની નરે મને હિંમત દેખાડી. મેં તપાસ કરી તો એ કંપનીને ભાગીદાર જોઇતો હતો અને પેદાશ સારી હતી. મેં નોકરી છોડવા માગણી કરી. આ ભલા એડીટરે મારી ટુંક નોકરીની કદર જાણી મને રૂ. ૫૦૦૦) બક્ષીશ આપ્યા. હું તે કંપનીમાં જોડાયો. એ કંપની મોતીનો વ્યાપાર કરતી હતી. મોતીનો ભાવ એકાએક ચઢી જવાથી અમારી કંપનીને પ્રથમનાજ મહિનામાં સારો નફો મળ્યો. બે મહિનામાં મે મારા એડીટર સાહેબે આપેલા રૂપિઆ ભરી દીધા. અમે દિનપ્રતિદિન સુખી થવા લાગ્યાં, મારી સ્ત્રીએ હવે ગૃહકારોબાર અમારા મુંબઇના ઘરના જેવોજ ચલાવવા માંડયો, વર્ષ પુરૂં થયું એટલામાં અમે સારી રકમ મેળવી. બીજે વર્ષ હીરાનો ભાવ વધ્યો તેમાં પણ અમારૂં સારૂં ફાવ્યું પણ એક આફત આવી. મુંબઇથી જે યુરોપિયન કંપની અમને મોતી પુરાં પાડતી હતી તેની સાથે વાંધો પડયો. અને કેસ માંડવાનો વખત આવ્યો. કલકત્તામાં તે બાબતનો કેસ ચાલ્યો કારણ કે મોતીની જે ગફલત થઇ અમને ઓછાં ભાવનાં મોતી સારા ભાવે

ગયે વર્ષે તે કંપનીએ આપેલાં તેનો કરાર કલકત્તે થયો હતો.

કેસ ચાલતાં પ્રતિવાદી કંપનીમાં મ્હોટામાં મ્હોટા ભાગીદારની હાજરીની કોર્ટમાં જરૂર પડી, મારી કંપનીમાં મેં મારા ભાગ વધાર્યા હતા અને નફો સારો થવાથી લગભગ બધી કંપની ખરીદી લેવાનો હું વિચાર કરતો હતો તેથી કેસ હું બહુ કાળજીથી ચલાવતો હતો.

પ્રતિવાદીને કોર્ટે હાજર થવાની મુદતે કોર્ટમાં હું ગયો ત્યાં એકાએક મારા પિતાને મેં જોયા ! મેં તેમને બે વર્ષે પ્રણામ કર્યા. તેમણે મને સુખકારી પૂછી કોર્ટમાં આવવાનું કારણ પૂછ્યું મેં તેમને પણ તેમનું આવવાનું કારણ પૂછ્યું. તેમણે કહ્યું કે એક...... કંપનીએ મારાપર કેસ માંડી મને જાતે હાજર રહેવા કોર્ટ પાસેથી હુકમ મેળવ્યો છે મે કહ્યું તે તો હુંજ !!! અમારી બન્નેની અજાયબીનો પાર રહ્યો નહીં. કેસ મેં તુરત પાછો ખેંચી લેવા અરજી આપી અને મારા પિતાને મારો ઇતિહાસ કહ્યો. એડીટરની સાથે તેમને મેં મેળવ્યા તે બન્ને એક બીજાને ઓળખતા હોય તેમ જણાયું. મને માલમ પડ્યું કે મારા પિતાએ એડીટરને સિક્યુરિટી રૂ. ૫૦૦૦ ) ની પ્હોંચાડી હતી. પેલો વાણીઓ પણ તેમણે મારી તપાસ માટે રાખેલો હતો, ઘરનું ભાડું અમે પાંચ આપતા હતા પણ મારા પિતા પાસેથી બીજા રૂ. ૨૭ એ વાણીઓ મંગાવી ઘરના માલીકને પહોંચાડતો હતો. એટલે ઘરનું ભાડું કુલ રૂ. ૩૨ મહિને હતું ! મારા પિતાને મારો છેવટનો ઇતિહાસ માલમ નહોતો પડ્યો એટલે હું શું ધંધો કરૂં છું તે તે જાણતા નહતા. કારણ કે પેલો વાણીઓ મહામારીથી મરણ પામ્યો હતો. મારા પિતાને હું મ્હારે ઘેર લઇ ગયો, અને મારી " પાર્લામેન્ટ " પાછી કલકત્તામાં અડધા મેમ્બરોની હાજરી વાળી પણ મળી: અમે બધાં ઘેર જવા નીકળ્યાં. સ્ટેશનપર મારા પીતા મોકલેલા તારનો જવાબ મળ્યો ને મને ખબર મળી કે ઘેર અમારૂં વૃતાન્ત ગયું. મુંબઇ પહોંચ્યાં ત્યાં મારા માતુશ્રીના આનંદનો પાર રહ્યો નહીં. મારી સ્ત્રીનાં માતપિતા તેમના અને મારાં કુટુમ્બે આજ ઉત્સવ પાળ્યો. અમારા ઓરડામાં જતાં મારી બેનના હાથે મોટા દસ્કતથી ઉનના ભરેલા અક્ષરો અમે જતાંજ વાંચ્યા કે—

**"वधारे मते काम करवुं."**

**રસીક**—અહા ! મ્હારાજ શું રસીલી વાર્તા છે ! જાણે મ્હારૂં જ વૃતાન્ત આપે લાવીને ખડું કરી દીધું છે ! સ્ત્રીઓના અભિપ્રાયને —મતને પણ આપની જીંદગીનું સુકાન અમુક દીશામાં બદલવા સંબંધે આપણે ધ્યાનમાં લેવા જોઈએ એમ આપના પણ વિચારો ખરાને ?

**સચ્ચિદાનંદ**—હાસ્તો ! સ્ત્રીઓના વિચારોને પણ પુરૂષોએ પોતાના હૃદયમાં યોગ્ય સ્થળ આપવાનું છે. **મનુ** કહે છે કેઃ—

**यत्रनार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः ।**

એટલે નારીઓનું જે કુટુમ્બમાં સન્માન થાય છે ત્યાં દેવતાઓ રમે છે. હાલના જમાનામાં તો એક પર બીજી ને બીજી પર ત્રીજી લાવવાનો કેટલીક જ્ઞાતિઓમાં અધમ રીવાજ ચાલે છે પછી એવાઓના સંસાર શી રીત્યે સુખરૂપ નીવડે ? એવાઓના દુખરૂપ સંસારમાં આવતી કાલ એક ડોકીયું તમને કરાવીશું. આજ તો હવે સમય થયો છે.

## દિવસ બીજો.

**સચ્ચિદાનંદ**—ભાઇ, રસિક, લો ! આ એક બીજી વાત દુઃખમય હીંદુ સંસારમાં ડોકીયું એ નામની છે તે વાંચો.

**રસીક**—( વાંચે છે. )

# દુઃખમય હિંદુ સંસારમાં એક ડોકીયું.



અમદાવાદના ઔદિચ્ય બ્રાહ્મણોના કુટુમ્બમાં અમારૂં કુટુમ્બ ઠીક માન પામેલું હતું. બાવીસસેં ઘરની આ વ્હોળી જ્ઞાતિમાં, જ્ઞાતિભોજનો, વેવિશાળ, વગેરેમાં મ્હારા વૃદ્ધ પિતાની સલાહ મ્હોટે ભાગે લેવામાં આવતી, જ્ઞાતિની જીંદગી ભરની મ્હારા પિતાએ કરેલી શેઠાઇએ, અમને પૈસે ટકે સારી રીત્યે સુખી બનાવ્યાં હતાં. મ્હેં અંગ્રેજી કેળવણી માત્ર “ લગભગ મેટ્રીક ” જેટલીજ લીધી હતી. તેટલાથીજ મ્હારા પિતાના જ્ઞાતિના શેઠ તરીકેનાં કાવતરાંથી મ્હને એટલો કંટાળો આવ્યો હતો કે ઘરમાં રહેવું અકારૂં થઇ પડયું હતું. મ્હારો એક મિત્ર, જે મ્હારે ત્યાં વારંવાર આવતો તેણે એક વખતે

મ્હારા પિતાને કહ્યું હતુ કે—" અમદાવાદમાં દર વર્ષે સાઠ હજાર રૂપિઆનું પાણી ઔદિચ્ય જ્ઞાતિના ભોજન પાછળ થાય છે. એટલું વીશ વરસ બંધ રાખી તે રકમ એક મોટી સંસ્કૃત કોલેજ કરવા પાછળ ખરચાવ, તો બ્રાહ્મણો પોતાનો અસલ ધર્મ સંભાળતા થાય, અને એક મ્હોટો કુચાલ દૂર થાય. "—આટલું કહેવા ઉપરથી તેનો તિરસ્કાર કરી મ્હારા પિતાએ તેને અમારા ઘરમાં આવતો બંધ કર્યો હતો ! મ્હેં મારા મિત્રનો બચાવ કરવા માંડ્યો ત્યારે મ્હને પણ કહે કે—" આજકાલનાં છોકરાં ! તમે શું સમજો, ? જ્ઞાતિની શેઠાઇ, દૂધાલી ગાય છે. એના વડે આ વીશ હજારની ઇમારત ઉભી થઇ છે. "

મ્હારી જ્ઞાતિમાં અમદાવાદમાંજ થએલા મ્હારા લગ્નથી હું બહુ સુખી હતો. મ્હારી સ્ત્રીએ ટ્રેનીંગ કોલેજમાં અભ્યાસ કર્યો હતો અને તે ઉપરાંત મ્હારી ભાભીએ ઘરમાં એક સ્ત્રીઓને ઉપયોગી પુસ્તકોની લાયબ્રેરીના જથ્થુ વાંચને, એક સ્ત્રી ઉપયોગી પુસ્તક લખવાના ઉત્પન્ન કરેલા લોભથી તેમાંજ તે ગુંથાઇ રહેવાથી ઘરના કામકાજમાં થોડું લક્ષ આપતી હતી. તે મ્હારા પિતાને ગમતું નહીં, મ્હારી બ્હેન અને માતુશ્રી જોડે વારંવાર બોલવું થતું. મ્હારા વિચારો ઉપરનો તેમનો ક્રોધ, અને મ્હારી સ્ત્રીના હમેશ વાંચવામાં ગુંથાઇ રહેવાના અણગમાની સંધીમાંજ, એક બ્રાહ્મણે આવીને એની દીકરીનું વેવીશાળ મ્હારી સાથે કરવા અને મારા પિતા 'હા' પાડે તો રૂપિઆ એક હજાર "પહેરામણી" તરિકે આપવા ઇચ્છા જણાવવાથી મ્હારા પિતાને લોભ ઉત્પન્ન થયો. કહેવાની જરૂર છે કે અમારા ઉદિચ્ય વીરોનું વીરત્વ, વેદાભ્યાસાદિ પટ્કર્મમાંથી આ જમાનામાં એક કરતાં વધારે સ્ત્રીઓ પરણાવવામાં આવી ગયું છે ! અમે ત્યારેજ ઔદિચ્ય, કે જ્યારે, અમારા કૂળને અમારા વ્યવહારને છાજતી સ્ત્રીઓની સંખ્યા અમારા ઘરમાં ફરે ! !

મ્હારા પિતાના વિચારો મ્હારા જાણવામાં આવતાંજ, એમને મ્હોડે કંઇ કહેવાની મ્હારી હિંમત રહી નહિ એટલે મ્હારી સ્ત્રીની સાથેજ, નોકરીની શોધમાં રહી, પરદેશમાં દીવસ ગુજારો કરવાના વિચારે ન્હાસી જવાનો મ્હને વિચાર થયો. પણ અફસોસ ! લગભગ મ્હારા જેવાજ સંજોગોમાં—એટલે પ્હેરામણીના લોભે એકપર બીજી

ને બીજી પર ત્રીજી સ્ત્રી પરણાવી દેવાનાજ કારણસર, આજથી પંદર વર્ષ પર મ્હારો એક મ્હોટો ભાઇ જતો રહ્યો હતો. તેને જતા રહેવાનું કારણ એ હતું કે, તેની પ્રથમની સ્ત્રી, જે એક ખરેખર ધર્મપત્ની હતી, તેની સાથે એક વખત સહજ બોલવું પડયું એ ઉપરથી લાગલગો તે બીજી સ્ત્રી પરણ્યો હતો. આ નવી સ્ત્રી ઘણીજ વઢકણી નીકળી પરંતુ મ્હારા કુટુમ્બમાં થતી વાતોપરથી જણાય છે, કે તેણીએ મ્હારા ભાઇને એનો ગુલામ બનાવી દીધો હતો. આ સ્ત્રીના ઉપર એક ત્રીજી સ્ત્રી પરણાવવા માટે મ્હારા પિતા તરોદત કરતા હતા એટલે એણીની સલાહથી મ્હારો ભાઇ અને એ બન્ને ઘરમાંથી ઘણાં વર્ષ ચાલે એટલી મિલકત લઈ દૂર જતાં રહ્યાં હતાં. અમારી નાતમાં ઘણા દુશ્મનો હતા તેમણે બુમો પાડી કે—એ છોકરો (મ્હારો મોટો ભાઇ ) તો વટલી ગયો ને દેશપાર વિલાયત ન્હાસી ગયો છે ! એટલે, આ ઉપરથી, હું પણ ન્હાસી જાઉં તે કરતાં મ્હારા પિતાના જૂના વિચારોની અયોગ્યતા, કથા, વાર્તા, ભાષણ વ્યાખ્યાનને, છેવટ નાટકના પ્રયોગોથી બતાવી, કંઇક એમને મ્હારા વિચારમાં ભેળવું એમ મને વધારે યોગ્ય જણાતું હતું.

મ્હારા ભાઇની પ્રથમની વહુ જે મ્હારા ભાઇના ન્હાસી જવાથી ઘેર રહી, તેની સ્થિતિ ઘણી દયાજનક થઇ પડી હતી. તેના અંગપર એક પણ ઘરેણું રાખવામાં આવતું ન હતું. કારણ કે તેના પલ્લાના તમામ દાગીના, નવી સ્ત્રીના કહેવાથી તેના નોકર બની ગયલા મ્હારા ભાઇએ, જતા પહેલાં હસ્તગત કરી લીધા હતા. વિધવાએ નહિં ને સધવા પણ પૂરી નહીં એવી મ્હારી ભાભી ઉપર કુટુમ્બમાં એકલા મ્હનેજ દયા આવતી. મ્હારાં માતાની તેના ઉપરની ક્વચિત્ સુકી દયાનો દાખલો હું જોતો. અને મ્હારા પિતા તો આવી જાતની નિર્દયતાને અચ્છી રીત્યે ટેવાઇ ગયા હતા. એને પાઇ સરખી ખરચવા મળતી નહીં. તેને પિએરમાં કોઇપણ ન હતું એટલે કયાંય પણ જાય એમ નહતું. સારા નસિબે મ્હારી સ્ત્રીની તે કંઇક પિયર તરફની સગી હતી. એટલે એની આગળ પોતાનું અંતઃકરણ ખુલ્લું કરી શકતી અને વખતે જરૂરની ચીજ માગતી. આટલા દુઃખ વચ્ચે પણ આ સાધવી સ્ત્રીએ વખત કહાડવાનાં સાધન તરીકે એક સ્ત્રી ઉપયોગી પુસ્તકાલય ઘરમાં બનાવ્યું હતું. અને તેના પતિએ તેને તજી દીધા છતાં

તેની એક છબી તે પુસ્તકાલયમાં રાખી એનું અહર્નિશ પૂજન કરતી. અને બાકીના વખતમાં સારાં સારાં પુસ્તકો વાંચતી. મ્હારી સ્ત્રીને તે એક બ્હેનપણીને ગુરૂ જેવી થઇ પડી હતી. એના ઉત્કૃષ્ટ ગુણોના પ્રસંગે મ્હારો સંસાર વધારે સુખમય બનાવ્યો હતો.

મ્હારા પિતાને, તેમની જુવાનીના વખતથી, ગાંજો ફુંકવાની ટેવ લાગુ પડી હતી, એમ એક પ્રસંગે અનાયાસે કાતરીઆ ઉપર જવું થતાં મને માલમ પડયું હતું. અને અમારા ઔદિચ્ય બ્રાહ્મણોમાં એ કામ પ્રસિદ્ધપણે થઇ શકતું નથી. એટલે તેઓ ત્રીજા માળના કાતરીયાપર વખત બેવખત જઇને તે કામ કરી આવતા, એ કાતરીયામાં નકામી તળાઇઓ તથા પરચુરણ લાકડાં વગેરે સામાન પડી રહેતો, તેથી ઝાઝું ત્યાં કોઇ એકદમ આવતું નહિં.

એક દિવસ એક પ્રસિદ્ધ નાટક કંપનીએ " રામ વનવાસ " નો નવો પ્રયોગ બહાર પાડયો. એક મિલના માલીક જોડે મ્હારા પિતા સારૂં વગ પીછાન ધરાવતા હોવાના કારણથી અમારાપર દશ ટીકીટો મેનેજરે મોકલી. કંઇક એ કંપનીની પ્રસિદ્ધિથી, કંઇક એકાદ પાત્રના સદ્વર્તનની છાપ મ્હારા પિતાને બેસવાની આશાથી મ્હેં અનુમતિ આપી, અને અમારા કુટુમ્બે તે રાત્રે તે પ્રયોગ જોવા ઠરાવ કર્યો.

સાડાઆઠ વાગતે નીચે ગાડી આવીને ઉભી. બધાં જવા તૈયાર થયાં પણ "કંઇક કારણસર" મ્હારા પિતા ઉપર કાતરીયામાં ગયેલા તેમને વાર લાગી. મ્હારાં માતુશ્રી અને ભાભીએ કહ્યું કે— જવુ હોય તો ચાલો, નહિ તો વખત થયા પછી ભીડમાં જવું અમારે માટે નકામું છે. આથી હું એકદમ ઉપર ચડયો અને જેવો કાતરીયા ઉપર જાઉં છું કે, મ્હારા પિતાએ હાથમાંથી ચલમ ફેંકી દીધી ! અને " હીંડ હીંડ ! નીચે ઉતર " એમ કહી મને નીચે ઉતાર્યો. મ્હેં આજેજ જાણ્યું કે, મ્હારા પિતાને આ નઠારી આદત છે.

અમે નાટકમાં ગયાં ત્યાં નાટક શરૂ થતું હતું. પરંતુ અમારી જગા રીઝર્વડ હોવાથી અમને હરકત ન આવી અને અમે નિરાંતે નાટક જોયું. સાડાત્રણ વાગતે નાટક ખલાસ થયું અને અમે બાહેર નીકળ્યાં, અને જોયું તો શહેરમાં મોટી આગ લાગવાથી શોરબકોર સંભળાયો. આકાશ સામે ધુમાડાના ગોટેગોટ જતા જોયા. નાટકમાંથી નીકળતા તમામ માણસોનું ધ્યાન એ ભડકા તરફ ખેં-

ચાયું. શોરબકોરથી ચીકાંટાના ઘાંચીઓને ઉંઘમાંથી ઉઠી તે તરફ જતા જોયા. એટલામાં પુરૂં અમારા ઘરની દીશા તરફ આગ લાગેલી જોઇ અમારા ગાડીવાળાને ઉતાવળે તે તરફ હાંકવા કહ્યું. જેમ જેમ ગાડી ઘર તરફ વળી, તેમ તેમ અમારા પડોશમાંજ આગ લાગી છે એમ જણાવા લાગ્યું પણ અરે અફસોસ ! ગાડી જ્યાં ઘરની છેક નજીક આવી, ત્યાં અમે શું જોયું ?! મ્હારાજ ઘરમાં ત્રીજા માળના કાતરીયામાંથી આગ લાગેલી; અને લગભગ આખું ઘર ભસ્મિભૂત થઇ ગયેલું ! બંબાવાળાઓ જોરથી પોતાનું કામ કર્યા જતા હતા. મ્હારા સિવાય મ્હારા ઘરનાં બધાં પોકે પોક મૂકી રડવા લાગ્યાં. મ્હેં જરા હિંમત રાખી, અને તે વખતે ભોંયતળીયું સહજ બચી જવા પામ્યું હતું ત્યાં જઇ ઘર ખોલી, અંદરથી કેટલીક પેટીઓ કહાડવા પ્રયત્ન કરવા માંડયો. પણ તાળું કમાડ ને ઓટલો એટલાં તપી ગયાં હતાં કે ત્યાં કોઇથી જઇ શકાયું નહીં. ઉપરથી બળતાં લાકડાંના મ્હોટા કકડા વરસાદની પેઠે વરસતા હતા છતાં, ફરજને અંગે જીવને ન ગણકારનાર એક બંબાવાળો અંદર પેસવા ગયો, અને બીજાએ એ દાઝે નહીં તેટલા માટે તેના ઉપર પાણીના નળથી મ્હોટો ધોધ વરસાવવો એના શરીરપર ચાલુ કીધો. એણે બારણું ઉઘાડયું ને અંદર પેસવા જતો હતો તેવોજ બંબાના મેનેજરે તેને પાછો ખેંચી લીધો. એટલામાં બધી બળતી ઇમારત નીચે પડી. ખેંચી લીધેલો સાહસિક બંબાવાળો બચવા પામ્યો.

સવાર થયું. નાટકમાં પ્હેરી ગયાં હતાં તે કપડાં વડે અમે બાહેર ઉભાં. પડોશીને ત્યાં ઉતારો કર્યો. બળેલા ઘરમાંથી ઘરેણાંનો અને રોકડનો " ગઠ્ઠો " બંધાઇ ગયો હોય તો તે શોધવા મ્હેં પ્રયત્ન કર્યો પણ ચીકતા અંગારા શિવાય તે વખતે ત્યાં કંઇ નહોતું. નિરાધાર પ્રાણિયો ! અમે કયાં જઇશું ને શું કરીશું એનો વિચાર ગંભીર થઈ પડયો. કયાં જઈશું ને શું કરીશું એનો વિચાર કરી રડનાંને ધૈર્ય આપવાની હીંમત સુખેદુઃખે મ્હારે લાવવી પડી. જે મ્હારા મિત્રને મ્હારા પિતાએ અમારા ઘરમાંથી દૂર કર્યો હતો તેણે પોતાનું એક ખાલી ઘર અમારે સ્વાધીન કર્યું, અને જરૂર જોગું સીધું સામાનને રાચરચીલું પોતાના ઘરમાંથી મંગાવી તેમાં મૂકાવી આપ્યું બીજે દિવસે બપોરના શું કરવું એ વિચાર મ્હને ગંભીરપણે થયો. સેવીંગ્સ બેંક !

તમારૂં કલ્યાણ થજો ! એવો ઉદ્ગાર સહજ મ્હારા મોંમાંથી નીકળી ગયો. મ્હારી સેવીંગ બેંકની બુક જોકે આગમાં બળી ગઇ હતી. પરંતુ કેટલિક વિધિ પછી એ નાણું મળે તેમ હતું. આ સિવાય જે મિલના શેરખાં તરિકે નાટકની ટીકીટો અમને મળી હતી તે મીલમાં મ્હારા પિતાના નામથી કેટલાક શેર હતા. મ્હારો મ્હોટો ભાઇ લઇ ગયેલ તે અને આગમાંથી બળી ગયેલ મીલકત બાદ કરતાં અમારી તમામ મીલકત ભેગી કરતાં પાંચ અને ૭ હજારની વચ્ચે રહી.

પ્રિય વાંચનાર, એક ગરીબને પૈસાદાર થતાં ઘણો વખત લાગે છે પરંતુ એક પૈસાદારને ગરીબ થતાં આટલીજ વાર લાગે છે ! મ્હારે હવે શું કરવું એ ઉપર સૌનું લક્ષ ખેંચાયું હતું. કુટુંબના અડધો ડઝન માણસોનો આધાર હવે મ્હારા ઉપર રહ્યો હતો. આથી હું બીલકુલ નાહીંમત ન હતો. અને અમારૂં સર્વસ્વ બળી ગયું તેથી મ્હારા પિતાએ કરેલા સેંકડો અપરાધો વડે મેળવેલું ધન જતું રહ્યાથી તે અપરાધોની શિક્ષા ઓછી થશે એ વિચારે મેં મન વાળ્યું હતું. એજ અરસામાં એક પ્રખ્યાત સ્વદેશાભિમાની વ્યાખ્યાનકારે હિમાભાઇ ઇન્સ્ટીટયુટમાં ભાષણ કર્યું તેમાંના શબ્દના ભણકાર હજુ પણ મારા કાનમાં વાગે છે:—“ પર્યટન જેવા સામાન્ય સવાલ પર પણ એકમત ન થનારા દેશીઓની ઉન્નતિ હજુ ઘણે આઘે ઉભી છે. એવાઓના મત એમની પાસે રહેવા દઇ પરદેશમાં જાઓ, ! હિંદ દેશ ભિખારી થઇ ગયો છે. ! એમાં પડી રહ્યે તમે માતબર થવાના નથી ! જ્યારે હીંદની સામાન્ય ચીજોના પણ મનમાનતા દામ માતબર દેશોમાંથી મળી શકે છે ! ” આ વ્યાખ્યાને હીંદી બહાર જવા માટે મને ઉશ્કેર્યો. પરંતુ મ્હારા પિતાએ સાફ ના પાડી. અને વ્યાપાર કરવો હોય તો હીંદમાં રહી કરવા હુકમ કર્યો. મેં તેમની પાસે કંઇક રકમ ધંધો શરૂ કરવા માગી. તે ઘણા જુના વિચારના હતા,અને મેં તેમને ખાત્રી કરી આપી કે—રનગાટ, મીરત, કલકત્તાનાં કારખાનાં જોઇ એકાદ સારો હુન્નર હાથ કરી કુટુમ્બનો હું ઉદ્ધાર કરીશ ત્યારે તેમણે મને એક હજાર રૂપિઆ આપવા હા પાડી.

બધા સંજોગો અનુકૂળ છતાં મ્હારી સ્ત્રી ઉપર બીજી સ્ત્રી ન લાવવાના મ્હારા વિચારોએ મ્હારા માટે એનામાં ઘણી ઉચ્ચ ભક્તિ

ઉમળ્ક કરી હતી. એટલે બંગાળા તરફ જવામાં એણે મ્હારી સાથે રહેવા આગ્રહ કર્યો, ને મ્હારે તે કબુલ રાખવો પડ્યો. આથી મ્હારી ભાભીને બહુ લાગી આવ્યું. દુનિયામાં ઉભી રહેવાને તેને હવે તલભાર જગો ન રહી. મને એની બહુ દયા આવી ને હું મુંઝાતો હતો. પરંતુ મ્હારાં માત પિતા પાસેથી, મ્હારી સ્ત્રીની સોબતમાં તેણીએ કેટલાંક પ્રસિદ્ધ સ્થળો જોવા આજીજી કરી,—અમારી સાથે આવવા રજા માગી લીધી, અને અમારા કુટુમ્બની સ્થીતિપર મ્હારાં માત પિતાને એકલાં વિચાર કરતાં રાખી અમે ત્રણે વિદાય થયાં.

ક્યાં જવું એ મેં ચોક્કસ નિશ્ચય કર્યો ન હતો. પરંતુ મ્હોટાં મ્હોટાં શહેરોમાં ઓળખાણ પત્રો લીધા હતા. મ્હારી સ્ત્રી અને મ્હારી ભાભીને સાથે લેવાથી હું ધારતો હતો કે મ્હારી મુસાફરી દુઃખરૂપ નીવડશે, પરંતુ તે લોકો મને બીલકુલ બોજારૂપ લાગ્યાં નહીં. એક માતા જેવી લાગણી ધરાવનાર મ્હારી ભાભી મ્હારી સ્ત્રીની મદદથી જ્યાં ઉતારો કરવો પડે ત્યાં સહજ અનુકૂળતા કરી આપવાથી ઘરના જેવી ખાવાપીવાની તજવીજ કરી આપવા લાગી.

કલકત્તા પાસેના એક ગામડામાં ઉંચી જાતના સાબુની કીર્તિ, મ્હારી મુસાફરીમાં, મ્હેં એક પુસ્તકાલયમાંથી સાંભળી, એ સાબુ મેં પાસેના એક શહેરમાંથી મંગાવી જોયા. અને મ્હારી સ્વાભાવિક વૃત્તિ એ કારખાના તરફ ખેંચાઇ. અમે એ ગામડામાં ગયાં. ત્યાં એક મકાન મ્હેં ભાડે રાખ્યું. બીજેજ દિવસે હું તે સાબુના કારખાનાના માલીક પાસે ગયો. એ માલીક બંગાલી બાબુ જેવો કોઇ સારો ગૃહસ્થ લાગતો હતો. એણે લાંબી દાહાડી રાખી હતી. એનો ભવ્ય, વિશાળ અને ખુશનુમાન ચહેરો, એણે સાબુના કારખાનામાં મેળવેલી દોલત કહી આપતો હતો. ગુજરાતીઓ બધે નિર્માલ્ય પ્રજા તરિકે ગણાય છે એવો મ્હને મુંબાઈમાં એક વ્યાપારીએ વ્હેમ ઘાલવાથી, મ્હારૂં અમદાવાદી પાઘડું મ્હારા ટ્રંકમાંજ મેં રાખી મૂક્યું હતું, અને જ્યાં જાઉં ત્યાં હીંદુસ્તાની ફેંટો બાંધતો ને ઈંગ્રેજી કે હીંદુસ્તાનીમાં વાત કરતો. આ સાબુના કારખાનાના માલીકને મળી "હું ઈંગ્રેજી જાણું છું ને કારકુનની નોકરીની મ્હારે જરૂર છે." એમ મેં જણાવ્યું. મ્હારા સારા નસીબે ત્યાં "કારસ-

પોન્ડસ કલાર્ક"ની જગો ખાલી હતી, અને તે જગોએ દશ રૂપીએ રાખવા એણે મને ઇચ્છા બતાવી. મ્હારી કેળવણી જોતાં, અને આટલે દૂર આવ્યા છતાં નોકરીનો ભાવ આટલો સસ્તો જોઈ મને આશ્ચર્ય લાગ્યું ખરૂં, પણ મ્હારે તો એ કારખાનામાં માહિતી મેળવવાનું કામ હતું તેથી મ્હેં એ નોકરી સ્વિકારી અને બીજેજ દિવસેથી ત્યાં જોડાયો. કોરસપોન્ડન્સ કલાર્ક તરીકે થોડીજ મુદતમાં મ્હને આ બાબુએ વ્યાપાર ક્યાં ક્યાં અને કેટલો ખેડયો છે તે જણાયું અને તે ઉપરાંત એનો વ્યાપાર વધવાનું રહસ્ય હું જાણવા પામ્યો. મ્હારા કામથી તે સંતોષ પામ્યો. એ તક જોઈ મેં પગાર વધારવા અરજ કરી. પગાર વધવાની મ્હારે જરૂર ન હતી કારણ કે મ્હારે તો ફક્ત થોડા વખતમાં તેનો ધંધો હાથ કરી લેવો હતો. પરંતુ મ્હારા તે ખરા વિચારોપર એક પટ નાંખવા મ્હેં પગાર વધારવા આગ્રહ કર્યો. મ્હને માલમ પડયું હતું કે આ બાબુ પોતે આવીજ રીતે બીજાને ત્યાં નોકર તરિકે રહી ધંધો શીખેલો છે એટલે મ્હારો ખરો હેતુ બહુ સાચવી રાખવાની મ્હારે જરૂર પડી. રફતે રફતે આ બાબુ મ્હારા કામથી બહુ સંતોષ પામ્યો અને એના વ્યાપારની વ્યવસ્થાની લગામ નરમ મુકવા માંડી, તેમ તેમ હું એ ધંધામાં વધારે ઉંડો ઉતરતો ગયો.

મ્હને અહીં આવ્યાને ચાર માસ થયા, એવામાં એક વખત સખત તાવ આવ્યો. બંગાલામાં "મેલેરીયા" તાવની રૂતુ બહુ ભયંકર થઇ જાય છે એ મને ખબર હતી: અને મ્હેં તે માટે સાવચેતી રાખી હતી તોપણ હું આ વખતે તેનો ભોગ થઇ પડયો. મ્હારી ભાભીએ ખરો માતુશ્રી ધર્મ બજાવ્યો. અને મ્હારી સ્ત્રીએ એક નોકરડી તરિકે મ્હારી બરદાસ ઉઠાવી.

ત્રણ દીવસની લાગટ કારખાનામાં મ્હારી ગેરહાજરીને લીધે તે ભલો માલીક મ્હારી ખબર પુછવા મ્હારા મુકામે આવ્યો. હું પરદેશમાં છું એટલે મ્હારે કંઇ પૈસા વગેરેની જરૂર હોયતો આપવા તેણે મરજી બતાવી, મ્હેં ઉપકાર માન્યો. મ્હેં કહ્યું કે મ્હને હજુ ચારેક દીવસ કારખાનામાં ન આવું તો માફ કરશો. એટલીજ મારી નમ્ર માગણી છે, ઘણી ખુશીની સાથે તે તેથે સ્વીકારી.

મ્હારા અહીં સ્થાયી મુકામને લીધે હવે મ્હારા પિતાને મ્હારૂં

ઠેકાણું બતાવી પત્ર લખવા શરૂ કર્યા હતા. કારખાનાનો માલીક એઠો હતો ને તેમનો તાર આવ્યો કે–એકદમ ઘેર આવો, બળેલા ઘરની જમીન વેચાતી લેનાર કોલેજ સ્થપાવનારને દાગીનાનો ગઠ્ઠો જડયો છે, અને તે બાબતનો મેં દાવો કરેલો છે તેમાં તમારી જરૂર છે." એ તાર મેં મ્હારા શેઠના સાંભળતાં વાંચ્યો તે તાર અમદાવાદથી આવ્યો છે એ જાણી તેની જીજ્ઞાસા બહુ વધી પડેલી જણાઇ. મ્હેં એનો જવાબ આપવા માટે મ્હારા શેઠના કહેવાથી તેને મ્હારા પિતા-પરનો તાર લખાવવા માંડયો. પેન્સીલ ને કાગળ હાથમાં હતા અને આ મ્હારા શેઠને એકદમ આંખમાં આંસુ આવી ગયાં !! તે ન્હાના બાળક પેઠે રડવા માંડયા ! હું એકદમ કારણ સમજી શકયો નહીં. મેં કારણ પુછ્યું એટલે હમેશાં હીંદુસ્તાની અગર ઈંગ્રેજીમાં વાત કરનાર આ મ્હારા શેઠે ગુજરાતીમાં કહ્યું–" જે જીવરામ ભટ ઉપર તમે તાર કરાવો છો તે મ્હારા પિતા છે. હું અમદાવાદથી પંદર વર્ષપર અહીં આવ્યો છું. તું મ્હારો ભાઇ છે " કહીને પુષ્કળ રડી પડયો !!

" હું ! હેં ! કહીને એકદમ બીછાનામાંથી ઉઠી હું બેઠી પડયો. મ્હારી ભાભી અને મ્હારી સ્ત્રી બહાર આવ્યાં. "

આજ મ્હારી સાધવી, ધર્મપત્ની ! ત્હને મેં વિધવા રૂપ જગતમાં ફરવા જેવી બનાવી છે ! ત્હારી હું માફી માગુ–એવું કહેતામાં મ્હારી ભાભી, જે સારી રીતે મ્હારા ભાઇને ઓળખી શકી હતી તેણીએ માફ માગવા નીચે પડતો એને અટકાવ્યો.

" અને નવાં ભાભીજીનું શું થયું ? ! "

મ્હારી સ્ત્રીએ વિનયપૂર્વક પૂછ્યું. " તેતો કોલેરાથી રસ્તામાં આવતાંજ નાશિકમાં મરી ગઇ હતી. મ્હને ઘેર આવતું ગમ્યું નહીં, ને અહીંજ જન્મારો કહાડવો ઉચિત ધારી બેઠો છું. "

મ્હારા ભાઈના કારખાનામાં જઇ અમે બધાં તે દિવસથી રહ્યાં. તેના વૈભવની વાત તેની પાસે કરાવતાં જાણ્યું કે લગભગ બે લાખની તેની પાસે મિલકત થઇ હતી. અમે એના કારખાનામાં એક સારો મેનેજર નીમી, તેની મદદમાં બીજો એક અમદાવાદી મોકલવા ધારી બધાં ઘર તરફ જવા નીકળ્યાં.

ઘેર આવીને જાણ્યું કે મ્હારા પિતાએ, પૈસાના તંગી પડવાથી મકાનવાળી જગો એક સંસ્કૃત કૉલેજ સ્થાપનારને વેચી હતી અને એ સ્વદેશાભિમાની પુરૂષ પાગો ખોદાવતો હતો તેવામાં તેને અમારા દાગીનાનો ગઠ્ઠો જડયો હતો. તે બાબત મ્હારા પિતા તેના ઉપર દાવો લાવ્યા હતા. અમો બન્ને ભાઇઓ, ઘેર આવ્યા અને મ્હારા ભાઇને વ્યાપારમાં થયેલો નફો બતાવ્યો અને એ કેસનું રાજીનામું આપવા અમારા પિતાને ફરજ પાડી અને ઘણું ઘણું સમજાવ્યા ત્યારે દાવો ખેંચી લીધો.

**રસિક**—વાહ ! વાહ ! ! ધન્ય છે, મહારાજ ! આર્ય સંસારમાં પ્રેમ પત્નીઓ એવીજ હજો !

**સચ્ચિદાનંદ**—અને એક ગાંજાખોરીયા જેવા પિતાના આજ્ઞાપરાયણ પુત્રનું વિશુદ્ધ વર્તન જોયું ? ! અને વિધવા પણ નહિ અને સધવા પણ નહિ એવી એક હીંદુ સ્ત્રીનું સંકટ સમયનું ધૈર્ય જોયું ? !

**રસિક**—યુરોપની કેળવાયલી બાનુઓના ધૈર્ય કરતાં પણ—ના, ના. લગભગ હું ધારૂં છું કે તે ધૈર્યના જેવુંજ ! !

**સચ્ચિદાનંદ**—જવાદો ! જવાદો ! ! યુરોપની કેળવાયલી બાનુઓના ધૈર્યની વાત ! ! એ લોકો તો વિધીપૂર્વક વરેલા પતિને ચાહતાં બંધ પડયાં એટલે છૂટા છેડા માગવાના પ્રાણઘાતક નિર્ણયપર આવતાં શરમાતાં નથી ! હીંદુ લગ્ન એક અજબ્બ સંકલના છે—કુદરતની એ સંકલના સગી ભગિની છે - ઇશ્વરની આજ્ઞાની એ સંકલના પુત્રી જેવી સંબંધી છે ! વિધીપૂર્વક વરેલાં હીંદી જોડાંનો સ્નેહ યુરોપનાં જોડાંના સ્નેહથી જૂદોજ હોય છે ! વિદેશીય જોડાં ગમે ત્યારે વિખુટાં થઇ શકે છે-હીંદી જોડું કોઇ ગતે વિખુટું પડી શકતું નથી એ માન્યતા ખરી છે, સંસાર દાવાનળ જેવો હોય તો તેમાં પણ સાથે અને હમણાં સુધી તો પતિપરાયણ સ્ત્રીઓ પતીની ચિતાના બળતા હોમાગ્નિમાં પણ સહચારિણી થતી ! વિદેશીય પત્નીઓમાં એવી હશે, નહીં હોય એમ ન કહેવાય. પરંતુ દાખલા જોયા, સાંભળ્યા, વાંચ્યા છે તે ઉપરથી તો એમ જણાય છે કે તેઓમાંના જેઓને બનતું નથી તે પતિની સામે થાય છે-લે, હજુ આ બાજી એક વાર્તા વાંચી જો:—

# મામાનું સાહસ !



અરે ! ભાર્તવર્ષ ! લક્ષ્મીની જન્મભૂમિ ! પુરાતન કાળના ૠષિ મુનીઓના પવિત્ર ચરણસ્પર્ષથી પતિતને પાવન કરનારી વસુંધરા ! આ ત્હારી સ્ત્રીઓની શી નિર્માલ્ય સ્થિતિ ? ! !... સ્ત્રીઓ પતિને વિપમકાળમાં સહાય ન આપી શકે તો સાથે રહીને તો થાય તેટલો દુઃખમાં ભાગ તો લે ! ! કેળવણીનું સાર્થક શું ? વચનું પ્રાપ્ત થવું-સમજનું આવવું-ભણેલાં-કેળવાયલાં કહેવડાવવું એ તમામ વિશેષણો સાથે પતિના સુખ દુઃખમાં ભાગીયણ થવાનુંજ એક પતિવ્રતા તો શોધતી રહે છે........

આવા આવા અસંખ્ય વિચારો કરતી, મધ્યાન્હકાળ પછીના ત્રણ વાગ્યાના સુમારમાં, ગ્રીષ્મ ૠતુના પ્રલયકાળ સમાન પ્રચંડ તાપમાં, અમદાવાદમાં ખાડીયા પાસેના ભાગમાં થઇ એક સુંદરી પસાર થતી હતી. લાવણ્યને લીધે, રસ્તે થઇને જનારા તમામ લોકો કરતાં એને તાપ વધારે લાગતો હતો: તેમાં વળી તે આગ લાગી હોય ને દોડતી હોય તેમ ઉતાવળે જતી હતી. મ્હોંપર પાણીની ધારા ચાલી રહી હતી. શરીરે આભૂષણો અને અલંકારો એક શ્રીમાનને છાજે તેવા હોવા છતાં પગમાં જોડા ન હતા ! " આય હીન્દુ લોકો બૈરાંઓને જોરાખી કાંય નહીં પેરાવતા હોસે ? " એમ એક પારસી દંપતી પાસે થઈને પસાર થયાં તેમની ટીકા તેણીએ સાંભળી, જ્યાં તેને જવું હતું તે ઘર હજુ આઘે હતું. પગનાં કોમળ તળીઆં અગ્નિ જેવી ધીગધીગતી જમીનપર દઝાતાં વખતે વખતે દોડતી, વખત સ્ત્રીને અઘટિત અભિનવ સાથે કુદતી, વખતે છજાંની કાંઇક છાયાનો આશ્રય લેતી, છેવટે તે પોતાને પિયરથી સસરાને ત્યાં આવી પહોંચી.

" નણંદ ભાભીને કદી બનતું નથી, " એ નિયમમાં અપવાદ તરીકે, આ બાવના-જેનું ખરૂં નામ પ્રગટ કરવાને અમારે વાંધા જેવું છે, પરંતુ જેને આપણી આજની વાતાને માટે **સરતકુમારી** કહીશું તે સરતકુમારીને એક સુશિક્ષિત નણંદ ઇશ્વરે આપી હતી જેનું નામ **સરલાદેવી** કહીશું.

"ભાભી, આવા ધીકધીકતા તાપમાં કેમ આવ્યાં ?" સરલા-દેવીએ કહ્યું, "કાગળમાં શું હતું. ?"

"જુઓ આ કાગળ" કહી સરતકુમારીએ વંચવા માંડયો:—

"........જે પુરૂષો ભણેલાનો ફાંકો રાખવા છતાં સ્ત્રીઓને "છેતરે તેમને હું ધિઃકાર આપતો. સમય એવો આવ્યો છે કે આજ "હું તને છેતરૂં છું. મારા પિતા પાસે સારૂં ભવિષ્ય કહેવાય છે "એ બધું ચોપડા જોતાં તુત જણાય છે. એટલે સુધી કે મારે આ-"ગળ ભણવાને માટે પૈસા નથી ! મારાં માતુશ્રીને અને મારી "નાનકડી ભોળી પણ સમજુ બહેન સરલાને આ કાગળની ઇબારત "હજુ પાંચ વાગે હું જણાવીશ. અને તેને આ પત્ર આવતી કાલે "મળશે.

"આપણા કુટુમ્બનાં...અને મને કહેવા દે કે આખા દેશની "અધમ સ્થિતિ મને પરદેશ કહાડે છે. હું તારા આગળ શું છાનું "રાખું ? પરંતુ ચાલુ ખર્ચને માટે બસેં રૂપિઆ પાનાચંદ શેઠને "ત્યાંથી મંગાવ્યા તેનો આજના ટપાલમાં ના આવી છે. તે કાગળો-"એજ મારૂ મગજ ભમાવી દીધું છે બસેં રૂપિઆ મુંબઇથી આવશે "એ આશાએ તારે માટે એક બુટની જોડ, માતુશ્રીના કહેવાથી મં-"ગાવી છે તેને કાલ આવવા કહ્યું છે. બીજો એક કાગળ ઓસ્ટ્રિયાનો "છે. મ્હેં છોકરવાદ કરી અહીંની બનાવટની કેટલીક ખાવાની ચીજો "ત્યાંના પ્રદર્શનમાં મોકલેલી, ત્યાં મને સોનાનો ચાંદ મળ્યો છે. ત્યાંના "એક ઓસ્ટ્રિયન વેપારીએ મને ત્યાં બોલાવવા ઘણો ઉત્સાહ ભર્યો "કાગળ લખ્યો છે. આથી હું આજ રાત્રે મુંબઇ જવા ઉપડીશ. તું "મારા ઘરની રાણી, મારા ગૃહ રાજ્યની પ્રધાન થજે. મુંબઇ જઇ "તુર્તજ ગમે તે પ્રકારે હું તારે માટે નાણાંની સગવડ કરીશ, તે વંઠે "તું મારાં પરમપુજ્ય માતુશ્રી અને મારી સુશીલ બ્હેનને તારાજ "અંતનાં સગાં ગણી નિભાવી લઇશ એ મારી ખાત્રી છે. તું એક "સુશિક્ષિત અબળા છે. પરંતુ ગૃહકાર્યમાં તારા સામર્થ્યનો મને મોટો "વિશ્વાસ છે.

"હિંદુસ્તાનમાં મેં સેંકડો ઠેકાણે નોકરીઓની શોધ કરી, "પરંતુ આપણા કુટુંબના મોભા પ્રમાણે ખર્ચ જાળવી શકાય તેવી "નોકરી મને મળી શકી નહીં. હિંદુસ્તાન જેવા દોલતથી ભરપુર

" મુલક હતો તેનોજ નિર્માલ્ય દશાને પ્રાપ્ત થયો છે. હીંદમાં રહી સુખી
" જીંદગી ગાળવી એ હવે કેટલાંક વર્ષો સુધી અપ્રાપ્ય વસ્તુ છે. હીંદુ-
" સ્તાનના વતનીઓને માટે પર્યટન કરવાની ધુમો પાડનારા લોકો
" દીર્ઘદર્શી છે, ખરા સ્વદેશપ્રેમી છે. અમેરિકાના મેદાનોમાં કાલોની
" કરીને વસવું-હમેશને માટે હિંદુસ્તાન છોડવું-માતૃભૂમિના કલ્યાણમાટે
" હવે તેનો વિયોગ એજ સુખકર છે.

"હું મારી સ્થિતિના ફેરફારો વગર વિલંબે જણાવ્યા કરીશ. તને પણ-લખું છું કે—"

" બસ બસ ! ! સમજી હું હવે. સારૂં થયું કે મેં તમને કાગળ તુરતજ મોકલાવ્યો. મારા ભાઇએ તો મને એમ સુચના આપી હતી કે આ કાગળ કાલ પહોંચાડવાનો છે. મને તે કંઇ વાત સમજવામાં આવી નહીં. જાતે તો મારાથી ફોડાયજ કેમ ! એટલે મેં એક આ છોકરવાદ કરી તેમાં સારો ફડચો નીકળ્યો હો " ભાભી ! ચાલો હવે ત્યારે એમનીજ પાસે જઇને બધું—"

" સબુર ! " **મનુશંકર** જે સરલાના ભાઇનું નામ હતું તે વચમાં આવી બોલ્યો " સરલા બ્હેન, મ્હેં તને સોંપેલા કામમાં ગફલત કરી. તમારી વાતના છેવટના ભાગ ઉપરથી હું સમજ્યો કે મારો કાગળ ધાર્યા કરતાં વહેલો પહોંચાડવાનું આ પરિણામ છે; મારે સાંજે જવું એ નિશ્ચયપૂર્વક છે, અને માતુશ્રીને તે હાલ હું કહી પણ આવ્યો. મારે જવાનું સાહિત્ય તૈયાર કરવામાં તેમને તું જઇ મદદ કરે એવી મારી ઇચ્છા છે—"

" અને આ દાસી બાબત આપની શી ઇચ્છા છે ? " સરતકુમારી વચમાં બોલી. સરલા ગઇ. મનુશંકરે પોતે લખેલા પત્રથી એક ગુન્હો કર્યો હોય તેમ જરા શરમાયો એટલામાં સ્નેહ-ભીતિ-ક્રોધ મિશ્રિત સહજ મોટે સ્વરે **સરત** પાછી બોલી.

" મારા પ્રશ્નનો જવાબ આપશો ? "

"તારા પ્રશ્નના ઉત્તર મેં મારા પત્રમાં આપી દીધો છે. તારા સ્વભાવની અસાધારણ મૃદુતા જોઇનેજ મેં સમક્ષ બે શબ્દો બોલવા કરતાં પત્ર લખી સંતોષ માન્યો છે. આપણી સ્થિતિ જોતાં જે પગલું ભરવું મને યોગ્ય લાગ્યું તેજ મેં લીધું છે. મારા નગમાં ન આવતા

જેમ બને તેમ પ્રયત્ન કરવા માટે ધૈર્ય એકઠું કરવું એ તારા જેવી સ્રીનો ધર્મ છે.-કહેવાનું પત્રમાં મેં કહ્યું છે-" આટલું કહી તે અંદરના ભાગમાં ગયો. સરતકુમારી પણ પાછળ ગઈ. તેનું હૈયું ભરાઈ આવ્યું. ઘડી પહેલાં તાપમાં ચાલી આવેલી, તેથી થયેલ પસીનાનાં બિંદુ જોડે મોતી જેવાં આંસુ મળ્યાં. **મનુશંકરે** પણ સહજ ગળગળીત થયો અને પૂછ્યું:—

" હું માફી માગું તો સમાધાન થશે ! "

" આપની મુસાબત હું સારીપેઠે સમજુ છું. પતિને વિષમ કાળમાં પણ કનડવો એથી વધારે મોટું પાપ નથી એટલે હું આપ જે કરો છો તે અઘટિત છે એમ કહીને આપના લાગણી દુભવતી નથી. પરંતુ મારૂં કહેવું સાંભળો. આપની સાથે રહી આપની સેવાનો લાભ લેવા દો. આપના સંકટોની હું એક ભાગીયણ થઈશ. અશિક્ષિત અબળાઓ જ્યારે પતિને પર્યટન વખતે એક બોજારૂપ થઇ પડે છે, ત્યારે સુશિક્ષિત ધર્મપત્નીઓ પતિને માથેથી દુનિયાંનાં ઝાપટાં સંકટો વગેરેનો અડધો બોજો ઉચકી લઇ " અર્ધાંગના " શબ્દ સાચો ઠરાવે છે. સ્રીનું આયુષ્ય પતિની સેવામાંજ સમર્પણ થાય તેથી તેનો બીજો સારો ઉપયોગ નથી. "

" મારે હવે થોડા વખતમાં આટોપવાનું છે તેનું કેમ ? "

" આપની ઇચ્છા માત્ર હશે તો સર્વ થશે. માતુશ્રીની સંમતિ લ્યો, અને તે કહે તેમ કરો. "

મનુશંકર સરતકુમારી સાથે તેનાં માતુશ્રી પાસે ગયો. ડોશીને વિદેશ જવાની વાત જરા વસમી લાગી. પરંતુ બુદ્ધિમાન સરતકુમારીએ કેટલાંક વાદવિવાદને અંતે બન્નેને જવાનું નક્કી કર્યું. મુંબઈમાં પાનાચંદ શેઠને ત્યાં ખાતું હતું, તે સિવાય એક બે ગોઠવણો **મનુશંકરે** પૈસા માટે કરી રાખી હતી. ડોશીએ જતી વખતે એક પોતાના ગરીબ કાકાના દિકરા ઉપર સારો કાગળ લખાવી આપ્યો. મુંબઇ સુધી જવા માટે ડોશીનું મન તલપી રહ્યું હતું, પરંતુ ખર્ચ માટે ડોશીને બહુ ભીતિ હતી ! નિરાધાર કુટુંબ, આપત્તિના ભર સમુદ્રે વિખુટું પડ્યું. સ્ટેશન ઉપર ડોશી, દિકરાને અને વહુને ભેટીને રડી પડી. સરલાના દુઃખનો પાર રહ્યો નહીં. પોતાના જે ભાઇ ઉપર

ડોશીએ કાગળ લખી મંગાવ્યો હતો તેની સ્ત્રી ઘણીજ સુશીલ હતી. એટલે મુંબઇમાં મનુ અને સરત રહે ત્યાં સુધી તેમને અડચણ નહિ પડે એવો ડોશીને ભરોસો હતો.

તેઓ મુંબઇમાં ઉતર્યાં. મનુશંકરે પૈસા માટે જ્યાં જ્યાં ગોઠવણ કરી રાખી હતી ત્યાં જઇ આવ્યો—એકે ઠેકાણે કંઈ પત્તો લાગ્યો નહિ! પાનાચંદ શેઠ પણ ખસી ગયા. અને બીજે ઠેકાણેથી પણ પાછો ફર્યો. જે ઓળખીતાને ત્યાં તેઓ ઉતર્યાં હતાં તેની સ્થીતિ તો વળી તેમના કરતાં પણ નિર્ધન હતી! પોતાના મામા ઉપરનો ડોશીનો પત્ર લઇ મનુશંકરે કેટલીક મુશીબતે તે ચાલી શોધી કહાડી. તેમાંતો મામાની કોટડી તપાસતાં મામા મળે નહિ. આપત્તિની પરીસીમાએ પહોંચેલી—ખાવા પિવાના વખાથી યુવાન છતાં જર્જરિભૂત દેહવાળી થઇ ગયેલી, તેની સ્ત્રી ત્યાં બેઠી બેઠી રોતી હતી. જ્યાં જાય ત્યાં સરત મનુની જોડે જતી. આ બન્નેને જોઇ તે સરતને ભેટી પડી! ઓરડીમાં નજર નાંખતાંજ આ અબળાનું દુઃખ કલ્પી શકાય તેમ હતું. તેની સ્થિતિનો ખુલાસો મનુએ પુછ્યો. તે ચોધાર આંસુએ તેણીએ આપ્યો.

"મને અહીં મુંબાઇ જેવા શહેરમાં મૂકિને તે કલકત્તા ગયા છે. બે માસમાં પાછા ફરવાનું કહી ગયા હતા, તે વાતને આજ ૭ મહિના થઇ ગયા! મારા ઉપર તેમણે એક પાઇ સરખી મોકલી નથી. નીચેના માળાપર મારા બે ભાઇઓ, એક કાકાનો દીકરો તેમની વહુઓ, અને એક મોટા ભાઇનો નાનો દીકરો એટલાં રહેતાં હતાં તે બધાં ત્રણ દિવસમાં મરકીથી મરી ગયાં! મને અભાગણીને કશુંએ ન થયું. ચાલીમાં જે રહ્યાં તેમનાં દળણાં દળી હું અત્યારસુધી નિભાવતી, અને આ કોટડીનું ભાડું આપતી. ગઇ કાલે ભાડાવાળા ઓરડીનો તમામ સામાન કોરટના હુકમથી વેચાવી ગયો! ભાઇ,..."

"બસ, બસ!" સરતકુમારી અશ્રુનો વેગ રોકી બોલી, "એ મનું હૃદય કેવું ક્રૂર હોવું જોઇએ!"

મનુને આ દુઃખી મામીનું અસહ્ય સંકટ ભારે થઇ પડયું. તેણે તેને સાથે પોતાને ઉતારે લીધી. સરતને એને આશ્વાસન આપવાને કહ્યું. બેથી ત્રણ થયાં! દુઃખી સ્થિતિ વિશેષ દુઃખકર થઇ. એના

મનમાં એજ વિચાર હતો કે હાલમાં દેશી હુન્નર પરદેશમાં ફેલાવવાની જે ધુમ ચાલી રહી છે, તે વાત ખરેખર વધાવી લેવા જેવી છે. અને જે ઓસ્ટ્રિયામાંથી ચાંદ મળ્યો હતો તે ચાંદવાળા હુન્નરને ત્યાંજ રહી ખીલવવો. પેલો પરદેશી વ્યાપારી જેનો કાગળ તેના ઉપર આવ્યો હતો, તે મદદ કરશે. એ આશાએ તેનું ઔત્સુકય વધાર્યું. પરંતુ બે જણને જવાની સગવડ નહતી. તેવામાં આ ત્રીજી મામી–નજીકનું સગું–અનાથ–અબળા–સ્વભાવે ગરીબ, પવિત્ર, તેનું શું કરવું એ નવી મુશ્કેલી આવી. મનુશંકર બહુ ગભરયો, તેને મુંબઇમાં આશ્વાસન સ્થાન ન હતું. કેટલાક વિદ્વાન–દેશાભિમાની શેઠીઆઓને પોતાની હકીકત નિવેદન કરી હતી, તેમાંથી છેવટે એક સ્વદેશાભિમાની ધનાઢ્ય શેઠનો જવાબ સારો મળ્યો. અને બે માણસને જવાનું ભાડું અને રૂ. ૫૦૦ રોકડા તે ગૃહસ્થે કેટલીક સરતે આપવા કબુલ કર્યા. તે સરતમાંથી મુખ્ય એ હતી કે જે હુન્નરમાંથી તેને ચાંદ મળ્યો છે તેનો વિગતવાર હેવાલ મનુશંકરે જઇ તુરત આપવો અને જો માગે તો એક આની ભાગ આ શેઠનો કરવો. " મનુશંકર એ શેઠને જઇને મળ્યો અને ખત લખાવી લીધું. સમક્ષ થયેલી વાતચીતથી શેઠને તેના માટે સારો અભિપ્રાય બંધા અને રૂ. ૨૦૦ વધારે આપ્યા.

મામીનું શું કરવું એ સવાલ ઉભો રહ્યો. તેને રૂ. ૨૦૦) આપવા માંડયા, પણ મુંબઇમાં રહેવા તેણીએ સાફ ના પાડી. " મારે હવે અહીં રહેવું નથી. હું તો તમારા સાથેજ રહીશ. મને જ્યારે તે શોધતા શોધતા આવશે, ત્યારેજ તેમની પાસે જઇશ. અહીં હતા ત્યારે પણ મારી તરફની તેમની વર્તણુંક ઘણી કઠોર હતી. સરત કુમારીનું આનંદી મુખડું જોઇ હું તેની સાથે દિવસ ગાળીશ. મને છોડશો નહિ. મનુશંકરભાઇ, તમે મને પુત્રતુલ્ય છો, એટલે મને ખુલાસો કરવા દો કે મારે સાતમો માસ જાય છે.—"

મામી રડી પડી. એનાથી વધારે બોલાયું નહિ. મનુશંકર ઉભા હતો ત્યાંથી જરા આઘો ઉભો. ઘણા પરિશ્રમે રૂદન ખાળી શકયો. આ નિરાધાર સ્ત્રીને થોડા પૈસા આપી રખડાવવી નહિં એમ તેને નિશ્ચય થયો. વળી તેને નજીક આવતી સુવાવડથી સૃષ્ટિમાં તેના એકના એક પાસેના સગા તરિકે તેણે તેનો ધર્મ બજાવવો જોઇએ. સરતકુમારીની સંમતિ માગી. તેણીને આ અબળાપર દયા ઘણી હતી.

પણુ સાધન વગરની તે શું કરે ? છેવટે એ બન્નેએ તેણીને સાથે લેવા વિચાર કર્યો.

"પણ સુવાવડ પરદેશમાં આવશે" મનુશંકરે કહ્યું.

"હરકત નહીં. રૂપસુંદરીને પરદેશમાં નહીં વસ્તીમાં નહીં, પણ જંગલમાં વનરાજ જન્મ્યો હતો. હું તેની સેવા ચાકરી ઉઠાવીશ." સરતકુમારીએ હીંમતથી જવાબ આપ્યો.

શેઠને આજીજી કરી મામીના ખર્ચની સગવડ કરી. ત્રણે એ-સ્ટ્રીઆ જવા ઉપડયાં ! "નિર્ધન હિંદુસ્તાન ! તારા પુત્રોને આવી સ્થિતિમાં દેશ છોડવાનો વખત આવે છે !" વગેરે વગેરે તેને વિ-ચારો આવ્યા. તેવામાં ટ્રાન્સવાલના યુદ્ધમાં સલાહ થએલી હોવાથી, કેટલાક બોયર કેદીઓને તેમને વતન મોકલવાનો હુકમ થયો હતો તેથી તેમનાં આનંદી ટોળાં જોઇ સ્વદેશ તરફ પાછા ફરવાનો ઉલ્લાસ પ્રત્યક્ષ જોવામાં આવતાં કંઇક દીલગીરિ વધી.

ઓસ્ટ્રીઆ જવાની સ્ટીમર બે ઉપડવાની હતી. તે એક પછી એક ઉપડી. મનુશંકરવાળી સ્ટીમર પ્રથમ ઉપડી. બીજેજ દિવસે તેને દરિયાનો મંદવાડ થયો. સરતકુમારી પણ માંદી થઇ. મામીએ બન્નેની સારવાર કરી. પાંચ છ દિવસ સુધી તેમને દરિયાની મુસાફરી બહુ લાગી, પછી તેમને કંઇ લાગ્યું નહીં.

સાજા થયા પછી સરતકુમારીએ મામીનો ઉપકાર માન્યો. આ વખતે તેને મામીના સ્વભાવમાં કંઇક ફેરફાર લાગ્યો. તેનો હમેશનો સંતોષી ને વાચાળ સ્વભાવ બદલાઈ થોડાબોલી યોગીનીના જેવો જણાયો. મનથી સૃષ્ટિનો જાણે ત્યાગ કર્યો હોય એવા તેના ઉદ્ગારો નીકળવા લાગ્યા. સરતકુમારીનું વધારે ધ્યાન મનુશંકરની પ્રકૃતિ સંભા-ળવામાં હતું. અને મનુશંકરનું વધારે ધ્યાન "પ્રદર્શન" "ચાંદ" "વ્યા-પાર" "સ્વદેશ" "હાય હિંદુસ્તાન" "માતા" "બ્હેન" વગેરે વગેરે વિષયો ઉપર એક પછી એક—અને વખતે બધાપર સાથે અષ્ટાવિ-ધાનની પેઠે થઈ જઇ તેને ભ્રમિત ચિત્ત જેવો બનાવી દેતું.

સ્ટીમર ઉપડા પછી અગીયારમે દિવસે મનુશંકર સવારમાં સર-તકુમારી તથા મામી આગળ કંઈ રાજકિય વિષયની વાત કહાડી તે તેમને સમજાવતો હતો. બિચારી મામી ફક્ત પાસેજ બેઠી હતી

તેના કાન, આંખ, મન બીજેજ જણાતાં હતાં. મનુશંકર એની વ્યાધી સમજતો હતો, પણ તે નિરૂપાય હતો. અને " ડેક " માંથી ઉંચે આકાશ સામે વખતે જોઇ ઉંડો નિશ્વાસ નાંખતો હતો, એટલામાં મામીએ સરતકુમારીને મનુશંકરથી કંઇક છાની વાત કહેવા થોડે છેટે બોલાવી.

સરતકુમારી—" શું છે ? મામી, આમ અતડાં શીદ રહેતાં હશો ? "

થોડીવાર મોટા વિચારમાં પડી " કંઈ નહિ ' એમ કરી મામી પાછી મનુશંકર પાસે જઇ બેઠી.

મનુશંકર મામીના મનનું દુઃખ દુર કરી શકે તેમ નથી તે જાણતો હતો. સરતકુમારીએ કંઇક બીજો વિષય ઉપાડયો, અને આ દંપતી સહજ વાતમાં ગુંથાયાં હતાં તેવે " અંબેમાતકી જે !!! " એવો સ્વર મોટેથી તેમને કાને પડયો. જોત જોતામાં મામીએ ડૅક પરથી સમુદ્રમાં ઝંપલાવ્યું. ડૅકપર હાહાકાર વર્તાઇ રહ્યો, માણસો પેસેન્જરોએ બુમો પાડવાથી કૅપટનની ક્બાનમાંથી એક હોડી દરિયામાં પડી ! પાણી કાળું હતું. મોટા ઝાડ જેવડાં મોજાં ઉછળતાં હતાં. એવામાં મામીનો ક્યાં પત્તો લાગે ? હોડીવાળાના કહેવાથી કેપટને બીજી હોડી દરિયામાં નાંખી. સ્ટીમર ચાલતી ઉભી રાખી. મામીની ભાળ લાગવામાં જેમ જેમ વીલંબ થતો ગયો તેમ તેમ મનુ અને સરત ગભરાયાં. એટલામાં સરતકુમારા જ્યાંથી મામી દરિયામાં પડી હતી, ત્યાં જઈ જુવે છે તો એક નાની પોટકી ને એક કાગળ જોયો. તુરતજ ઉખેડી તે વાંચવા માંડયો:—

" સરતકુમારી ! તમને અને મનુશંકર ભાઇને હું એક કૃતઘ્ની સ્ત્રી લાગું તો ક્ષમા કરજો. દરિયામાં પડવાજ હું તમારી સાથે આવી હતી. દુઃખથી હું કંટાળી હતી. નિર્ધનાવસ્થા તો હું વેઠતી હતી. પરંતુ તમારા મામાનો મારા ઉપરનો જુલમ અસહ્ય હતો. તે મારી પાસે હતા, ત્યારે પણ મને ઘડી એકનું સુખ ન હતું. મારા અનેક પ્રયત્નો છતાં તે મારાથી પ્રસન્ન ન હતા. હશે, હવે તો હું છુટી છું. આ સાથે દળણાં દળીને ખાતાં વધેલા ફક્ત નવ રૂપિઆ છે, તે હિંદુસ્તાનમાં સ્ત્રી પુરૂષોનાં જોડાં સુખી થાય, જ્ઞાતિઓનાં

ફુડાળાં મોટાં થાય જેથી કન્યાઓ અને વરની છત થાય ને અંતે આપણો દેશ સુખી થાય તેવો પ્રયત્ન કરનારા માણસ કોઇ ફંડ ઉભું કરે તેમાં ભરજો. એજ રંકની રંક અભિલાષા !"

બન્ને ન્હાનાં છોકરાંની પેઠે રડ્યાં, એટલામાં પાછળથી આવતી બીજી સ્ટીમર ઉભી રહેલી જણાઇ. અને તેમાંથી એક હોડી નીચે પડી. મામી તણાતી તણાતી મોજાંથી ત્યાં નીકળી ! તે સ્ટીમરે ઉચકી લીધી અને આ સ્ટીમરમાં પાછી તેને લીધી, પાણી બહુ પીવામાં આવ્યું હતું, બેશુદ્ધ હાલતમાં ડેક ઉપરના એક બીછાનામાં તેને નાંખી. દાક્તર આવ્યો. સારવાર શરૂ થઇ.

બીજે દિવસે મામી શુદ્ધિમાં આવી. મનુ અને સરલાએ તેને ઘણું આશ્વાસન આપ્યું.

આ દુઃખી મંડળી ઓસ્ટ્રીયા પહોંચ્યું. મનુએ પેલા વ્યાપારી સાથે બંદોબસ્ત કર્યો હતો તેણે તેને ઉતારો આપ્યો. રસોઈ સરતકુમારી અને મામી ગમે તેવી મુસીબતમાં પણ કરતાં. મનુએ હીંદુસ્તાનમાંથી આપણી કેટલીક ખાવાની ન બગડે તેવી ચીજો મુરબ્બા, અથાણાં, પાપડ વીગેરે મોકલાવ્યું હતું. તેમાં "કુરમુરા" જોઇને આ પ્રજા છક થઇ ગઈ હતી. ચોખા આવી રીતે ફુલેજ કેમ ! તેનું તેમને ભાન નહતું. બીજેજ દિવસે તેણે આ ચાંદ મેળવ્યો, ને સાથે કેટલાંક સર્ટિફિકેટો પણ મળ્યાં.

આ પરદેશી વ્યાપારીએ મનુને ખરેખર ફસાવ્યો હતો. આ વ્યાપાર બધો તેને હાથ કરી લેવો હતો. મનુશંકર તુરતજ સમજ્યો. અને આજ વ્યાપાર ફ્રાન્સમાં કરવો, એ તેને વધારે ઉચિત લાગ્યો.

તેઓ રેલવે મારફતે ફ્રાન્સ ઉપડયાં. આગળ દુકાન વસાવવા વગેરેમાં પૈસાની તાણ પડશે એમ મનુને લાગ્યું. મુંબઇના પરોપકારી શેઠ તરફથી જવાબ આવ્યો હતો. ચાંદમાં ત્રણસેં રૂપિઆનું સોનું હતું. પરંતુ તે વેચવું તેને આ વખતે ઠીક ન લાગ્યું. તેઓ ફ્રાન્સ—પારીસમાં પહોંચ્યાં. દુકાન લીધી. મનુને ફ્રેન્ચ ભાષાના થોડાક બોલ માત્ર આવડતા હતા. ભાષા આવડયા પછી દુકાન જામશે એમ તેની ખાતરી થઇ. પૈસાની તંગીને લીધે પારીસના એક અજાણ ખુણામાં દુકાન લેવી પડી હતી. તો પણ બે મહિનામાં તેઓ મુંબાઈની સ્થતિએ

આવી પહોંચ્યાં. ખાવાનો માલ વખતે વેચાય, વખતે પડી રહે, સડી જાય. પ્રસિદ્ધિ માટે હેંડબીલો ન્યુઝપેપરો, જાહેર ખબરોના દર હબક ખાઈ જઈએ તેવડા હતા.

દ્રવ્યમાં હવે ફક્ત ચાંદ રહ્યો, અને તે વેચવાનો વખત આવ્યો. હવે મનુશંકર નિરાશ થયો. નોકરીની શોધમાં કેટલાક દરિદ્રીઓની પેઠે તે પણ લાઇબ્રેરીમાં જઇ પેપર વાંચવા બેઠો ! અને કોઇ ઇંગ્રેજી પેપરમાં Wanted હોય તે જોતો હતો. તેવામાં એક ઇંગ્રેજે તેને બોલાવ્યો. ને તેની હકીકત માગી લીધી. મનુશંકરે ને યથાસ્થિત કહી.

"મારા મિત્ર !" તે ભલો અંગ્રેજ બોલ્યો, "તમને ડરવાનું કાંઇ કારણ નથી. જો મને બરોબર યાદ હોય તો તમારો એક વતની અહીં કરોડપતી થઇ ફરે છે. ને તમને મદદ કરશે એવો મને ભરોસો છે; વાત એમ છે કે તેણે તમારી હકીકતથી વાકેફ થવું જોઇએ."

"તેનું સરનામું મને મહેરબાની કરી આપી શકશો ?"

મનુએ નમ્રતાથી પુછ્યું.

"શા માટે નહિં ? તેની કંપની...બજારમાં છે અને તેને રહેવાનો મહેલ...પાર્ક આગળ છે. તે એક માતબર ફ્રેન્ચ લેડીને પરણ્યો છે. તો પણ ખ્રિસ્તી ધર્મ તેણે સ્વીકાર્યો નથી. અને ઇન્ડીયાના લોકોને તે બહુ મદદ કરે છે."

નશીબ અજમાવવાના છેલ્લા સાધન તરીકે તે ગ્રહસ્થનું સરનામું પુછી મનુશંકર ત્યાં ગયો. હિંદુસ્તાનમાં કોઇ રાજાને ત્યાં ન હોય તેટલો તેનો વૈભવ જોયો ! ઉપર જઇ શકાશે કે કેમ તેનો પ્રશ્ન થયો. ઇન્ડીયનોને જોઇને પોતાનો શેઠ ઘણો ખુશી થાય છે એવું એક નોકર સારી રીતે જાણતો હતો તેણે તેને પુછ્યું.

"ઇન્ડીયન ? ! !"

મનુશંકરે માથું હલાવી હા કહી. વધારે વિધિ વગર તેને ઉપર જવા પરવાનગી આપી. પણ અફસોસ ! એણે ઉપર જઇને શું જોયું ? એક દીવ્ય મૂર્તિ જેવી જણાતી ફ્રેન્ચ લેડી એક કોચપર સુતેલા મરદની છાતીપર, એક નાની રીવોલવર ધરી રહી હતી ! છોડવાની તૈયારીમાં હતી ! વિચાર કરવાનો વખત નહતો. પેલી લેડી

જેની "સ્પ્રીંગ" દબાવવા જાય છે, તેવોજ તેનો હાથ એકદમ મનુ-શંકરે જોરથી પકડયો ! એક ફટાકા જેવડો ભડાકો થતાં ટોટી સામે ભીંતમાં વાગી. પેલો મરદ જાગી ઉઠયો ! ઉભો થયો ! એને મનુશંકરે તરતજ ઓળખ્યો.

"મામા ! હું તમારો મનુશંકર !"

"અરે !" તે બોલ્યો, "આ હું શું જોઉં છું મારી નજર આગળ !" તેણે મનુને ઓળખ્યો.

"મનુ ! અહીં કયાંથી ?"

"પહેલાં આ તમારી વાત કરોને !"

લેડી ઉંધુ ઘાલી એક આરામ ખુરશીમાં પડી હતી. મામાની વાતપરથી જણાયું કે, આ લેડી સાથે તેમણે લગ્ન કર્યું હતું. પરંતુ હવે તે તેને ચાહતી નહતી. અને છુટા છેડા કરવા માગતી હતી. હીંદુ લાગણીથી વિરૂદ્ધ હોવાથી તે ના કહેતો હતો. તેથી આ વખતે ખુન કરવા તે તત્પર થઈ હતી ! તેની પાસે કહેવાની દોલત માત્ર નામનીજ હતી. અલબત કલકત્તાની એક મોટી પેઢીના આડતીયા તરીકે, તથા હિંદની ચીજોના વ્યાપારવડે તે સુખી થયો હતો. મનુશંકરને જોઇ તે બહુ શરમાયો.........

મનુના સલાહ પ્રમાણે તુરતજ તેઓએ છુટા છેડા કરાવ્યા. મનુ હવે પેલાં બે જણ પાસે પોતાના મામાને લઇ ગયો.

"મામાજી ! તમારી પવિત્ર અબળાના એકસોને એકવાર માફી માગો !" સરતકુમારીએ કહ્યું.........

મામી દરિયામાં પડી, વગેરે હકીકત સાંભળતાં તેને લાગી આવ્યું. મનુશંકરને સરતકુમારી આ મહેલમાં રહેવા ગયાં. મામી સુખી થઇ. મનુશંકરને વ્યાપાર શરૂ કરવા પૈસા મળ્યા. મામી મનુનો કદી ઉપકાર ભૂલી નહિં. અઢી માસ કેડે તેને છોકરો થયો. મનુશંકરે હિંદમાંથી પત્રો લખી તમામ ખોરાકીનો સામાન, હીંદનું કાપડ, શાલો, સાટીન, જરીકામ, ભસ્મો, ચુર્ણો, હિંદનાં ચીત્રો, દવાઓ, મુરબ્બાઓ મંગાવી દુકાન મોટા બજારમાં સારા પાયાપર લાવી મૂકી, અને સુમારે ૭ માસ પછી મામો, મામી, તેમનું નાનું બાળક, મનુશંકર અને સરતકુમારી

એટલાં હિંદુસ્તાનમાંથી બોલાવી લીધેલા એક હોંશીયાર યુવકને થોડા વખત માટે દુકાન સોંપી હિંદુસ્તાન તરફ પાછાં ફર્યા.

**દાસક**—અહાહા ! શું એક હિંદી અબળાનું ધૈર્ય ! ખરેખર મહારાજ, પતિભક્તિની અનુપમ લાગણીનો ઇજારો હિંદુ સ્ત્રીઓનોજ હો !

**સચ્ચિદાનંદ**—એમ કંઇ નથી. પતિભક્તિ કંઇ 'કોમ' ઉપર નથી. દુનીયામાં બધે પતિભક્તિની પરિસીમા બતાવનારી સ્ત્રીઓ જન્મે છે. વારૂ, આજ હવે સમય થયો છે માટે જઇશું.

## દિવસ ત્રીજો.

**રસિક**—મહારાજ ! ગયા કાલની વાતો તો મ્હને બહુ વખત યાદ રહેશે. પરંતુ એક શંકા થઇ છે કે નણંદ-ભાભીને એમાં કહ્યા મુજબ સારો બનાવ હોવાના દાખલા જવલ્લેજ હશે !

**સચ્ચિદાનંદજી**—એ બધું કેળવણી ઉપર આધાર રાખે છે. સંપૂર્ણ નીતિયુક્ત કેળવણી સ્ત્રીને કલહથી દૂર રાખે છે. અભણ સ્ત્રીઓ સાંકડા મનની હોય છે ત્યારે સુશિક્ષિત સ્ત્રીઓ મ્હોટા મનની બની કલહથી દૂર રહી શકે છે. એવું દૃષ્ટાંત બતાવનારી આ બીજી એક વાર્તા વાંચો.

# ભણેલી સ્ત્રીનો સ્નેહ.



આપણો હિંદુ સંસાર શી રીત્યે શાંતિથી નિભાવવો એ એક મોટું મુશીબત ભરેલું કામ થઇ પડયું છે. તેમાં વળી સાસુ વહુને નણંદ ભેગાં હોય તો રોજ કજીઆ સ્વાભાવિક રીત્યેજ થયા કરે છે. મારા પિતા લગભગ ૫૫ ઉમરે ગુજરી ગયા હતા તે વખતે મારી ઉમર ૨૦ વર્ષની હતી. હું તે વખતે ગુજરાત કોલેજમાં બી. એ. કલાસમાં શીખતો હતો. તેમના મરણ પછી મારાં માતુશ્રીએ આગળ અભ્યાસ કરવાની સાફ ના પાડી. મારી જ્ઞાતિ કેળવણીમાં છેક પછાત હતી અને મારો અભ્યાસ જોઇ મુંબઇના એક મારી જ્ઞાતિના વાણીયા ગૃહસ્થે મને જમાઇ તરીકે શોધી કહાડી પરણાવ્યો હતો. મારા સસરાને મુંબઇમાં ગુમાસ્તી કરવાનો ધંધો હતો. અને

પાસે પૈસા ન હોવાથી પંદર રૂપિયાના ટુંકા પગારમાં મુંબઇ શહેરમાં પણ સુખે દુઃખે તે નિભાવ કરી લેતા, તેમના મુંબઇમાં રહેવાથી મારી સ્ત્રીને કેળવણીનો ઘણો અચ્છો લાભ મળ્યો હતો, અને મારા પિતા જીવતાંજ તેમની ખાત્રી થઇ હતી કે મારી સ્ત્રી એક ઘણી ઘરરખુ સુશિલ સ્ત્રીરત્ન છે. મારા પિતાના મરણ પછી અમારા બન્નેનો વિચાર મારે આગળ ભણવાનો થયો. પરંતુ મારાં માતુશ્રીએ એ બાબત હઠ પકડી અને પાંચ રૂપિઆની પણ નોકરી મેળવવા માટે મને આગ્રહ કર્યો; એનું કારણ મને એમ જણાયું કે મારા પિતાએ કરેલો વહિવટ સંતોષકારક ન હોવાથી અમારી સ્થિતિ સારી નહીં રહી હતી. જોકે મારા પિતા "ધરાકી" "શરાફી" કરતા પરંતુ તેમણે એવા દેવાળીઆને ધીર્યું હતું કે પાઇ વસુલ આવે એમ ન હતી; અને શરાફનું કરેલું દેવું તો તુરત ચુકાવ્યા વિના છુટકો નહતો; એટલે ઘરમાં રહેલી શિલીક દેવામાં આપવામાં ગઇ અને ઉઘરાણી કરવાની બાકી રહી, આ બધું દુઃખ હું સુખેથી ઉપાડી લેત અને ઘર ગમે તેમ નિભતું હતું તેમ નિભાવત, પરંતુ મારાં માતુશ્રીનો સ્વભાવ ઘણોજ વિચિત્ર હતો, અને એ વિચિત્રતામાં મારા પિતાના મૃત્યુએ અને ઘરની ભીડે અસાધારણ વધારો કરી નાંખ્યો હતો. મારી સુશીલ–સદ્‌ગુણસંપન્ન ધર્મપત્ની તેમની એક દેવીની પેઠે સેવા કરતી છતાં તે લક્ષમાં ન લેતાં તેમનો કાંઇક તેના ઉપર મને દ્વેષ દેખાવા માંડયો. મારી સ્ત્રી ગમે તે સારૂં કરે તેને ધિઃકારી કહાડે, તેને મર્યાદા મુકિ બોલે, તેને તરછોડી કહાડે, અનેક અનેક વ્યંગમાં વાગબાણ મારે અને મને દેખે કે તુરત ફરિયાદ કરે. આવા બનાવ મારી ગેરહાજરીમાં ઘણા બનતા, પરંતુ મારી સ્ત્રી મને દુઃખ થાય તે હેતુથી કદી પણ કહેતી નહીં, અને ધીરથી તે સહન કરતી, મારી માતુશ્રીના તીખા સ્વભાવમાં ઓછામાં પુરૂં મારી બ્હેન સાસરેથી આવે ત્યારે હમેશાં ઉમેરો કરતી અને "આ મોટાં ભણેલાં જોયાં ન હોય તો ! બાપ તો ભીખારી જેવો મુંબઇમાં પંદર રૂપિઆમાં ભટકતો ફરે છે અને આટલી ફિશિયારી શાની ઉપર કરતાં હશે ?" "રહેવા દો ! ભાભી ! એ ચોપડી વાંચવી પડતી મૂકી દો ! પેલાં વાસણ માંજો, અને પછી ચુલાને અબોટ દો !" આવાં આવાં બન્ને મળી વચનો સંભળાવતાં તેના સામો તેમને એક પણ પ્રત્યુત્તર મળતોજ નહિ. આરસપહાણની પુતળી હોય–

કાચની ઘડેલી મૂર્તિ હોય તેમ એ સ્ત્રી ચુપકાથી કામજ કર્યા જતી. ચોવીસ કલાકમાં ભાગ્યેજ તે એક પણ શબ્દ તેમની સાથે બોલતી. તેનું બોલવાનું ફક્ત મારી સાથેજ થતું અને તે વખતે તો પાંચ દસ વીજળીની ઘંટડીઓ હોય તેમ ધીમે ધીમે મૃદુ મૃદુ બોલ્યા જતી; તેમાં પણ કદી દુઃખની ફરીયાદ કરતીજ નહિ. મ્હારી અભ્યાસની સ્થિતિ–ભવિષ્યમાં શું કરીશું તે વગેરે વગેરે વિષયપરજ બોલતી. એક બાજુ તેની વચ્ચે અને બીજી બાજુ મ્હારાં માતુશ્રી અને બ્હેનની વચ્ચે ચાલતો ખટરાગ કવચિત્ હું દાદર ચડતાં અને કવચિત્ મ્હારાં માતુશ્રી અગર બ્હેનની ફરિયાદથીજ જાણતો. પરંતુ આવું કયાં સુધી નિભશે તે વિષે હું બહુ ચિંતાતુર રહેતો, મ્હારે નોકરી લીધા વગર છુટકો નહતો. અને પૈસા સંબંધી સ્થીતિ જેમ જેમ બગડતી ચાલી તેમ તેમ મ્હારાં માતુશ્રીનો મારે નોકરી લેવા બાબતનો આગ્રહ વધવા લાગ્યો. આ વખતે આપણા હિંદુ સંસારને હું ધિક્કારવા લાગ્યો અસલના વખતથી હિંદુ સાસુઓ અને વહુઓને ભેગાં રાખવાની કઢંગી રીતિને હું અનેક શ્રાપ આપવા લાગ્યો. અને ગમે તે રસ્તે કુટુંબ કલેશમાંથી મુક્ત થવા વિચાર રાખ્યો. કેટલાક દિવસ કર્યા પછી મેં મુંબઇ જવા નિશ્ચય કર્યો. અને મારી સ્ત્રીએ પણ તેમાં સંમત્તિ આપી મારાં માતુશ્રી પાસે મેં મુંબઇ જવા રજા માગી.

" જવું હોય તો તારી વહુને લઈને જજે ભાઇ, એટલે અહીં ઘરમાંથી કલેશ મટે " મારાં માતુશ્રીએ કહ્યું.

" અરે ! માતાનો પવિત્ર સ્નેહ આ વખતે મારી સ્ત્રીની ફક્ત હાજરીથીજ કેટલો ઓછો થઇ ગયો છે ? ! હિંદુ સંસાર ! ત્હારે માટે એક હજાર અશ્રુ અંજલિ ? આર્ય નીતિ ! કેળવણી ! તારો દુઃસહ વિયોગ આર્યોને છે ! 'દયાનિધિ' કહેવાતા ઈશ્વર ! શા માટે **કરશનદાસ** અને **રાનાડે, નર્મદવીર,** મહિપતરામ, દલપતરામ, ન્યા. તેલંગ, જેવા સુધારકોને તેં અમર ન કરી મુકયા ! " વગેરે વગેરે મારા અંતઃકરણમાં વિચાર આવ્યા. બીજેજ દિવસે હું મુંબઇ જવા તત્પર થયો. ઘરની શિલીકના ફક્ત ૧૫૮ રૂપિઆમાંથી પચીશજ સાથે રાખ્યા. મારી સ્ત્રી ને હું બન્ને મુંબઇ જવા નિકળ્યાં. વિધીની ખાતર મારાં માતુશ્રી અને

બ્હેન સ્ટેશન સુધી આવ્યાં. દુઃખી કુટુંબો સ્ટેશનપર જુદાં પડે તે વખતનાં ચિત્રો ચિતારા આપે તો લક્ષાધિપતિઓ થઈ પડે! મારાં માતુશ્રી અને બ્હેન અદ્યાપિ સુધી કઠિન હૃદયનાં થયાં હતાં તે સહજ પીગળ્યાં. મારા જવાથી દીલગીરી અને મારી સ્ત્રીના જવાથી ઘણું ખુશી, આ બે લાગણીઓનું મિશ્રણ કંઈક વિરોધાભાસ, કંઈક મુઝવણ, કરતું તેમના મુખ ઉપર મેં જોયું. છેવટ ઘણા સ્નેહથી વાટ જોઈ રહેલા પિતાને મળવા જતી, અને દુઃખ દેતાં સાસુ નણંદને ત્યજતી છતાં મારી સ્ત્રી સહજ રોઇ પડી ત્યારેજ પેલાં બન્નેનું હૃદય કંઇક પીગળ્યું. પણ એટલામાં ગાર્ડની સીસોટીએ બધું સમાધાન કર્યું ને “ આવજો ! ‘આવજો’ થઈ રહ્યું અને અમે ઉપડયાં. પુરૂષોના ડબામાંજ મારી સ્ત્રીને મારી પાસે બેસવા મેં કહ્યું હતું તેથી તે મારી સાથે હતી. મુસલમાનોની ઇદ હોવાથી મુસલમાન પેસેન્જર તે દિવસે હતાં નહીં તેમ મુંબઇમાં મહામારી ચાલતી હોવાથી તે બાજુનાં પેસેન્જરો પણ થોડાં હતાં તેથી સારા નસીબે ભીડ ન હતી.

“ જોયું ! મુસલમાનો ધર્મમાં કેવા સમજે છે ! ઇદ છે એટલે આ ડબામાં કોઇ મુસલમાનજ નથી. આપણા લોકો તો હોળી દીવાળી પણ પાળતા નથી. ” મારી સ્ત્રીએ કહ્યું.

“ હવે તમારે ગમે તેમ વિચાર કરવાને છુટ છે. કલેશનું બી નિર્મૂળ થયું ” મેં કહ્યું. તેથી એને કંઇક દિલાસા જેવું જણાયું અને તેના ઉપરનો મારો હમેશનો પક્ષપાત ઘણો મજબુત થયો તેને જણાયો.

સ્ટેશન પછી સ્ટેશન આવતાં ગયાં. સાંજ પડી. મારે પેસાબ કરવા નીચે ઉતરવું હતું કારણ કે આપણી રેલ્વે કંપનીઓ એમ સમજે છે કે મુસાફરોને ટ્રેનમાં બેઠા પછી કદી પેસાબ કરવાની હાજત થતીજ નથી* તેથી ડબામાં જાજરૂની સગવડ તેઓ કરતા નથી. હું કોઇ મોટા સ્ટેશનની વાટ જોતો હતો પરંતુ મ્હારે ન્હાના સ્ટેશનેજ ઉતાવળને લીધે ઉતરવું પડયું. નીચે ઉતર્યો; આમ જોયું તેમ જોયું પણ સ્ટેશનપર પણ કંઈ સગવડ જોવામાં ન આવી, છેવટ ટ્રેન લાંબી હોવાથી આગળ ગયો અને એક જગાએ બેઠો.

---

* આ વાર્તા પ્રથમ લખાઇ તે વખતે રેલ્વેના ડબાઓમાં જાજરૂ જવલ્લેજ માલમપડતાં.

મુસાફરી કરેલી તેથી, અને વળી જે જગાએ બેઠા હતા તે જગા બેરાંના ડબાની સામે હોવાથી મને જરા વાર લાગી ને ગાડી ઉપડી! મારી સ્ત્રીએ તો જાણે આકાશમાંથી વીજળી પડી હોય તેવી રીતેજ ચમકીને મને બોલાવવા માંડયું એટલામાં લાંબી ટ્રેન સરી જતાં છેવટ ગાર્ડના ડબાના કઠેરાનો ભાગ મારા હાથમાં આવ્યો, હું ઉપર ચઢયો. મારી સ્ત્રીની શી વલે થશે તેજ વિચારોએ મારૂં મગજ ઘેરી લીધું હતું. ગાર્ડ કોઇ ભલો પારસી હતો તેને મેં મારૂં સ્ટેશનપરનું વૃત્તાંત કહ્યું. "એક સહજ મોટું સ્ટેશન નજદીક આવે છે ત્યાં ઉતરી પડજો" એમ તેણે કહ્યું. તે સ્ટેશન આવ્યું હું ઉતરીને મારી સ્ત્રીના ડબા પાસે ગયો ત્યાં જોઉં તો તે ત્યાં મળે નહી!! મારા આશ્ચર્યનો પાર રહ્યો નહીં! મારી પેટી જેના તાળાની કુંચી મારી પાસેજ હતી તે ફોડેલી મેં જોઈ! અને તેમાંની અમારા રૂપિયા ૨૫ ની રકમ ગેબ! હું તો હાંફલો ફાંફલો મુઝાતો પાસે ઉભો! એટલામાં સામે ઓફીસમાં મારી સ્ત્રીની દિવ્ય મૂર્તિએ મારી આંખોનું તુર્ત આકર્ષણ કર્યું હું તુર્ત ત્યાં ગયો. મારી સ્ત્રીએ પોતેજ પેટી ફોડી અંદરથી રૂપીયા કહાડી બે રૂપીયાના તાર તેના પિતાને મુંબઇ, બે રૂપીયાનો મારે ઘેર અમદાવાદ, બે રૂપીઆનો જે સ્ટેશન ગયું તેના માસ્તરને, બે રૂપિયા ને આઠ આનાનો મને, મળી સાત આઠનો તાર કરાવ્યો હતો. તારની ટીકીટો લઇ લીધેલી હોવાથી તેણીએ તે મને જોઇ તુર્ત પાછી માગી પણ ના મળી તેથી તેને લઇ તુર્ત હું ગાડીમાં બેઠા.

"ચાલો, છો આપણી અડધી જેટલી રકમ ગઇ તેની મને દરકાર નથી. તમે આવ્યા એટલે હરકત નથી." તેણીએ કહ્યું. "પણ ઘેર ચિન્તા કરશે માટે હવે પાછો બીજો તાર ઘેર જવો જોઇએ." મેં કહ્યું. દાઝયા ઉપર ડામ પ્રમાણે પાછો એક 'ઓરડીનરી' તાર બીજે સ્ટેશનેથી ઘેર મોકલ્યો અને ટીકીટ, તાર, પરચુટણ ખર્ચ મળી સાત રૂપીયા લઇ અમે મુંબઇ ઉતર્યા.

મારી સ્ત્રીના આગ્રહથી મારા સસરાને ત્યાં ગયાં, ત્યાં બે દિવસ થયા એટલે મને ચેન પડવા માંડયું નહી. મારા સસરાને અમો કોઇ રીતે અડચણ કરતાં થઇ પડતાં નહતાં અને તે મારી નોકરી માટે બધો લાગવગ મેળવવાજ પ્રયત્ન કરતા હતા. પરંતુ

તેમની જુજ આવક પર અમે બોજારૂપ થઈ પડીએ એ મને ઠીક ન લાગ્યું. એટલામાં એક વૃદ્ધ ગૃહસ્થ મારૂં નામ પુછતો મારા સસરાને ત્યાં આવ્યો તે તેમનો ઓળખાતો જણાયો. અને મારા આવવાની ખબર પણ મારા સસરાએ તેને આપેલી એમ તેમની બન્નેની વાતચીત ઉપરથી મને માલમ પડયું. તેણે મારી સાથે કંઇક ખાનગી વાતચીત કરવા માંગ્યું તે મુજબ હું એક બાજુ તેને લઈ ગયો.

"તમારા પિતાની પોલીસી મારે ત્યાં ગીરવી છે. હું તેમનો મિત્ર હતો. પોલીસી સારી કંપનીમાં છે એટલે તમને નાણાં તુર્ત મળશે માટે તમે તે લઇ મારે ત્યાંથી એ છોડવો એ કહેવાજ હું આવ્યો છું" તેણે કહ્યું.

"કેટલા રૂપીયાની છે? મેં પુછ્યું.

"પાંચ હજારની"

"અને તમોએ કેટલા ધીર્યા છે?"

"દોઢ હજાર" તેણે જવાબ આપ્યો. "અને બ્યાજ સહીત સુમારે બે હજાર થશે."

મારે કામ જાગ્યું. નોકરીની વાત પડતી મુકી હું આ ભલા માણુસ સાથેજ ગયો. તે મારા પિતાનો મિત્ર હતો. અને મારા કુટુંબનો ઇતિહાસ મારા કરતાં વધારે જાણતો હતો. પોલીસીના રૂપીયા કંપનીમાંથી મારા પિતાનું મરણ સાબીત કર્યું તે પછી થોડે દિવસે તે વૃદ્ધ ગ્રહસ્થને મળયા. તેણે તેનો પોતાનો અવેજ કાપી લઇ ત્રણ હજારને નેવું રૂપિઆ મારા હાથમાં મુકયા.

રૂપિઆ મારી સ્ત્રીના હાથમાં જઇ મેં આપ્યા. તેણીએ જુદુ મકાન લેવા જણાવ્યું તે મુજબ જુદે સ્થળે રહેવા ગયાં. નોકરીની વાત મુકી હું કંઇ હલકો સરખો ઉદ્યમ શોધવામાં ફરતો હતો. ઘરની વ્યવસ્થા મારી સ્ત્રીને સોંપી હતી. છેવટ સાકર બનાવવાના કારખાનામાં રૂપિઆ બે હજારના ભાગીદાર થવામાં હું મારા કેટલાક મુંબઇના મિત્રોની મદદથી ભાગ્યશાળી થયો. ઇશ્વરેચ્છાએ તે ઉદ્યમ ફળિભૂત થયો ને અમે અમારૂં ગુજરાન સારી રીતે ચલાવવા ઉપરાંત મારી સ્ત્રીના સારા કારભારથી કંઇક બચાવ પણ કરવા લાગ્યા.

હવે મારાં માતુશ્રી ને બ્હેનની ખબર લેવી જોઇએ. તેમને

થોડા રૂપિઆ મોકલવા હું ધારૂં છું મેં હવે મારી સ્ત્રીને પુછયું.

" આપે ત્રણ હજાર ને નેવું મારા હાથમાં સોંપ્યા તેજ દિવસે મારા પિતા પાસે ઉપરના નેવું રૂપિઆની હુંડી મેં તેમના ઉપર મોકલી છે. આપને ધાંધલમાં ફક્ત કહેવાનું રહી ગયું હતું, " તેણીએ કહ્યું.

" શાબાશ ! કેળવણી ! ડહાપણ ! નીતિ ! અરે ! ભલી સ્ત્રી ! તેં તારા દુસ્મનો ઉપર રૂપિઆ મોકલ્યા. ! તેં મોટી ભૂલ કરી ત્યારે !" મેં વ્યંગમાં જરા મશ્કરી કરી.

" મેં ભૂલ નથી કરી. અને તમે મોકલવાની વાત ઉપાડયા બાદ મારી ભૂલ બતાવવી શરૂ કરી એથી તમે બંધાયા છો. " તેણીએ હિંમતથી જવાબ આપ્યો.

આવા રીતે નિર્દોષ ગમતમાં અમારો વખત પસાર થવા લાગ્યો. પરંતુ માતાનો સ્નેહ ! મને પેલાં બન્નેને ઘેરથી બોલાવી પાછો કલેશ ઉત્પન્ન કરવાની જુલમી જીજ્ઞાસા ઉભી થઈ ! અમે બન્ને આ વિચારથી ગભરાવા લાગ્યાં. ન બોલાવીએ–તેમને અમારા સુખનાં ભાગીદાર ન કરીએ તો નીતિશાસ્ત્રાધારે અમે ગુન્હો કરતાં જણાયાં, ને બોલાવવાથી કલેશ વધતો હતો. છેવટ મેં એક નિર્દોષ પ્રપંચ શોધી કહાડયો પરંતુ તેથી મારી સ્ત્રીને મેં હાલ વાકિફ કરવાનું મોકુફ રાખ્યું.

મારી સ્ત્રીને કંઇક આશાનાં ચિન્હો જણાતાં હતાં, તેથી તેના પિતાને ત્યાં જવા મેં કહ્યું. થોડા દિવસ બાદ કેટલાક આગ્રહ પછી તે ગઇ.

હવે મેં એક રસોઇઓ રાખી નિભાવવા માંડયું. મારાં માતુશ્રી અને બેનને બોલાવવા પત્ર લખ્યો, ને બોલાવી લીધાં. ભાડે રાખેલા મકાનમાં બે નજીકની કોટડીઓ વધારે લીધી. તેમને મુકામ આપ્યો.

" વહુ કયાં ? ભાઈ ! "

બન્નેએ એકદમ પ્રશ્ન કર્યો.

નાટકો જોઇને ધરાયેલો હું–ઢોંગ શાસ્ત્ર શીખેલો હું ઠગારો હવે મારો ભેદ શરૂ કરવા લાગ્યો. જરા રડવા જેવું મ્હોં કરી મેં કહ્યું.—

"આજ ૭ સાત દિવસ થયાં તે ગુજરી ગઇ. રસોઇઆથી હું નિભાવું છું."

તેમના મોંપર સહજ અચંબો અને કંઇક અંશે દીલગીરિ દેખાઈ. પણ દિલગીરિ કરતાં અચંબો એટલો બધો જણાયો કે દિલગીરિનો અંશ કેટલો છે તે જાણવું મુશ્કેલ થઇ પડયું.

"હશે, બાયડી મરી ગઈ તેમાં રોવા જેવું મોં શાનું કરે છે? એવું કરે તે તો બાયલો કહેવાય. એક નહીં ને બીજી. મા ન મળે, બેન ન મળે, ભાઇ ન મળે પણ બાયડીઓ તો એક કહેતાં ચર મળે, દીકરા!" એમ કહી મારા કપાળપર હાથ ફેરવવા લાગ્યાં.

"દીકરતો, ભાઇને અડચણ પડી ત્યારે જ આપણી ખબર લીધી છે!" મારી બેને કહ્યું.

"જેમ મા નથી ફરીને મળતી—બ્હેન નથી મળતી—ભાઈ નથી મળતો તેમ મારા જેવાને તો આ સંસારમાં સ્ત્રી પણ નથી મળતી હોં." મેં શરમ મૂકી આ વખતે બરોબર મારો "પાર્ટ" ભજવ્યો!

"હેં! હેં! શરમા! શરમા! જરા!" બન્ને બોલી ઉઠયાં.

તે પછી મેં ધુતારાએ તે બન્નેને મારી સ્ત્રીનું જુઠું સ્નાન કરાવ્યું. તે દીવસે કારખાનામાં ન ગયો. જમ્યા પછી પણ પાછી એ વાત ઉપડી.

"વહુમાં ફક્ત રૂપજ હતું હોં.—" મારાં માતુશ્રીએ કહ્યું.

મારી બ્હેન વચમાં બોલી ઉઠી. "હા; બાકી કામ કરવામાં તો ઠીકઠાક હતું. આખો દીવસ ટાપટીપ કરવામાં ને મોટાં ભણેલાંનો ડોળ ઘાલવામાં—વાંચવામાંજ કહાડતી એના કરતાં તો હું એકસોને એક સારી કન્યાઓ ન્યાતમાંથી શોધી કહાડીશ!"

"પણ મારે પરણવાની હવે પ્રતિજ્ઞા છે. તેનું કેમ? કારણ કે એના જેવી ભલી સ્ત્રી મેં દુનિયામાં જોઈ નથી."

"શું એની ભલાઇ હતી?" મારાં માતુશ્રીએ પૂછ્યું.

"જુઓ, તમે બન્ને એના ઉપર જુલમ કરતાં અને ગાળો દેતાં, એની પાસે મજુર જેટલું કામ કરાવતાં પરંતુ તે મ્હોંડેથી બોલતી નહીં. ખરી વાત?"

"તેમાં શું" મારી બ્હેને કહ્યુ "મનમાં ઉંડી અદેખાઇને લીધે દાવ હોય તેજ ન બોલે."

" જવા દેને બ્હેન " મારી માતુશ્રીએ કહ્યું " એ તો વહુ ઘેલો થઇ ગયો હતો તે ઇશ્વરે એને પાડાવી લીધી હશે. ! પણ તેમાં થયું શું ?"

" થયું શું " એમ કહોછો, માતુશ્રી ! એક સદ્ગુણી વહુ ઘરમાંથી જાય તેને તમે ' થયું શું ' કહોછો ? જો એ જીવતી હોય અને તમારા મરણની ખબર એને પડે તો એ શું કરે ? " મેં લાગણીઓ મ્હોંપર બતાવી કહ્યું.

" શું કરે તે નાહીને એસે-ખુશી થાય ને તે દિવસે ઉજાણી કરે. વળી તું ડાહ્યો કોની આગળ થયો જાય છે ! " માતુશ્રીએ કહ્યું.

" અરે જાઓ ! જાઓ ! એ બીચારીને એમ ન કહો. હજુ મુખ્ય બાબત તો હું કહેવાની ભુલી ગયો છું, મરતી વખત તેણીએ મ્હેં તેના માટે નવી કરાવેલી હીરાકંઠી તમને આપવા કહ્યું છે. વળી એના બાકીના દાગીના, સાડીયો, કપડાં બ્હેનને આપવા કહ્યું છે, એની પાસેની કંઇક બચાવેલી રોકડ મને સોંપી છે. એના બાપના ઘરમાં ભીડ છે. છતાં ત્યાં કંઇ તેણીએ મરતી વખત પણ મોકલાવ્યું નહીં. તમને બોલાવવા કહ્યું પણ મેં મુરખાએ કલેશથી બ્હીને તમને તેનો મેળાપ થતો અટકાવ્યો તેના પિતા કરતાં તમારાપર તેનું હેત ઘણું હતું. અને મરતી વખત વળી આ તેની વીંટી તમને " આ સાસુજીને આપજો " કરીને આપવા કહ્યું છે તે લ્યો !

કંઇક દ્રવ્યથી, કંઇક મારા ફતેહમંદ અભિનયથી બન્ને પીગળ્યાં ને આંખમાં આંસુ આણ્યાંઃ મુંગાં રહ્યાં, ચુપકી પ્રસરી રહી. મેં આગળ ચલાવ્યું.

" તમને તેની કેળવણી-તેની નીતિની ખબર નહતી. તમારા જુલમની કદી પણ તેણીએ મારા આગળ ફરીયાદ કરી નથી.-

' ત્યારે અમને જરા મરતી વખત બોલાવ્યાં હત તો વહુનું મ્હોં તો જોત ! " બન્ને હવે બોલ્યાં.

" એક અમેરિકને શોધી કાઢેલી યુકિતથી એક વખત મુએલા માણસનું પણ મ્હોં તો હું તમને કહો તો કંઇક ખર્ચ કરીને દેખાડી આપું. પણ તે ખરા અંતઃકરણપૂર્વક જોવું હોય તોજ."

" અમને નકામાં વધારે દીલગીર શું કરવા કરે છે ? "

" પણ તમારે તેનું મ્હોં જોવું છે ? "

" કેટલું ખર્ચ થશે ? " મ્હારાં માતુશ્રીએ પૂછયું.

મેં જાણ્યું કે તેમની લાગણી ઉશ્કેરાઈ છે. એટલે તેમને પાસેનો જે જુદો ભાગ નવો ભાડે રાખ્યો હતો, અને જે મારી સ્ત્રી પણ જાણતી નહતી તે ભાગમાં તેમને કહાડયાં; વચમાં બારણામાં એક ઘટ્ટ પડદો નાંખ્યો, મારી સ્ત્રીને એક ચીઠ્ઠી લખીને નોકરને એક વિકટોરિયા ભાડે કરી આપી મોકલ્યો, તે આવી તે પહેલાં પેલા ભાગમાં જઈ તેમને હું ચેતાવી આવ્યો કે:—

" જુઓ, તમારે એક શબ્દ પણ બોલવો નહિ. તમારો તેનાપર ભાવ હશે તો આ પડદાના બાકામાંથી તમે તેને શુદ્ધ સ્વરૂપે જોઈ શકશો એટલુંજ નહીં, પરંતુ અમારી વાતચીત પણ તમે સાંભળી શકશો.

ગાડી આવી, મારી સ્ત્રી ઉપર આવી ને તુર્તજ મારા મ્હોંપર મેં દીલગીરી ફેલાવી દીધી. મને તેણીએ પૂછ્યું.

" કેમ ! આજ કંઈ આમ ? મારો તો કંઈ અપરાધ નથીને ?"

" તારો કદી અપરાધ મેં જાણ્યો નથી. આજ તું સ્વર્ગમાંથી મારે માટે તરફદી લઈ પધારી !-

" હેં ! હેં ! આ શું લવલવાટ ! સ્વર્ગ શું ? "

" આજ મારાં માતુશ્રી ને બ્હેન મરી જવાના ખબર આવ્યા છે—" કરી મેં તર્કટી એક કાગળ તેના હાથમાં મુકયો. તે વાંચતાંજ ભોંયપર પડવા જતી હતી તે મેં ઉચકી લીધી તેની આંખમાં ચોધાર આંસુ આવ્યાં. કોઈ પ્રકારે તેનું રોવું બંધ થયું નહીં:—

" અરે ! આજ મારાં માબાપ જીવતાં છતાં મરી ગયાં ! મને તે બન્ને ઠપકો દેતાં તે મારા સુધારા માટેજ. મને કંઈ કામની આવડ નહતી. અરે ! પણ તેમણે મંદવાડનો કાગળ પણ ન લખ્યો ! મને કહો તો ખરા બન્નેને સાથે શું થયું ? તમે મને મારા પિતાને ત્યાં મોકલી તે કરતાં તેમની પાસે મોકલી હોત તો તેમની ચાકરી ઉઠાવત.—

મેં પડદો ખોલ્યો—પેલાં બન્ને, પડદાનાં બાકાંમાં આંખો ફાડી જોઈ રહ્યાં હતાં ને સાથે રોઈ રહ્યાં પણ હતાંજ ! મેં કહ્યું " કરો પડદો ઉંચો ! ને જુવો હવે આ સાક્ષાત નીતિની પવિત્ર મુર્તિ ! શરમાઓ તમારા શબ્દો ઉપર ! " એમ કહી બન્નેને મેં ભેદ ખુલ્લા

કર્યો અને અભણ સ્ત્રીના મુર્ખાઇના વિચારોને **ભણેલી સ્ત્રીનો સ્નેહ** ને તેના સ્તુત્ય વિચારોપર આ નાનકડા અમારા ઘરનાજ સ્ત્રીસમાજમાં એક સારૂં ભાષણ આપ્યું. તે દિવસથી પ્રિય વાંચનાર ! મ્હારા આ બેઅદબી-પાપ-પુણ્ય મિશ્રિત હાસ્યપ્રયોગ પછી મારા ઘરમાં હવે કજીઆ થતા નથી.

**રસિક**—સત્ય છે ! સત્ય છે ! ! ગુરૂજી ! કેળવણી-ઉચ્ચ કેળવણીને હજાર વખત ધન્યવાદ ઘટે છે. એટલાજ માટે મારી માન્યતા છે કે સંપૂર્ણ નીતિયુક્ત કેળવણી **સર્વને** આપવી-

**સચ્ચિદાનંદ**-હા. બરાબર છે. પરંતુ તે કેળવણી લઇને તે વડે પ્રાપ્ત કરેલા જ્ઞાનનો ઉપયોગ પોતાનો વૈભવ વધારવામાં નહીં, પરંતુ જનસમુહને સુખી કરવામાં ગાળવો જોઇએ એટલો એ માન્યતામાં વધારો કરવો.

**રસિક**—એ શી રીત્યે ?

**સચ્ચિદાનંદ**—એટલે કેળવણીને એક વૈભવ વધારવાના સાધન તરિકે વાપરવાની નથી. પરંતુ અન્યને સુખી કરવા માટે તેનો ઉપયોગ કરવો જોઇએ. હું ધારૂંછું કે તે એક દ્દષ્ટાંતથી વિશેષ સમજાશે. લો આ એક બીજી વાર્તા વાંચો.

# " एशियाखंडनुं आधुनिक स्वर्ग ! "



**આ**મદાવાદના એક સાધારણ રીત્યે સુખી કુટુમ્બમાં મ્હારો જન્મ થયો હતો. હું ગુજરાત કોલેજમાં અભ્યાસ કરતો હતો તે દરમ્યાન મ્હારા પિતા ગુજરી જવાથી મ્હારા કુટુમ્બની વ્યવસ્થા મ્હારે હાથમાં લેવી પડી હતી. મ્હારી ભવિષ્યની જીંદગી શીરીત્યે ગાળવી તે બાબત મ્હારા પિતાની હયાતીમાં અમારા બન્ને વચ્ચે મતભેદ ચાલ્યા કરતો હતો. મ્હારે ઠેઠ સુધી સંપૂર્ણ કેળવણી લેવાનો લોભ હતો, અને મ્હારા પિતા મ્હને અધૂરી કેળવણી આપી કોઇ મ્હોટી વેપારી કંપનીમાં જોડી દઈ મ્હને ' દુકાનદાર ' બનાવી દેવાની તૃષ્ણા રાખતા હતા. ખરૂં પૂછાવો તો પૂરી કેળવણી લઇને મ્હારે શું

ધંધો કરવો તેનો મ્હને પોતાને પણ પુરો ખ્યાલ નહોતો. પણ મ્હારા મનમાં કંઇ એવું સ્વપ્નું મ્હને આનંદ આપી રહ્યું હતું કે—અમદાવાદ વચ્ચે એક બંગલો બંધાવી ત્યાં મારા નામનું એમ. એ. એલ. એલ. બી. નું પાટીઉં લગાવવું. જાહેર મીટીંગોમાં શોખની ખાતર જવું, આવવું, મિત્રોને મળવું ને મ્હારા પિતાની પુંજી જે લગભગ ૨૫ થી ૩૦ હજારની હું અટકળતો હતો તે વડે સુખી જીંદગી ગાળવી. બનતા લગી કમાવાની ભાંજગડની પ્રપંચી જીંદગીથી દુર રહેવું. ગમે તેમ કરી મ્હારા પિતા આ મારા વિચારો જાણી જવા પામ્યા હતા. તેમના મૃત્યુ પછી તેમની પાછળ મ્હોટું જ્ઞાતિ ભોજન કરવાનો કુટુમ્બનો નિશ્ચય થયો તે વખતે ચોપડા તપાસતાં ઘરમાં મ્હેં ધારેલી માત્ર પાંચસે રૂપીઆ રોકડા અને હજારેકની ધીરધાર સિવાય કશું માલમ ન પડયું ! ચોપડા ઉપરથી જણાયું કે મ્હારા પિતાએ મરતાં અગાઉ સટ્ટો કરેલો હોવાથી બધો ગોટાળા ભરેલો હિસાબ માલમ પડયો. રડતા કુટુમ્બને દિલાસો આપવાની આવી પડેલી ફરજને લીધે મ્હેં મ્હારાં માતુશ્રી વગેરેને ઘરની ખાદ જણાવી નહિં. વહીવટ ચાલુ હોવાની કહેવાતી આબરૂને લીધે બે હજાર રૂપિઆ કરજે લઈ નાત કરવાની જરૂર જણાઈ ! પાડોશમાં ગોપાળ કાકા મ્હારા પિતાના મિત્ર હતા. તેમણે કેટલાક આગ્રહ પછી રૂપિઆ ધીરવા મરજી બતાવીને વ્યવહાર બંધનોને શ્રાપ આપતો છતાં મ્હારા કુટુંમ્બની સાથે કરજ કરીને પણ નાત કરવાની જાહોજલાલીમાં હું સામેલ રહ્યો.

આવી પડેલી આફતે કરીને મ્હારા વિચારો એકદમ બદલાઈ ગયા ! જે વખતે મ્હારા પિતા ઓછામાં ઓછા પચીસ હજાર આપી મ્હને ઉદ્યમે વળગવા કહેતા હતા તેવામાં મારે એક શોખીન ફુલફટાકીઓ બનવાનો અવસર જતો રહેતો હતો; અને હવે જ્યારે ગમે તે વ્યાપારમાં પડી આબરૂ સાચવી બે પૈસા મેળવવાની ઋતુ આવી ત્યારે પાસે કોડી મળે નહી.

કંઇ પણ થાપણ વગર કોઇ જાતનો વ્યાપાર બનવાનો નથી એ હું સમજતો. ઘેરથી એક પાઇ લીધા વગર પણ પરદેશ જઇ માતબર થનારાની વાતોને હું સામાન્ય નિયમના અપવાદ તરીકે લેખતો. અસાધારણ બુદ્ધિ અને અસાધારણ હીંમત વડે ગમે તે પ્રાપ્ત

કરી શકાય છે એ હું જાણુંતો પરંતુ તેવી બુદ્ધિ કે તેવી હીંમત મ્હારામાં નહતી ઉદ્યમ તરફની મ્હારી વૃત્તિઓની તીવ્રતા, કોઈ સ્વદેશાભિમાની ધનાઢ્યને બતાવી યોગ્ય મદદ માગવાના કાર્યને “ ખુશામત' ગણવાની ગૃહકેળવણી મળી હતી. એટલે એક ઉપાય વગરના–નિરાધાર લોકો દુનિયામાં હોય તેમની પંકિતમાં મ્હને મુકી મુઢ જેવો બની–દિવસો ગત કરતો હતો એવામાં એક ધનાઢ્ય વ્યાપારી જાપાન જતો હતો. તેને એક કારકુનની જરૂર મ્હારા જાણવામાં આવી. મ્હને મળવાના પગારનો અમુક ભાગ ગોપાલકાકાના કરજ પેટે ભરૂં તો તેમણે આ જગા મ્હને આપવા શીફારસ ચલાવવા માથે લીધું મ્હેં કબુલ કર્યું. અને ગોપાળકાકાએ એ ગૃહસ્થને મળી રૂ. ૫૦) પચાસનો માસીકનો પગાર કરી મોકલવાની ગોઠવણ પાર પાડી.

અમારૂં કુટુમ્બ વિપત્તિની વચમાં વિખુટું પડ્યું. સારા નસિબે જે સાહસિક અમદાવાદી ગૃહસ્થનો હું કારકુન થયો તેની મ્હારી તરફની લાગણીને લીધે મ્હને મ્હારા દુઃખનો વિસારો થયો. થોડેક દિવસે અમે જાપાન ગયા. પણ ત્યાં જઇને મેં શું જોયું ? !

જે જગ્યા “ સ્વર્ગ ” ના પવિત્ર નામવડે ઓળખાતી હશે. જેમાં મનુષ્યોના સુખની અવધિનાં સાક્ષાત્ દર્શન સાથે અનુભવ થતો હશે–જેમાં અન્ય તમામ સદ્દગુણોની સાથે તમામ વ્યકિતઓમાં જોવામાં આવતી પરોપકારની તીવ્ર વૃત્તિને નિહાળવાનો આનંદ અનુભવવાની મઝા મળતી હશે–આવો કોઇ દેશ, કાળીદાસ કે શેકસ્પીઅર કલ્પે તો તે આ દેશ છે. જે દેશની પવિત્ર વસુંધરા ઉપર એક ટાંકણીની અણી મુકીએ એટલી એવી જગા નથી જોવામાં આવતી કે જ્યાં તે ભૂમિના હિત વિરૂદ્ધ સંતાનો અન્ય દેશોની પેઠે કાવતરાં રચતાં જોવામાં આવતાં હશે, મકાનોની ભવ્યતા, ગાડાંઘોડાની દોડા દોડ, જાહેર બાગબગીચા, રસ્તાઓ સડકોનું વિશાળપણું–ટુંકામાં જનસમાજને સુખનાં–વૈભવનાં સાધનો તો ઓછા વધતા પ્રમાણમાં સૌ દેશમાં હોય છેજ. પરંતુ જાપાનમાં વિશેષ શું છે ?! આગ લાગી હોય એમ સેંકડો કારખાનામાં જતા મજુરોની દોડા દોડ ! અને ઉદ્યમ ઉદ્યમને ઉદ્યમ ! નમાલાં દુકાળીઆં જેવાં માણસો કોઇ સ્થળે પણ ન મળે ! ફકત હિંદુસ્તાનને લગતા સમાચારવાળાં વર્તમાનપત્રોમાંનાં ચિત્રો સિવાય

નિર્ધન ને નિરૂદ્યમી મનુષ્યોની આકૃતિઓ કોઇપણ નહીં. જ્યાંનું સંગીન કેળવણીખાતું એક નમુનેદાર સ્થાપના છે ! ટોકીઓ શહેરની પ્રખ્યાત યુનિવર્સિટિ કેળવણીનો સાક્ષાત ફુવારો જેની સેંકડો શાખાઓમાંથી નીકળતા રંગ બે રંગી કેળવણી રૂપી જલસીકરો દેશના જવાનીઆઓના મગજને તર કરી રહી છે ! જ્યાં ન્યુસપેપરની કોઇ ઓફીસ આગળ સવારના પ્રહરમાં દેશને લગતા તાજા સમાચાર જાણવા એક મેળાની પેઠે લોકોની મેદની બની રહે છે ! ! રેશમનાં, સાબુનાં, દીવાસળીનાં–ખાંડ, સાકર, કાચ, ટાંકણી, બટન, છત્રી, ખેતીવાડીને લગતાં સાંચાકામ, રોગાનો, દવાઓ, અરકો, વૈદક વિદ્યાને લગતાં શસ્ત્રો, કાગળ, મિણબતી, સેંટ, સ્ટીલો, પેનસીલો, ઇત્યાદિ ઇત્યાદિ હરેક ઉપયોગી ચીજનાં મ્હોટાં મ્હોટાં કારખાનાં જોવામાં દિવસના દિવસ ચાલ્યા જાય એવાં તો એ મ્હોટાં છે ! આપણા દેશમાં મુંબઈ, કલકત્તા ને કરાંચી બંદરોની ગોદીમાં જઇને આપણ જોઇએ છીએ તો જેવી રીતે પરદેશનો માલ ઉતરવામાં આપણા વેપારીઓ ગુંથાએલા જોવામાં આવે છે તેથી ઉલટું, જાપાનના બંદરના વેપારીઓ પોતાના દેશનો માલ અન્ય દેશોમાં મોકલવા વ્હાણો ઉપર ચડાવતા હોય, છે ! એ જોતાં મ્હને ચઢતી ને પડતીનો ખ્યાલ એકદમ આવી ગયો.

મ્હારા શેઠની ઉદારતાને લીધે જાપાન જેવા ચમત્કૃતિથી ભરપુર દેશ જોવા મ્હેં અવકાશ શોધી કહાડ્યો અને દરેક દરેક મ્હોટું શહેર મ્હોટાં મ્હોટાં કારખાનાં અને મ્હોટી મ્હોટી શાળાઓ જોવા નિશ્ચય કર્યો અરે પણ ક્યાં આ સ્વર્ગભૂમિનો વિસ્તાર અને ક્યાં મને મળતો વખત ! ક્ષણે ક્ષણે મને વિચાર થતો કે રખેને શેઠને હું અડચણકર્તા થઈ પડું જ્યારે મ્હેં મારા શેઠનો–મને ફરવા હરવાની રજા આપવા માટે ઉપકાર માન્યો ત્યારે એમણે જવાબ આપ્યો કે–મ્હારા મિત્ર ! મ્હારો નોકર આ દેશથી વાકેફ થાય એ પણ મ્હારી એક કમાણી હું સમજુ છું. મ્હારી ઇચ્છા છે કે તું એક જાપાનીના જેવો ઉદ્યોગી ક્યારે બની જાય ! ત્હારે જોઇતો હોય તો વધારે વખત કહાડીને પણ અહીંના બધા હુન્નરો જોવા કરતાં એકાદ સારો હુન્નર હાથ કરી લેવો એ વધારે સારૂં છે.

મ્હારા પિતાના વખતની અમારા કુટુમ્બની શ્રીમંતાઈના ખ્યા-

લને લીધે મ્હારા શેઠે એ મુજબ કહ્યું અને મ્હારી વાસ્તવીક સ્થીતિ એ જાણુતા નથી એથી મ્હને કંઈક સંતોપ થયો. પરંતુ એમણે આપેલી છુટનો મ્હેં પુરો લાભ લીધો. મ્હારા શેઠને મોતીનો વ્યાપાર હતો અને પેઢીમાં ત્રણચાર જાપાની જુવાનીયા ગુમાસ્તા તરીકે રાખ્યા હતા તે કામથી વાકેફ થયા હતા. તેમાંનો એક મ્હારો જાપાની ભાષાનો શિક્ષક સહજમાં બની ગયો હતો ને તે પાછળથી મ્હારો મિત્ર જેવો થઈ પડયો. મ્હને અહીં આવ્યે છ માસ થયા તેટલા અરસામાં જાપાનીમાં સહજ વાતચિત કરતાં હું શીખ્યો હતો. રહેવાનું તથા જમવાનું શેઠની સાથે હોવાથી મ્હેં પગાર ઉપાડયો નહતો. માત્ર એક વખત, ઘેર કુટુમ્બના ખર્ચ માટે સો રૂપિઆ મોકલ્યા હતા. આ વખતે મ્હેં જાપાન જોવા માટે મને રજા આપવા મ્હારા શેઠને વિનંતી કરીને થોડાક રૂપીઆ માગ્યા. ઘણી ખુશીની સાથે તેમણે મને બાર મહીનાનો પગાર આપ્યો ને તેની સાથે મ્હારા મિત્ર બનેલા ગુમાસ્તાને જાપાન દેશ બતાવવા કહ્યું.

અમે બન્ને છુટા થઇ મ્હોટાં મ્હોટાં શહેરોમાં ફર્યા. ત્યાંનું સંસારિક, રાજકીય, અને ધાર્મિક બંધારણો તપાસ્યાં. મ્હારા મિત્રને મને એ બતાવવાની કાળજી જોઇનેજ મેં એને ના પાડવી એ વિવેકથી વિરૂદ્ધ હોવાનું મને જણાયાથી તેની સાથે એ બંધારણો જોવા હું ફર્યો. મ્હારે તો કોઇ કારખાનામાં મહીનો માસ ગાળવાનો લોભ હતો. મ્હારો જાપાની મિત્ર હીંદુસ્તાન સંબંધી માહિતી મેળવવાનો બહુ લોભ રાખતો હતો. તે મને વખતો વખત વિવિધ પ્રશ્ન કરતો હીંદની સંસારિક અને રાજકીય બાબતો વિષે જાણવાની તેની બહુ આતુરતા જણાઇ.

મેં કહ્યું કે અમારા દેશમાં બાળક જન્મતા પહેલાં પણ પરણી શકે છે એ અમારા સંસારિક બંધારણની પરિસીમા !

પહેલાં પરણે એટલે શું–એ બનેજ શી રીતે ? મ્હારા મિત્ર તમે ભૂલતા તો નથી ?"

"ના ના, હું ભુલતો નથી" મેં કહ્યું "અમારા દેશમાં કણબી જ્ઞાતિમાં બાર તેર વર્ષે એકજ વખત લગ્નનો શુભ પ્રસંગ આવે છે, અને તે ટાંણે જન્મવાનાં રચ્યાં પણ પરણે છે ! ! એટ-

લે તેમની વતી તેમની માતાઓ પરણવાના કરાર કરે છે" એમ કહી આપણી હાજાપટેલની પોળ અને ચકલાનું 'હંબગ' મ્હેં તેને પીરસી દીધું ! ! 'અમારા શાસ્ત્રમાં લગ્નના કોલકરાર બહુ સારા છે અને માતા પિતા તરફથી પુત્રીને સ્વામીભક્તિનું અનુપમ શિક્ષણ આપવાની ફરજ છે, પણ કાળે કરીને બધા રીતરીવાજોનું રૂપાંતર થાય છે."

"જુઓ અમારા દેશમાં લગ્ન વખતે દરેક કન્યાને તેની માતા તરફથી બાર શીખામણો આપવામાં આવે છે. ૧. જે પળે તું પરણી ચુકી—તેજ પળથી તું મારી છોકરી થતી બંધ પડી છે તેટલામાટે જેમ તું તારાં માબાપને તાબે થતી આવી તેજ મુજબ હવે તારે તારાં સાસુસસરા તરફ તાબેદારી દેખાડવી. ૨. તારાં લગ્ન થયા બાદ તુરતજ તારો સ્વામી તારો એકલો ધણી છે. હમેશાં નમ્રતાઇભરી અને સભ્ય રહેજે. એક સ્ત્રી જો સૌથી સરસ અને ઉમદામાં ઉમદા ગુણ દેખાડી શકે તે પોતાના પતિ તરફની અચુક તાબેદારી છે; ૩. તારી સાસુ તરફ હમેશાં મળતાવાડી રહીને તેની આગળ હસતો ચ્હેરો રાખજે. ૪ કદી પણ અદેખી થતી ના, કેમકે અદેખાઇથી તારી તરફનો તારા પતિનો પ્યાર જશે. ૫ ચોકસ તકરાર અથવા તો વાતચીત દરમ્યાન તારો પતિ ખોટો પણ હોય, તે છતાં પણ તારે ગુસ્સે થવું નહીં, તે વેળા તારે ધીરજ સાચવી રાખવી અને જ્યારે તે નરમ પડે ત્યારે તેની ભુલ બાબત તેનીસાથે નરમાશથી વાત કરવી. ૬ બહુબોલી થતી ના, અને વચેવચે કટકટ કરતી ના, તારાં પાડોશીનું ભુંડું બોલીશમાં, અને કદી પણ જુઠાં વેણ ઉચરતીના, ૭ પ્રાતઃકાળે વહેલી ઉઠજે, અને રાત્રે મોડી સુજે, દારૂ મુદ્દલ પીતીના, અને જ્યાં સુધી તું ૫૦ વર્ષની ઉમ્મરે પહોંચે ત્યાં સુધી જાહેર મેળાવડાઓમાં અને લોકોનાં ટોળાઓમાં ભેળાતી ના, ૮ **કોઇપણ જોશીની પાસે તારૂં નશીબ હમેશાં જોવરાવતી ના.** ૯ તું એક સારી રીતે ઘરનો કારભાર ચલાવનારી થજે અને ઘર ખટલાનો વહિવટ કરકસરથી ચલાવજે. ૧૦ જોકે તું હજુ યુવાન છે, અને તારી યુવાનીમાં પરણી , તોપણ ઘણી યુવાન મંડળીમાં ભેળાતી ના, ૧૧ ઘણા ચકચકતાં લુગડાં પહેરતી ના, હમેશાં સફાઇથી અને ઘણા અંધાનમાં રહીને પેહેરવેશ પ્હેરજે, ૧૨ તારા બાપની પદવી

અને તેની દોલત ઉપર મગરૂર રહી કદીપણ મગરૂરી રાખતી ના, તારો બાપ જો ઘણો ધનવાન હોય તો તે બાબતનો કશોએ ઈશારો તારા પતિના સગા આગળ કદીપણ કરતી ના."

ઉપર મુજબ અમારી મુસાફરી દરમ્યાન રાજકીય બાબતમાં પણ મ્હારો જાપાની મિત્ર ઘણો ઉંડો ઉતરી વાત કરવા લાગ્યો. અને જાપાનની ઉદ્યોગી વૃદ્ધિ તો મ્હને એણે નજરે દેખાડવાનું માથે લીધું હતું.

એ કહે "શરૂઆતમાં અમે લોકો બહુજ નમ્રતાથી સુધરેલા દેશના મ્હોટાં કારખાનામાં નોકર તરીકે જોડાઇને, પણ દરેક જાતના હુન્નરો શિખવા માંડયા. અમારામાંના વધારે સાહસિક જાપાની બંધુઓ અમેરિકામાં ગયા, અને ત્યાંથી જે ત્યાંનું ભંડોળ લાવ્યા તેને જાપાનમાં ફેલાવ્યું. દરેક જાપાની જાપાન દેશની ઈંચે ઈંચ જમીનને પોતાની સમજે છે. અમારો દેશ અમારા ઘર ને કુટુંબ કરતાં પણ અમને વધારે પ્રિય હોય છે. જાપાન દેશની સમૃદ્ધિ એ તમામ જાપાનીઝની મઝીયારી દોલત છે. "સમગ્ર પ્રજાની મરજી" એજ રાજ્યબંધારણ અને એજ પ્રજાના સુખ માટેના કાયદા. પ્રજાનો મત એજ રાજાનું મન. સેંકડો પેઢીથી અમારા ઉપર એક સીધી લીટીનો વારસ રાજ્ય કરે છે અને તે એક જાપાનીઝ છે, અને તેનું અંતઃકરણ પ્રજા પ્રત્યે નિર્મળ પિતાતુલ્ય છે. દેશની સમૃદ્ધિને વધારવા રાજા પ્રજા ઉભયનુ અનુપમ લક્ષ, તમે જાપાન જેટલું બન્ને ગોળાર્ધમાંના કોઇ દેશમાં નહી બતાવી શકો. વખત આવ્યે અમારો એક જાપાની જેટલું દેશાભિમાન બતાવવા હિંમત કરે છે તેટલું ભાગ્યેજ કોઈ દેશના વતની બતાવશે. એક લડાઇ દરમ્યાન એક બુરજપર તોપ ગોઠવવા માટે તે બુરજ નીચેના પોલાણને ભરી કહાડવા કાંઈ ચીજ ન મળી શકવાથી, રેલ્વેનું ન્હાનું ગરનાળું ભાગે છે ત્યારે જેમ લાકડાના પાટડા ગોઠવી કામ ચલાવી લેવામાં આવે છે તેવી રીતે તે તોપ નીચે માણસો ગોઠવવા માટે તૈયાર થયાં. અને જાપાન દેશની તોપને ગોઠવતાં પ્રાણ ત્યજવા માટે સૌથી પહેલાં તૈયાર થવા માંહોમાંહે અથડાઅથડી થઇ!"

જાપાનનો ઇતિહાસ—તેનું રાજકીય-ધાર્મિક અને સાંસારિક બંધારણ એ વિષે મ્હારા મિત્રે કહેલી વાતો એક ઇલાયદા 'વોલ્યુમ'માં પ્રકટ કરવા મ્હારો ઇરાદો છે. અને જાપાનની ઉદ્યોગિક ઉન્નતિ

નું તો વળી એક ઓર જુદું પુસ્તક થાય તેમ છે. પરંતુ જે હુન્નર મને સૌથી વધારે અજાયબી ઉત્પન્ન કરનારો માલમ પડયો તે માત્ર એક ન્હાના સરખાં જાપાની બંદરની એક સામાન્ય જણાતી મિલમાંનો હતો. અમે એક ન્હાના બંદરે ગયા ત્યાં, જુના ટાટ, ચીંથરાં, હાડકાંનો ભુકો, ' ગ્યાસલેટના ખાલી ડબા ' જુની પુરાની ફાટેલીતૂટેલી છત્રીઓ અને ઢોરોનાં શીંગડાં સ્ટીમર ઉપરથી ઉતરતાં મ્હેં જોયાં. મ્હારા મિત્રને મ્હેં સવાલ કર્યો કે ' આ માલ કયાંથી આવતો હશે ' તેના જવાબમાં તેણે કહ્યું કે ' હિન્દુસ્તાનમાંથી ' પરન્તુ એટલામાં એક ફાટેલા કોથળામાંથી **"મુબાઈ સમાચાર"**નો એક ન્હાનો કકડો મ્હારા મિત્રે ખેંચી લઇ મને કહ્યું કે હિન્દુસ્તાનના જે કમનસીબ ભાગમાંથી આ માલ આવે છે તે તમે આ પેપરના ટુકડાની ભાષા પરથી કહી શકશો. "

" અને આ માલનું શું બને છે ? " મ્હેં પુછ્યું—મ્હારો મિત્ર મ્હને એ મીલમાં લઇ ગયો. ત્યાં મ્હેં જોયું તો ગુજરાતનાં ગામડાંમાંથી તણાઇ આવેલાં હાડકાં ને શીંગડાંનો એક રસ બનતો હતો. અને તેના અજબ તરેહના આકારમાં છત્રીઓના હાથા, ચપ્પૂના હાથા, બટન, અને કચકડા તરીકે ઓળખાતા માલની તરેહવાર ચીજો ત્યાં બનતી મ્હેં જોઈ. એક કમનશીબ ગુજરાતી ! ! ! મ્હે ત્યાં નિરૂદ્યમી ગુજરાત માટે ઉડો નિઃશ્વાસ મૂકયો. આયુષ્ય ને તન્દુરસ્તીનો ભોગ લેનારી પાશ્ચિમાત્ય કેળવણીને એક વખત ખરા જીગરથી ચ્હાનારો, અને પિતાના ઉદ્યમ તરફ વળવાના વિચારોને ન ગણકારનાર હું પશ્ચાતાપ કરવા લાગ્યો. કેટલી સહેલાઇથી ધુળ જેવી ચીજોમાંથી મોહક વસ્તુઓ માત્ર ઉદ્યોગ ને ખંતથી બનાવાય છે તે મ્હે ત્યાં તપાસ્યું. શામાટે જાપાન માતબર ન બને ? અને શામાટે ગુજરાત નિર્માલ્ય—શુષ્ક ન હોય ? એ વાતનો મ્હને ખરો ખ્યાલ આવ્યો. ખરેખર, મારૂ મગજ ભમી ગયું. જાપાન વધારે જોવાને લોભ સરખો ન રાખતાં **હીંદુસ્તાન** તરફ વળી કંઇક આવો ઉદ્યોગ કરવાનો વિચાર મજબુત થયો અને ગમે તેમ કરી તેટલા દ્રવ્ય માટે કોઇ ભાગીદાર શોધવા ફાંફાં મારી જોવાના વિચાર પર હું આવ્યો. મ્હારા મિત્રને પાછા ફરવા મ્હેં આગ્રહ કર્યો. અને આવીને મ્હારા શેઠ પાસે મ્હેં મ્હારા વિચાર જણાવી રજા માગવા

માંડી. મ્હારા વિચારો જાણી મ્હારા શેઠને આનંદ થયો હોય તેમ જણાયો. અને તેમણે મને કહ્યું કે "ભાઇ, જાપાનની મુસાફરીથી ઉદ્યમ તરફ ત્હારૂં લક્ષ જાય એવા એક ચોઘડીયામાં ત્હારા પિતાએ કરેલ વીલ જે મ્હારી પાસે છે તે તને આપવા મ્હારા મિત્ર ગોપાળદાસે કહ્યું છે તે આ તું લે."

એમ કહી તેમણે મ્હારા હાથમાં એક કાગળ આપ્યો. તેમાં મ્હારા પિતાના અક્ષર મ્હેં ઓળખ્યા. અને તેમાં મ્હારી મ્હોટી અજાયબી વચ્ચે મ્હેં નીચેની ઇબારત પણ જોઇ.

" હાલના જુવાનીયાઓમાં સંપૂર્ણ કેળવણી લઈ નોકરી માટે દોડાદોડ
" કરવાની લાલસાએ દેશને ઉંચે ચડવા દીધો નથી. કેળવણી લેવી, પરન્તુ તે
" લીધા બાદ હુન્નર તરફ વળવા લક્ષમાં રાખ્યા વગર આ ગરીબ હિન્દુસ્તાનના
" દેશીઓને હવે છુટકો નથી. છોકરાને મ્હેં ઘણો સમજાવ્યો અને કંઇક ઉદ્યમ
" કરવા હું બહુ પાછળ પડયો પણ તેને ધનવાન બની પરોપકાર કરવાની
" જીંદગી કરતાં એક બાપની દોલત ઉડાવનાર, કેળવાયલો જુવાન બનવાની
" જીંદગી ઠીક લાગે છે એ મારૂં કમનશીબ છે. ગોપાળદાસ મારા ખરા સ્નેહી
" છે. તેમને આ વીલમાં એકઝીક્યુટર નીમુ છું, અને છોકરો ઉદ્યમ કરવા
" ઉભો થાય એવી તેની હરેક પ્રકારે વૃત્તિ તે કરશે એવી મને આશા છે.
" તેમ બને-અને હું ધારૂં છું કે વખતે બનશે-તો તેને આ સાથે મેં ગોપા-
" ળદાસ પાસે ડીપોઝીટ મૂકેલા ૩૫ હજાર રૂપિઆ આપવા, અને તેમ ન
" બને તો છોકરાને તેની નિર્ધન હાલતમાં જીંદગી ગાળવા દઈ ધીમે ધીમે
" તેને ધીર્યા જવું એવી મારી ઇચ્છા છે."

પ્રિય વાંચનાર, ઉપરનો પેરેગ્રાફ વાંચી મ્હારા હર્ષનો પાર રહ્યો નહીં. મ્હારા શેઠનો મ્હેં ઉપકાર માન્યો. ગોપાળકાકાના મ્હારા શેઠ મિત્ર હતા તેથી તેમની વતી તેમણે મ્હને અહીં લાવવા ઉદાર વૃત્તિ વાપરી હતી એમ મને જણાયું. એમને હીંદુસ્તાન તરફ ફરવાનું હતું તેમની સાથે હું પણ ઘેર આવવા નીકળ્યો. અને પવિત્ર જાપાનની ભૂમિના ઉદ્યોગી વતનીઓની સુખકર જીંદગીને દ્રષ્ટિબિંદુ તરિકે રાખી, ઉદ્યોગ તરફ મ્હારી વૃત્તિઓને દોરી.



## દિવસ ૪ થો.

**રસિક**—મહારાજ ! ગયા કાલની વાર્તાએ જાપાનનો ઉદ્યોગ અસરકારક રીત્યે બતાવ્યો. આપની વાર્તાઓ મ્હને અદ્‌ભૂત આનંદ આપે છે ગુરૂદેવ ! આ તમામ વાર્તાઓમાં પર્યટન કરવાનો વિષય ધ્વનીરૂપે રહે છે. તેની ઉપયુક્તતા મ્હને સમજાય છે. પરંતુ ક્યાં આપણો આ હીંદુ સંસાર ? ક્યાં એનાં બંધનો ! અને ક્યાં આ દેશોન્નતિ માટેના અદ્‌ભૂત ઉદ્ગારોનું પ્રતિપાલન ! આપણી જ્ઞાતિઓ વૃદ્ધ પણ અશિક્ષિત સ્વાર્થી જ્ઞાતિપટેલોના હાથમાં છે એ આપ જાણો છો. એમની રજા, પર્યટન માટે મેળવવી કેટલી દુર્લભ છે, અને એમની રજા વગર ગયાથી એમના પંઝામાં કેટલા સપડાઇ મુઆ તે પણ આપણે જોયા છે ? પર્યટનની ઉપયુક્તતા જાણ્યા છતાં નિરૂપાય થઇએ છીએ.

**સચ્ચિદાનંદ**—અમુક બાબત જનસમુહને માટે હીતકર છે તે જાણ્યા પછી પણ તેને માટે મનુષ્યથી કંઇ થઇ શકે નહીં તે શું કહેવાય ?

**રસિક**—શિથિલતા ! બીજું શું મહારાજ !

**સચ્ચિદાનંદ**—શિથિલતા નહીં. એ પાપ કહેવાય. આ વાંચો.

# तोपना गोळा गळे बांधी, तरवानो हेरत पमाडनार हुन्नर.

---



આપણા હિંદુ સાંસારિક રીતિ રિવાજોની ખામીઓને લીધે, અપૂર્વ પુરૂષાર્થ અને ઇચ્છાબળ છતાં, હિંદી વિદ્યાર્થીઓની સ્થિતિ દયાજનક થઇ પડે છે. અજાયબ જેવું એ છે કે આ વાત સૌ કોઇના જાણવામાં છતાં થોડાકજ, હાનિકારક રિવાજો નાબુદ કરવા પ્રયત્ન કરતા જોવામાં આવે છે. અમુક રિવાજ ખોટો છે એ જાણ્યા છતાં પણ એને દૂર કરવા પ્રયત્ન ન કરવો એને અમે પાપ ગણીએ છીએ. માત્ર જેમ હાલ માનવામાં આવે છે તેમ શિથિલતા ગણતા નથી.

કેવા કેવા રિવાજો આપણાં બાળકોના રસ્તામાં કંટક રૂપે નડે છે એ જાણવા માટે નીચેનું એક અપૂર્વ વૃત્તાન્ત લખનારના પોતાનાજ શબ્દોમાં આપવું મ્હને દુરસ્તર લાગે છે:—

અમદાવાદના એક આબરૂદાર કહેવાતા કુટુમ્બમાં મ્હારો જન્મ થયો હતો. મ્હારા પિતા અમારી જ્ઞાતિના અગ્રેસરોમાંના એક હતા. અમારા કુટુમ્બમાં કેટલીક પેઢીઓથી ચાલતા આવેલા રિવાજ પ્રમાણે, બચપણમાંથીજ છોકરાઓના વેવીશાળ માટે કોઇ પૂછે તો તે સ્વીકારી લેવામાં આવતું હતું. છોકરા ઘોડીયામાં હીંચતા ત્યારે પરણે, અગર તેમનું તે અરસામાં વેવીશાળ થાય ત્યારેજ અમારા કુટુમ્બની મ્હોટાઇનું વાસ્તવીકપણું સિદ્ધ થયું એવી માન્યતા અમારા કુટુમ્બમાં ચાલી આવતી હતી. આ નિયમને અનુસરીને હું જ્યારે છેક ૭ વર્ષનો હતો ત્યારે મ્હારા પિતાએ મ્હારૂં વેવીશાળ કરી રાખ્યું હતું.

હું અઢાર વર્ષનો થયો અને મેટ્રીકયુલેશનની પરિક્ષામાં જે વર્ષમાં મ્હારે બેસવાનું હતું તે વર્ષમાં મ્હારા પિતાએ મ્હારા લગ્નનો સમારંભ માંડયો. અને તેમાં અમારા કુટુમ્બની સ્થિતિને છાજે તે કરતાં વધારે મ્હોટા પાયાપર ખર્ચ આરંભતું મ્હેં જોયું. આનું કારણ મને એમ સમજાયું કે—મ્હારા નજીકના સગામાં મ્હારા પિત્રાઇ કાકાના દિકરાનું લગ્ન ઘણીજ ધામધુમ સાથે અને મ્હોટા ખર્ચે કરવામાં આવ્યું હતું. અને જો કે તેમની સ્થિતિમાં અને અમારી સ્થિતિમાં મ્હોટો ફેર હતો, તેમની પાસે લાખ રૂપિઆ કરતાં વધુ પુંજી હજી હતી અને મ્હારા પિતા પાસે તો માત્ર અમારે રહેવાનું એક ઘર, અને મ્હારા પિતાના નામથી ચાલતી એક મીલમાં કેટલીક થાંપણુ મ્હારા પિતાએ રોકેલી તે ઉપરાંત રોકડ કંઈ ન હતું; તોપણુ મ્હારા પિતા તે કુટુમ્બની હરીફાઇમાં ઉતર્યા.

એક પૈસાદાર પડોશી અગર સગાએ પોતાને ત્યાં સારા નરસા પ્રસંગે કરેલા ખર્ચની દેખાદેખીથી, ગરીબ કુટુમ્બો પણુ તાણી-તોસીને તેના બરોબરીઆ થવાને ફાંફાં મારવાની આપણામાં જોવામાં આવતી નઠારી આદતે હજારો કુટુમ્બોની પાયમાલી કરી છે એ વાત મ્હારા પિતાના મનપર ઠસાવવામાં હું ફાવી શકયો નહીં. અને ઉપર કહેલ મ્હારા કાકાના દીકરાના લગ્ન પ્રસંગે વરઘોડામાં સો સાબેલા, અને દશ બેન્ડવાજાંનું મ્હોટું સરઘસ કહાડવામાં આવ્યું હતું તેજ રીત્યે, તેટલાજ દમામથી, કેટલુંક કરજ વેઠીને પણુ, મ્હારા લગ્નના વરઘોડામાં પણુ વાહવાહ કહેવડાવવાની લોભવૃત્તિ મ્હારા પિતાના

મગજમાં ઉપસ્થિત થઇ. વધારે અજાયબી જેવું તો એ હતું કે મ્હારાં માતુશ્રી પણ, હમેશનો પોતાનો કરકસર કરવાનો જાતિ સ્વભાવ ત્યજી, મ્હારા પિતાની ખર્ચ કરી ખોટી ધામધુમ કરવાની જુંબેસમાં સામેલ થયાં ! કહેવાની જરૂર નથી કે અમારી જ્ઞાતિના અગ્રેસરો, જેમાંના ઘણાખરા મ્હારા પિતાના મિત્રો હતા, તેમણે આ પ્રસંગે આવો આડંબરથીજ જીંદગીનું સાફલ્ય છે એમ મ્હારા પિતાને મક્કમપણે સમજાવી દીધા હતા. નજીકનું કે દૂરનું, કુટુમ્બમાં કોઇ એવું સગું ન જણાયું કે આ લગ્નની ધામધુમમાં થતા લખલૂટ ખર્ચથી પોતાનો સંતોષ જાહેર કર્યો ન હોય ! એવો એક કમનશીબ માણસ હું પોતેજ હતો હતો કે જેને, ત્રણ ચાર દિવસમાં એક સારી સારી રકમ ખર્ચાઇ જાય તે સાથે મ્હોટો વાંધો હતો. લગ્નનો વરઘોડો ચડયો તે પ્રસંગના સ્વાભાવિક આનંદની અંદર પણ મને એ વિચાર આવી જતો કે—જે શેહેરમાં, નિર્વાહને અર્થે, જાનવરોને બદલે મનુષ્યો ગાડીઓ ખેંચે છે, જે શહેરમાં પોળે પોળે અન્ન વસ્ત્ર વગરનાં સેંકડો ભીખારીઓ નજરે પડે છે તે શહેરમાં, એક અનાથાશ્રમની શરૂઆત થાય તેટલી રકમ આવી રીત્યે, ઓચ્છા ખર્ચથી મ્હારા લગ્નનું કામ નીબી શકે તેમ હોવા છતાં, ઉડાવી દેવી એ એક પ્રકારની ગરીબો પ્રત્યેની અમારી ક્રુરતા છે. પરંતુ મ્હારા પિતાને તો ઓર જાતનું સ્વપ્નું આનંદ આપી રહ્યું હતું; જ્યારે રા. બ. રણછોડલાલના ફુવારા આગળ થઇ વરઘોડો માણેકચોકમાં પસાર થવા માંડયો ત્યારે કેટલાક યુરોપિયન વ્યાપારીઓએ સરઘસનો ફોટોગ્રાફ લીધો તે વખતે મ્હારા પિતાના મોં ઉપરથી મને એમ કંઇક સમજાયું કે તે પોતાને કૃતકૃત્ય માનવા લાગ્યા.

મ્હારા પિતાના મનમાં સારા તેમજ નરસા પરંતુ ઘણે ભાગે હાનીકારક વિચારોનું ભંડોળ એવું તો મજબુત રીત્યે ઘર કરી રહ્યું હતું કે જીંદગીભરના વિરૂદ્ધના ઉપદેશથી તે તલમાત્ર ખસી શકે તેમ નહતું. અમો બ્રાહ્મણોને પ્રાતઃકાળમાં ઉઠી સ્નાનથી શુદ્ધ થઈ યથાવિધિ સંધ્યા કરવાની પવિત્ર ફરજ રહેલી છે; આ અમારો પ્રાતઃવિધિ યોગશાસ્ત્રનું પ્રથમ પગથી છે. એનું ઉપયોગીપણું એટલું બધું છે કે જે ગમે તેવા સારા શબ્દોમાં વર્ણવીએ પણ તે અતિશયોક્તિ કરી એમ કહેવાય નહીં. એ પગથી ઉપર બરોબર પગ ઠરાવી અમો

આગળ વધીશું, તે દિવસ જૂદો ઉગશે—તે દિવસે અમે ચારે વર્ણના નેતા—જેવા પૂર્વકાળમાં હતા તેવાજ—થઈશું. તે દિવસે મનુષ્યજાત ઉપર ઉપકાર કરનારાં મહાન્ કૃત્યો અમે ધારીએ તે પાર પાડી શકીશું.

ઉપર મુજબ મ્હારી માન્યતા છતાં, ફક્ત જુજ ઇંગ્રેજી કેળવણી મ્હેં લીધેલી તેને લીધે મ્હારા પિતા મ્હને ' ઈંગ્રેજી ભણી બગડી ગયેલો " એ ઉપનામ વારંવાર આપતા. ન્હાવાથી શરીરની શુદ્ધિ થતી નથી પણ પૂણ્ય થાય છે એમ તે માનતા હતા. અને ન્હાઇને ગમે તેવે સ્થળે, બે ઘડી નાક પકડી બેસવું એને, તે **" સંધ્યા કરી "** એમ ગણતા હતા ને તેથી જે જે પાપ કર્યું હોય તે માફ થઈ જાય છે, આ તેમની માન્યતા હતી.

મ્હારા પિતાના ધાર્મિક વિચારોનું વધારે દિગ્દર્શન કરવાની કંઇ જરૂર નથી, પરંતુ તેમના તેવા વિચારોને લીધેજ મ્હને એક મ્હોટો લાભ થયો હતો તે વાચકને જણાવવાની ખાતર પ્રસ્તાવના માત્ર કરવાની જરૂર ધારી છે. અને એથી, આ પાપ પુણ્ય, સુખ દુઃખ, અને સારી નરસી બાબતોના મિશ્રણરૂપ સંસારમાં, બધું સરખું નથી હોતું, પરંતુ કાષ્ટમાં સમાયલા અગ્નીની પેઠે દેખાતા દુઃખમાં પણ ગુપ્ત રીતે સુખ સમાયલું હોય છે એ મારે જણાવવું છે. મ્હારા પિતાના ઉપર મુજબના વિચારો એજ જ્ઞાતિમાં તેમની વધી પડેલી પ્રતિષ્ઠાના કારણરૂપ હતા. મને તેથી જો કે મોટી અજાયબી થતી, પરંતુ જ્યાં સમગ્ર જ્ઞાતિ સમૂહ અજ્ઞાન, ત્યાં બીજું શું હોઇ શકે ? એ વિચારે હું મ્હારા મનનું સમાધાન કરી લેતો. મ્હારૂં લગ્ન અમારી જ્ઞાતિમાંના એક આબરૂદાર અને સુધરેલા કુટુંબમાં સારા નશીબે થયું હતું, અને તેમ થવામાં મ્હારા પિતાની પ્રતિષ્ઠા એજ ઘણે ભાગે કારણરૂપ હતી " સુધરેલું કુટુંબ " એ શબ્દથી હું એવાં કુટુંબો કહેવા માગતો નથી કે જેઓ હીંદુ ધર્મની લાગણી રહીત થઇ જઈ, ઈતર પ્રજાઓની વગર જરૂરની નકલ કરી છેક વહી ગયાં હોય. અગર જેઓ નિર્દોષ હીંદુ ભાઇઓની અજ્ઞાન જન્ય—અંધશ્રદ્ધાજન્ય ધાર્મિક લાગણીઓ પ્રત્યે ધિઃકારની નજરે જોતા હોય, પરંતુ એ શબ્દથી હું એવાં કુટુમ્બો કહેવા માગું છું કે જેઓએ મનુની આજ્ઞા મુજબ, સમયને અનુસરીને પોતાના ધાર્મિક જીવનમાં ઘટતા ફેરફાર સ્વીકારી લીધા હોય, અને **आत्मवत् सर्व भूतेषु**

એ મહાન્ સિદ્ધાંત પ્રમાણે મનુષ્ય જાત ઉપર બનતા ઉપકાર કરવાનો પોતાનો કુળ ધર્મ કરી લઇ, હીંદુ ધર્મને ઓર તેજોમય બનાવવા પ્રયત્ન શરૂ કર્યા હોય.

એ પ્રકારના સુધરેલા કુટુમ્બમાં થયેલા મ્હારા લગ્નથી મ્હારૂં સાંસારિક જીવન સુખમય બનવા પામ્યું હતું. મ્હારી સ્ત્રીને એક બહોળા કુટુમ્બનો વહીવટ ચલાવવા જેટલું વ્યવહારીક જ્ઞાન આપવામાં આવેલું હતું. દેશમાં ચાલતા સંસારિક મહા સવાલોની તેને એક હિમાયતણ બનાવવામાં આવી હતી. રાજકીય મહા સવાલોમાં પણ તેને કંઇક આકર્ષણ થયેલું મ્હેં જોયું હતું. સ્વદેશી હીલચાલની તે એક જબરી સહાયક હતી. વિદેશી સાડી એક પણ અમારા ઘરમાં વસાવવામાં આવી નહતી. જે દીવસે દેશી ખાંડ ન મળી શકે અગર શંકાજનક "દેશી ખાંડ" તરિકેનો ભ્રષ્ટ પદાર્થ મળે તે દિવસે–ખાસ ખાંડના પદાર્થોની જરૂરજ હોય તોપણ ઘરમાં મોળું ભોજન થતું ! ખાસ કાશ્મીરથી કેસર આવેલું હોય, અગર ખાતરીપૂર્વકનું મળે તે સિવાય તે વપરાતું નહીં. બીજા હરેક વિદેશીય પદાર્થો વગર નીભાવવા તે ટેવાઇ ગઈ હતી અને તેને લીધે અમારે પણ ટેવાવું પડયું હતું. ટુંકામાં તેના પિતાને ત્યાંથી જાણે ધર્માભિમાન અને જાત્યાભિમાન પણ લાવીને મ્હારી સ્ત્રીએ મ્હારા ઘરમાં વસાવી દીધાં હતાં ! એના શુદ્ધ વર્તનથી અમારા કુટુંબમાં અનુપમ ધાર્મિક બળની વૃદ્ધિ થયેલી જોવામાં આવતી હતી. આવા એક સ્ત્રી રત્ન ઉપર મ્હારો તો જો કે સ્વાભાવિક પક્ષપાત હોયજ, પરંતુ તેનાથી મ્હારાં માતપિતા પણ સંતુષ્ટ હતાં. અમારા સંપૂર્ણ સુખમાં, માત્ર એકજ ખામી હતી તે એ કે મ્હારા પિતાને મારા લગ્નના ખર્ચના આંકડા સહજ ભારે પડતા હવે લાગતા હતા, કેટલાક વેપારીઓનું દેવું કરવું પડયું હતું, અને આવી રીતે મ્હારા પિતાની હવે પાછળથી પસ્તાવાની વાત, એ મ્હારી ચિંતાનો વિષય થઈ પડી હતી. તોપણ સ્વદેશી હિલચાલના પરિણામે બંગાળા તથા દક્ષિણમાંથી ધોતીજોટા તથા બીજા અમારી મીલમાં બનતા ગામડી માદરપાટ વગેરે કાપડનો એટલો બધો ઉપાડ થતો હતો કે,–તદ્દન નજીકના ભવિષ્યમાં અમે દેવામાંથી મુક્ત થઇ સારો નફો મેળવવાની આશા રાખી બેઠા હતા.

અમારા ઘરનો વ્યવહાર ચલાવવામાં જો સંસારિક મુશ્કેલીઓ વખતે ઉપસ્થિત થાય તો મ્હારા પિતા, મ્હારા કાકા, જેમના પુત્રના લગ્નની ધામધુમની અમે નકલ કરી હતી તે, જેમનું નામ ગોપાળ-દાસ હતું તેમની સલાહ વખતોવખત લેતા. ગોપાળકાકા પૂરેપૂરા વૃદ્ધાવસ્થાએ પહોંચેલા હોવાથી તેમનાથી કશો ઉદ્યોગ થતો નહીં અને તે દિવસના મ્હોટે ભાગે મ્હારા પિતા પાસેજ બેસી રહેતા.

એક રોજ દરવાજા બાહેરની એક વાડીમાં અમારી જ્ઞાતિનું મ્હોટું જમણુ હતું. તેમાં લાડુ પીરસતાં કેટલાક જુવાનીઆઓ એક બીજા સાથે ગાળાગાળીએ આવ્યા. એમ કરતાં તેઓ લડી પડયા ને બેઠેલી પંક્તિએ તેમના વચ્ચે મારામારી ચાલી. તેમાં કેટલાકને ઇજા થઈ. પોલીસ વચમાં પડી અને આ મામલો કોર્ટે ચડયો. આ કામમાં આમન સામન ફરિયાદો થઈ તેમાંના એક કેસના ફરિયાદીના પિતાએ મ્હારે ઘેર આવીને મ્હારા પિતાને જ્ઞાતિના એક પ્રતિષ્ઠિત આગેવાન હોવાથી મારામારી નજરે જોનાર સાક્ષી તરિકે જુબાની આપવા વિનંતિ કરી. મારા પિતા એ જમણવારમાં હાજર ન હતા, એટલે તેમણે જુબાની આપવા ના કહી. આ ઉપરથી આવનાર શખ્સને ઘણું ખોટું લાગ્યું એટલુંજ નહિ પણ મ્હારા પિતાએ જુ-બાની આપવા ના પાડી તેથી વૈરની લાગણીથી દોરવાઈ એણે મારા લગ્નમાં થયેલ ઉપાડમાંથી બે હજારની એક રકમના લ્હેણદાર પાસે જઇ કેટલીક ખટપટ કરી એ રકમની એકદમ અમારી પાસેથી માગણી કરાવી.

જે ઘડીમાં, અમારા ઘરમાં, નજીકના ભૂતકાળમાં ગયેલા મોટા ખર્ચને લીધે સંખ્યાબંધ લેણદારોની રકમો મોકલી દેવાથી બીલકુલ શીલક રહી ન હતી એવામાં ઉપરની માગણી આવવાથી મારા પિતા બહુ ગભરાયા: અને લાગલગા ગોપાળકાકા પાસેથી એટલી રકમ ઉચક–થોડા દિવસને માટે લેવાને ઈરાદેથી તેમની પાસે ગયા. પણ ત્યાં જઇને તેમણે શું જોયું ?! એમના દીકરા રસિકલાલની હાંફલા ફાંફલા થઈ દોડાદોડ! નોકરોની દાકતરોને બોલાવવાની નાસાનાસ! કારણ કે ગોપાળકાકાને ગઇ રાત્રે વાડીમાં જમી આવ્યા બાદ કૉલેરા લાગુ પડયાનાં ચિન્હો જણાયાં હતાં! થોડીવારમાં ડૉ. બમનજીની ગાડી નીચે આવી. તેમણે તપાસ કરી તેમાં માલમ

પડયું કે ગોપાળકાકાને કૉલેરા લાગુ પડી ચૂકયો હતો અને તે હાલ અસાધ્ય લાગતો હતો.

"ખરૂં પૂછાવો તો મી. જયંતિલાલ!" ડૉ. બમનજીએ કહ્યું. "આપણા બામન લોકોના જમનવારથી ઘના નિર્દોષ માનસોની "ખુવારી થાયછ. મને હજુ નહીં લાગતું કે નજદીકનાં વર્ષોમાં "પણ સેજ સાજ વરાની સંખ્યા હદમાં રહીને કરવા જેટલા તમો "લોકો સુધરો!"

એટલામાં ડૉ. લક્ષ્મીનારાયણ ત્યાં આવી પહોંચ્યા. તેમણે કહ્યું કે "ગયા કાલની ચોરાસીમાં જમવા ગયેલા બ્રાહ્મણોમાંથી સુમારે પચાશ કોલેરાના કેસો શહેરના જૂદા જૂદા લત્તામાં થયા છે, અને ડાકટરો માટે દોડાદોડી ચાલી રહી છે!"

મ્હારા પિતા ઘરમાંથી ગોપાળકાકા પાસે ગયા તે પછી તુર્તજ એના એજ લ્હેણુદાર પાસેથી બીજો માણસ ઉઘરાણી માટે આવ્યો હતો. એથી હું પણ મ્હારા પિતાની પાછળ ગોપાળકાકાને ત્યાં ગયો હતો એમ ધારીને કે એમનો દિકરો રસીક જેની સાથે મ્હારે સગપણ ઉપરાંત ગાઢ મૈત્રી પણ હતી પરંતુ જેનાથી મારા ઘરની ભીડની હકીકત શરમને લીધે મેં છૂપી રાખી હતી તેને કહી તે રકમ હું લઈ આવું. પરંતુ ત્યાં તો ઉપર મુજબ જોઇ મને મોટી ચિંતા થવા લાગી. ગોપાળકાકાનો ઘડી બે ઘડીમાં દેહાન્ત થાય તેમ લાગતું હતું તેથી મારા પિતાને ત્યાંથી કોઇપણ રીતે ઉઠી શકાય તેવું ન હતું. આ સ્થિતિ જોઇ હું રસિકને પણ આ વાત કયા વગર લાગલગો મીલમાં ગયો. મીલની શીલીક ડાયરેકટરોની સમંતિ સિવાય લઇ શકાય તેમ નહતું, પરંતુ ત્રણેક ડાયરેકટરો નજીકમાં રહેતા હોવાથી તેમને મળી મેં બે હજાર રૂપિઆ મીલમાંથી લીધા અને લાગલગો ઘર તરફ ગયો. ઘરમાં જઇને જોઉં છું તો ઘર વચ્ચોવચ બે હજાર રૂપિઆનો ઢગલો કરતો, અમારા લેણદારના ગુમાસ્તાને મેં જોયો! મને જોતાંજ એ બોલી ઉઠયો કે—

"નહીંરે શેઠ! રૂપિઆની શી જરૂર છે?! મારા શેઠ મને બહુ ઠપકો દીધો અને આ રૂપીઆ પાછા મોકલ્યા છે."

હું એકદમ તો સમજી શકયો નહીં કે આ રૂપિઆ લેણદારને પહોંચ્યા શી રીતે અને તે પાછા મોકલવાનું શું કારણ હશે. મારી

સ્ત્રીને પૂછતાં સમજાયું કે–મારા ગોપાળકાકાને ઘેર ગયા પછી ત્રીજે એક માણસ ઉઘરાણી માટે આવ્યા ઉપરથી મારી સ્ત્રીએ એના પિતાને ત્યાંથી મંગાવી એ રૂપિઆ મોકલી દીધા હતા! અને તે પાછા મોકલવાના કારણ માટે તો હું એમજ અનુમાન કરી શકયો કે લેણદારને ફક્ત તગાદો કરવાનોજ માત્ર ઇરાદો હોવો જોઇએ. ગુમાસ્તાના ગયા પછી મારી સ્ત્રીને, લેણદાર અને મારા પિતા વચ્ચે ઉત્પન્ન થયેલ ખટપટની વાત મેં કરી. અમે લગનમાં કરેલ ઉડાઉ ખર્ચના માઠા પરિણામનું મંગળાચરણ એ રીતે શરૂ થયું.

કોલેરાના સપાટામાંથી ગોપાળકાકા બચવા પામ્યા હત તો તે અમારા કુટુંબને આશ્વાસનનું મોટું સ્થળ થઇ પડત. પરંતુ થોડી વારમાંજ એમનો દેહ પડવાના ખબર આવ્યા ઉપરથી અમે બધાં એમને ઘેર ગયાં. અમે પુરૂષો, શબને વિધિવત્ છેવટના સંસ્કાર આપવામાં ગુંથાયા હતા. મારી સ્ત્રી, અને એના જેવી એક બે સમજુ સ્ત્રીઓ, મનુષ્યના ક્ષણભંગુર દેહ ઉપર વિચાર કરતી, એક બાજુએ બેસી રહેલી જણાતી હતી. પરંતુ મારાં માતુશ્રી, ગોપાળ-કાકાનાં વિધવા સાથે ભળી, તેમની વયનાં પાંચ પચીશ બૈરાંના સમુહમાં રહી, પરજીઆના ગાયન સાથે છાતી કૂટવા એવા જોસમાં મંડી પડયાં હતાં કે ત્યાં બીજું કંઇ સંભળાતું ન હતું! અમારે પુરૂષોને, જરૂર પડતી ચીજ ઘરમાંથી હાથે શોધી લઇ આવવી પડતી. બૈરામાંથી, કૂટવાની ધુનમાં, કોઈ સાંભળતું નહિ. પુરૂષ વર્ગ-માંથી સમજુ માણસો કાલાવાલા કરી પ્રાર્થના કરવા માંડયા કે—
"હૃદયનું રડવું જૂદું હોય છે–" આમ દેખાવ કરવાની કશી જરૂર
"નથી. "મનુષ્યને માથે" મરણ જેવો બનાવ એ તો એક ચોકસ
"નિર્માણ કરેલ બનાવ છે કે જે બનવોજ જોઇએ, ને તે દરેક
"મનુષ્યને માટે છે. આ કલ્પાંતથી એ બનાવની સંખ્યામાં ન્યુના-
"ધિક થતું નથી, પરંતુ એ તો એની સખ્તાઈને વધારે ભયંકર
"રૂપમાં બતાવે છે. કોઈ શાસ્ત્રમાં લખ્યું નથી કે–મરણ પછી સ્ત્રી-
"ઓએ આવી રીતે અવિનય કરી કૂટવું. પરંતુ પુરાણમાં આ
"હાનીકારક કઢંગા રિવાજને વખોડી કહાડયો છે ને ઢોંગના રોવા
"અને કૂટવા સામે સખત શબ્દોમાં સુચના કરેલીછે. ગુજરાત સિવાય
"દુનિયાના કોઇ ભાગમાં આ રિવાજ જોવામાં આવતો નથી."

પરંતુ અમારૂં કહેવું બધું ફોકટ ગયું અને અમને જાણે ઉલટા બેવકુફમાં ગણી કહાડી, જેમ ચાલતું હતું તેમ ચાલ્યું.

મારાં માતુશ્રીની વૃદ્ધાવસ્થાને લીધે, નજીકનું સગું મરી જવાથી કંઇક લાગણીથી અને વધારે તો દુનિયાને દેખાડવા માટે ઢોંગ કરીને પણ હદ ઉપરાંત કૂટવાથી, તેજ રોજ સખત તાવ આવ્યો ! અમારી ઉપાધિઓમાં એક ઉપાધિ વધી—મારા પિતા અને હું, નાણાંની સગવડ કરી આબરૂ સાચવવાનો ઉદ્યોગ લઇ બેઠા હતા, તેમાં દાકતરને બોલાવી મારાં માતુશ્રીની સારવાર કરવાનું એક ઉપયોગી કામ વધી પડયું. દશેક દિવસના તાવ પછી એમને હાંફણ—દમનો રોગ લાગુ પડયો. અને એ રોગ ઉપર જોવામાં આવતી દરેક "રામબાણ" દવાનો ઉપયોગ કરવા છતાં અમારી ચિંતા દિવસે દિવસે વધી પડી.

ગોપાળકાકાના મરણ પછી અમને સમજાયું કે એમના ઘરમાં એમની વિધવાને અને દિકરાની વહુને બીલકુલ બનતું ન હતું. ડોસા હતા ત્યાં સુધી એમણે કુટુમ્બકલેશ અચ્છી રીતે દુનિયાંથી છૂપાવી રાખ્યો હતો. ઘરમાં જોઇએ તે કરતાં વિશેષ રોકડ, દાગીના, વગેરે હતું. મારા કાકાના દીકરા—રસિકલાલને જીંદગી સુધી કમાવું પડે તેમ ન હતું. તથાપિ, સાસુ વહુ વચ્ચેનો અણબનાવ એટલો બધો વધી પડયો હતો કે—રસિકલાલને ઘરમાં ઘડીભર ઉભા રહેવું આકરૂં થઇ પડયું હતું. સાસુનાં વ્યંગમાં મ્હેણાં, વચનો, અને વહુની ગાળો, દરરોજ એક એકથી હદ ઓળંગીને આગળ જતાં હતાં. રસિકને માટે મને બહુ લાગણી થઈ આવવાથી મેં કલેશના મૂળનું કારણ તપાસવા માંડયું તો મને સમજાયું કે, તેની સ્ત્રી એક તદ્દન અભણ કાચા કાનની હતી. એના મગજમાં, એની સ્થિતિને છાજતા કોઇ સારા સંસ્કાર જોવામાં આવતા ન હતા. પરંતુ પડોશની બીજી સ્ત્રીઓ જેમ ભમાવે તેમ તે ભમી જતી. અને પરિણામે ડોશીને સતાવતી. આ પડોશમાંથી નીકળી જઇ, થોડોક વખત મુંબઇ રહી આવવા મેં એક રોજ રસિકને સૂચના કરી. ડોસાનું કારજ ચારેક માસપર નજીકમાં ગયેલ હોવાથી લોકાપવાદને લીધે એને પ્રથમ તો ઠીક લાગ્યું નહીં. પરંતુ જ્યાં કુટુંબક્લેશ હદપાર જવા માંડયો એટલે એનો પણ વિચાર થયો અને અમારે મોટું આશ્વાસન સ્થાન થઇ પડેલું આ કુટુંબ પણ મુંબઇ જવા માટે ઉપડી ગયું.

એક દિવસે મ્હારી સ્ત્રી અને હું, મ્હારાં માતુશ્રીને ઔષધોપચાર કરવામાં રોકાયાં હતાં તેવામાં ટપાલવાળાએ આવીને મ્હારા હાથમાં નીચેનો કાગળ મૂકયોઃ–

" પ્રિય જયંતિ–

" આ પત્ર વાંચતાં તને જે ખેદ થશે તેના કારણભુત બનતાં
" મ્હને પ્રથમથીજ સહ્રહજાર અફસોસ થાય છે ! આપણા લોકોનાં
" સાંસારિક બન્ધનો, જમાનાને અનુકૂળ બનાવી ચાલવા જેવાં જ્યાં
" સુધી નથી કરવામાં આવ્યાં ત્યાં સુધી દેશોદય માટે થતી હીલ-
" ચાલો બહુજ મંદગતીવાળી આપણ અનુભવીશું.

" તું જાણે છે કે મારાં માતુશ્રીને અને મારી સ્ત્રીને બીલકુલ
" ઘડીભર બનતું નહતું. મારી સ્ત્રી એક અશિક્ષિત મૂઢ સ્ત્રી હતી,
" જેને કોઇ પણ ઉપદેશનો સ્પર્શ માત્ર થઇ શકતો ન હતો, અને જે
" પળે પળ કલેશમય વાતાવરણમાંજ રહેતી. મારાં માતુશ્રી વૃદ્ધ–
" હઠ્ઠીલાં છે અને વહુ ઉપર હદ કરતાં વધારે સરસાઇ ભોગવ્યા
" વગર એમને ચાલતું નહતું. મારાં માતુશ્રીની મારી સ્ત્રીની નાહકની
" ચેષ્ટા અને વ્યંગના–મ્હેણાંનાં વચનો, અને મારી સ્ત્રીની પ્રત્યુત્ત-
" રમાં અપાતી ગાળોનું ચોઘડીયું કોઇ અપૂર્વ કલેશરૂપ બની રહેતું !
" મને નથી લાગતું કે આવા કલેશનું શમન કરવાનો દુનિયામાં કોઇ
" પણ ઉપાય હોય ! જ્યાં બન્ને હઠીલાં ત્યાં સમજાવવું કયાને ?
" પરંતુ મનુષ્ય ચક્ષુઓએ નિરૂપાય જણાતી બાબતોનો ઉપાય જાણ-
" નાર કુદરતે કંઇક રસ્તો શોધી કહાડયો છે. જે કાંપતા હાથે–
" ત્હારા મારા પ્રત્યેના અનુપમ બંધુભાવને લીધેજ હું તને જણાવું છું.

" તને ખબર હશે કે, મ્હારા પિતાની પાછળ હદ ઉપરાંત રડવા
" કૂટવાના પરિણામે, મ્હારી માતાને ક્ષયનો રોગ લાગુ પડયો હતો.
" તેમની ચીડ વધી પડી હતી. તેની સાથે વચન પ્રહાર પણ વધી
" પડ્યો હતો. રોગ, કષ્ટ અને શાંતિથી સહન કરી બનતા ઉપચાર
" કરવાના સાથે 'ઓછું બોલવા' ની મ્હારી પ્રાર્થનાઓ ફોગટ જતી
" હતી. એના વચનપ્રહાર અસહ્ય થઇ જવાથી મ્હારી મૂર્ખ સ્ત્રીએ
" આજથી વિશેક દિવસપર શંકા પડતા સંજોગોમાં પોતાનો પ્રાણ
" ગુમાવ્યો છે ! મ્હને સમજાયું નહીં કે એ શી રીતે એકદમ મરી
" ગઇ પણ ખસુસ કરીને એણીએ ખોરાકમાં કોઈ પ્રાણહર વસ્તુ

" મેળવી હશે. આ વાત તમને કોઇને મ્હેં જણાવી નથી, તેની
" સેંકડોવાર માફી માગું છું.

" ગયા કાલ મ્હારાં માતુશ્રીનો પણ દેહાન્ત થયો છે. હવે
" રહ્યો છું હું એકલો હતભાગ્ય રસિક ! સંસાર સુધારા માટે કાળજી
" પૂર્વક કામ કરનારી કોઇ મ્હોટી સંસ્થા કોઈ કાળે ગુજરાતના
" સારા નસીબે ઉભી થવા પામે તો તેને માટે મ્હારી તમામ મીલકત
" ટ્રસ્ટમાં મુંબઇના કોઈ દેશાભિમાની ગૃહસ્થને સોંપી હું દુનિયાથી
" ફારગત થવા માગું છું."

" ત્હારો જન્મોજન્મનો
" રસિક."

આપત્તિઓ જ્યારે આવવા માંડે છે ત્યારે લાગલગી ઉપરાઉપરી આવે છે. ઉપરના કાગળે અમારૂં કલ્પાંત વધારી મૂક્યું.

રસિકના છેવટના શબ્દોનો પૂરેપૂરો મર્મ સમજાય તેવો નહતો. તેને મળવા મુંબઈ જઇ આવવાના વિચાર ઉપર હું આવ્યો.

પરંતુ ઓછામાં પૂરૂં મ્હારાં માતુશ્રીની માંદગી જોતજોતામાં વધી પડી, અને રડવા કુટવામાંથી થએલ હાંફણનો રોગ વૃદ્ધાવસ્થાને લીધે શરીરમાં બહુ ફાવી ગયો. છેવટે, એક કમનશીબ કુટુંબનું સુકાન, પાંસઠ વર્ષ સુધી ચલાવ્યા બાદ, એમનો દેહ પડવાની ઘડીઓ નજીક આવી ! મારી સ્ત્રીએ એમની માંદગીમાં ઘણી સારી સેવા બજાવી હતી. અને મ્હારી માતાનો એના ઉપર અનહદ પ્રેમ હોવાનાં ચિન્હો મ્હેં અનેકવાર જોયાં હતાં. મ્હારી સ્ત્રીને, સાસુ સાથે નિભાવવાની કુંચી હાથમાં આવી ગઇ જણાતી હતી; અને તે એજ હતી કે તેમની દરેક ઇચ્છાને તાબે થઇ કામ કરવું. મરતી વખતે મ્હારી માતાએ, મારી સ્ત્રીના માથા ઉપર હાથ મૂકી છેવટના શબ્દો કહ્યા:—
" વહુ, બેટા ! મારી પાછળ કોઇ કૂટશો નહીં. જો ! એથી મારી
" જીંદગી જાય છે. જયંતીએ મને સમજાવી તે હું ન સમજી. મારી
" મરતી વખતની એટલીજ ઇચ્છા છે કે આપણી નાતમાં, આપણે
" ઘેરથીજ, મારી પાછળ રોવું કુટવું બંધ કરજો ! મરતી વખતની
" મનુષ્યની ઇચ્છાઓ પાર પાડવી એ પાછળ રહેનારાંનો ધર્મ છે."

મારાં માતુશ્રીથી વધારે બોલી શકાયું નહીં અને તે પછી થોડીક વારમાં એમનો દેહાંત થયો.

આપણા હિંદુઓમાં એક ઘરડું માણસ ઘરમાં હોય છે તેની હયાતિ દરમ્યાન તેનું ઉપયોગીપણું આપણા લક્ષ બહાર રહે છે. એના મરી જવા પછીજ, એના હાથમાંનાં સુત્રો લઇ કુટુમ્બના નેતા થવાનો પ્રસંગ આવ્યેથી જુની કહેવતનું વાસ્તવિકપણું સ્વીકારવું પડે છે કે—"ઘરડા વગર ઘર નથી." મારા પિતા તો એક બાળક પેઠે રડયાજ કરતા. મારી સ્ત્રી તેનાં માતા પિતા બેન બંધુઓ અને પિયરમાં મોટા સુખી કુટુમ્બના વૈભવની હયાતિમાં પણ, ચોધાર આંસુએ—સાસુના મરણ પાછળ હૃદયફાટ રોવાનો પ્રસંગ, આપણું આધુનીક સાંસારીક બંધારણ જોતાં મને અવનવો લાગ્યો. મારા પિતા પાસે તેમના ઘરડા જુના મિત્રો આખો દિવસ બેસી રહેતા; પણ તે દિલાસો આપનારા શબ્દો બોલે તે છતાં મારા પિતાને તેથી વિશેષ હૈયું ભરાતું ! મારાં માતુશ્રીને મરી ગયાને દસ દિવસ થયા એટલે અમારી જ્ઞાતિના એક ઘરડા આગેવાને, મારી માતા પાછળ આખી જ્ઞાતિ જમાડવાની સુચના મારા પિતાને કરી. અને અમારા કુટુંબના વભા પ્રમાણે તેમ કર્યા વગર છૂટકો નથી એમ કહી બીજા ચાર પાંચ જણે ઉપરની દરખાસ્તને ટેકો આપ્યો. મારા પિતા, ઘરની અંદરની સ્થિતિ, આ મિત્રો આગળ તેમ જ્ઞાતિ આગળ કુટુંબની આબરૂ, અને મારી માતા પાછળ કંઇક શોભા આપનારૂં ખર્ચ થાય એ ત્રણ સંજોગોને અનુકૂળ આવે એમ કરવાનો ઇરાદો મારા આગળ જાહેર કર્યો. મેં તતક્ષણે પ્રત્યુત્તર આપ્યો કે:—

"પિતાશ્રી ! મુઆની પાછળ રડવા કૂટવાનું જેમ એક પ્રકારનું "ધતીંગ ઉભું થયું છે તેવીજ રીત્યે કારજ નિમિત્તે હજારો રૂપીઆ "ખરચી મોટા મોટા વરા કરવાનું પણ એક બીજું ધતીંગ દુનિ-"યામાં ચાલે છે ! મરી ગયેલા માણસની પાછળ એકાદશા, અને "દ્વાદશા શ્રાદ્ધ, યથાવિધી કરાવવાનું, તે કોઈ કરાવતું નથી. અને "નાહક સ્વાર્થી લોકોએ ચાલુ રાખેલાં બંધનોને તાબે થવામાં આ-"પણી ગરીબ પ્રજાની પાયમાલી થાય છે ! માટે હું વરા નિમિત્તે "એક પાઇ ખર્ચવા આપને ભલામણ કરતો નથી. શાસ્ત્રમાં કોઇ "ઠેકાણે જ્ઞાતિવરા કરવાની આજ્ઞા નથી. જે માણસ મરી જાય "તેના "આત્માના કલ્યાણ નિમિત્તે" અમુક માણસ જમાડવું એવો "આપણને સંકલ્પ વિકલ્પ થયા કરે તો, ગમે ત્યારે પણ આપણી

" સ્થિતિ ઉપર વિચાર કરી, તેમ આપણે કરી શકીએ છીએ. પરંતુ
" આપના ઘરડીયા મિત્રો, આપણા કુટુંબની શોભા કરજ કરીને,
" વરો કરાવીને જો વધારવા માગતા હોય તો, ભોજનથી વધેલી
" શોભા કરતાં કરજદારની એક ઉઘરાણી સેંકડોગણી નામોશી
" પમાડનારી છે એ વિચાર કરવાનો છે. શાસ્ત્રમાં કરજ વરા કરવા
" કોઈ ઠેકાણે ફરમાન નથી એમ મેં કહ્યું તેમ છતાં ધારો કે ફર-
" માન હત, તોપણ હાલમાં **શ્રીમાન્ શંકરાચાર્ય મહારાજે**
" જ્ઞાતિવરા થતા અટકાવવા જોઈએ એ મતલબનો ઢંઢેરો કહાડયો છે
" એટલે એ આજ્ઞા આપણે પાળવી જોઈએ. "

દીકરા તરફથી ઉપર મુજબનો ઉપદેશ મારા પિતાને શી રીતે રૂચ્યો હશે એમ વાચકને લાગશે, પરંતુ મારા ઘરની ભીડને લીધે અને કંઈક મારા શબ્દોથી સમજ્યા હોય એમ મને જણાયું.

" ભલે ત્યારે " એમણે કહ્યું " આપણે તારા વિચાર પ્રમાણે એકાદશા અને દ્વાદશા શ્રાદ્ધ યથાવિધી કરીએ અને માત્ર સો બસેં માણસ જમાડીએ. સમગ્ર જ્ઞાતિને નોતરવાનું કામ નથી. "

મારી પ્રાર્થના, મારા પિતાએ જેમ સ્વીકારી, તેવીજ રીતે, જ્ઞાતિ-વરા કરીકરીને કરજમાં ડુબેલાં, પાયમાલીની પરિસીમાએ પહોંચેલાં, ગુજરાતનાં હજારો હીંદુ કુટુંબો, સ્વીકારે તો આડે રસ્તે ખરચાતો નાણાંનો મોટો ધોધ, કેળવણી અને હુન્નર કળારૂપી સેંકડો નિર્મળ સરિતાઓમાં વળે, અને પરિણામે હિંદના ઉદય સમુદ્રમાં મળે અને ત્યાં ભરતી થાય ! એવો મને સહજ મિથ્યાભિમાનનો ખ્યાલ થયો.

મારા પિતાને હું ઘડીભર એકલા મુકી શકતો નહીં. કારણ કે તે એકલા પડે તો દુઃખ સંભારી રડી પડતા; અને મને બીજો એ વિચાર થતો કે એમના કહેવાતા મિત્રો, એમના ભોળા સ્વ-ભાવનો લાભ લઈ વખતે એમને મોટો વરો કરવાનો લોભ ઉત્પન્ન કરે. સવારમાં એકાદશા સરાવવાની હોવાથી હું વહેલો સુઈ ગયો હતો. મારી જોડેજ મારા પિતાની પથારી હતી. મને ભર ઉંઘમાંથી તે રાત્રિએ બાર વાગે મારા પિતાએ જગાડયો આંખો ચોળતો હું ઉઠયો, તો મેં શું જોયું ? મારા પિતા પાસે એમના ચાર પાંચ મિત્રો બેઠા હતા અને તેમની પથારી ઉપર ત્રણ હજાર રૂપિઆથી ભરેલી

થેલીઓ પડી હતી ! મારા પિતાના મિત્રોમાંથી એક વૃદ્ધ ગૃહસ્થે મને કહેવા માંડયું:—

" જયંતિ ! તું બહુ સમજુ છોકરો છે. કુટુંબને નિભાવવાનો
" બોજો થોડે થોડે હવે તારે માથે આવવાનો એટલે ખર્ચ ટુંકાવવાનો
" તને વિચાર થાય તે દેખીતું છે. પરંતુ ઇંગ્રેજી ભણેલા આજુબાજુ
" જોયા વગર સીધેજ રસ્તે ચાલવા માંડે છે. તેમની નાત જાતમાં
" ફજેતી થાય છે એ તું જાણે છે ? નાણું મળે છે પરંતુ ટાણું
" મળતું નથી. માબાપનો અવસર જીંદગીમાં એકજ વખત આવે છે.
" બુટ, પ્લસ્ટાકીન, ચોપડીઓ, ગાડી ઘોડા, એમાં કરકસર કરો !
" માની પાછળ નાતનું માણસ જમે, અને તે પામે એમાં તને
" કરકસરનો રસ્તો સુજયો ?

" તારા પિતાને તેં ક્યાં સુધી સમજાવી રાખ્યા છે ? અમને
" એ કહે છે કે મારી પાસે હાલ નાણાંની સવડ નથી. એ ઉપરથી
" અમે આ રકમ રજુ કરીએ છીએ. તમારી ખુશી પડે ત્યારે
" અમને ફક્ત ચાર આનાના વ્યાજ સાથે પાછા આપજો ! પછી
" કંઈ ? તમારા કુટુંબની આબરૂ તે અમારી આબરૂ છે ! અમારાથી
" નામોશી તો જોઈ રહેવાવાની નહીં ! સમજ્યો ? "

" પણ આ કરજ કરીને અમારી પાસે નાતવરો કરાવવા માગો છો ? " મેં પૃછયું.

" એમાં કરજ શાનું ? અને કોનું કરજ ? જે માણસને ઘેર લાખો રૂપિઆની મીલ ચાલે છે, જેને ઘર છે, બાર છે, માલ છે, મિલકત છે, એવાને અવસર આવ્યે બાંડા થવાની બેવકુફી તું તારા બાપને શીખવાડે છે ? " ડોળા કહાડીને તે વૃદ્ધ ગૃહસ્થે મને ધુરકીયું કર્યું.

મારા પિતા મને બીજા ઓરડામાં લઈ ગયા. મારા ઉપદેશની અસર એમના મગજમાંથી ભુસાઇ ગઈ લાગતી હતી. એ ઉપરથી મને લાગ્યું કે હું ઉંઘમાં હતો તે વખતે એમના મિત્રોએ મારા પિતાને સારી રીતે સમજાવ્યા—અડાવ્યા હશે.

મારા પિતાએ કહ્યું—" સુમારે દોઢ હજારથી પોણા બે હજાર રૂપિઆ આપણને આખી નાત કરવામાં ખર્ચ થશે. મને જે બીતિ

લાગે છે તે એ છે કે જો આ ખર્ચ કરવામાં પાછી પાની કરીએ છીએ તો આ લોકો આપણી નાણાં સંબંધી સ્થીતિ જાણી જાય છે. મને એ વાતની બહુજ શરમ લાગે છે !"

"પણ એમને આટલું બધું કરવામાં શો સ્વાર્થ ?" મેં કહ્યું.

મારા પિતાએ કહ્યું "કંઇજ નહિ. આ તો બિચારા રૂપીઆ ધીરે છે તે ઉપરાંત કાલના દિવસમાં બધું સીધું સામાન એ લોકોજ લાવી આપશે. આવું પરંપરાથી ચાલતું આવેલું છે. એટલે જ્ઞાતિબંધુ તરિકે આ લોકો મદદ કરવા આવ્યા છે. બીજું કંઇ નથી."

અમે વાતો કરતા હતા તેવામાં નીચેથી તારવાળાએ બુમ મારી. તાર જરૂરી હતો અને તે જોતાં કલકત્તાથી અમારા આડતીયાએ પાંચ હજાર ધોતીજોટા મંગાવ્યાની તેમાં મતલબ જણાઇ.

"સ્વદેશી હીલચાલ ઉભી કરનારનું કોટી કોટી કલ્યાણ થજો !" મારા પિતાએ કહ્યું "જો ! આ મુજબ થોડાક 'ઓર્ડરો' મળે તો નાણાંની ભીડ શી વિસાતમાં છે ? તારે બીલકુલ ગભરાવાનું કારણ નથી."

ઉપરના તારમાં મળવાના નફાની આશાની સંધીમાં મહારા પિતા, તેમની અસલ સ્થિતિ ઉપર પાછા આવી ગયા અને આવેલા મિત્રોને નાત કરવાની સંમતિ આપી વિદાય કર્યા; અને લાખો ગરીબ કુટુંબોને નિરાધાર કરી મુકનાર, દેશની તમામ વિભુતીને સ્વાહા કરીજનાર, જ્ઞાતિવરાના રાક્ષસી કુચાલને જન્મ આપનારાઓનાં મગજને અનેક શ્રાપ આપતો હું પાછો પથારી ઉપર પડયો.

"ખાંડ દેશી લાવીશું કે પરદેશી ચાલશે ?" એક ઘરડીઆએ નીચે ઉતર્યા બાદ, પાછા ચડી દાદરમાં ડોકીયું કરી મ્હારા પિતાને પૂછ્યું.

મ્હારાથી સહન ન થવાથી હું લાગલગો દાદરને મ્હોડે ગયો ને જવાબ આપ્યો—જ્યાં આ ગરીબ બાપ દીકરાનાં હાડકાં, જ્ઞાતિના રીવાજની "સફાઈ" કાયમ રાખવામાં, રૂઢીના તવામાં નાંખવાની તૈયારી ચાલે છે, ત્યાં બળદોનાં હાડકાંથી ધોએલી વિદેશી ખાંડ વાપરતાં શો વાંધો છે ?"

ગુસ્સાના આવેશમાં મ્હારા મગજપર લોહી ચઢી જવાથી હું બેશુદ્ધ થઈ ત્યાંજ ભોંયપર પડયો !

સવારમાં ઉઠી મ્હારા પિતાના કહેવાથી મેં જાણ્યું કે મને ત્યાંથી ઉચકી લઈ મ્હારી પથારીમાં બધા વૃદ્ધોએ મળીને નાંખ્યો હતો અને તેઓ બીજા બે કલાક મ્હારા પિતા પાસે નિરાંતે વાતો કરતા બેઠા હતા. અને મોડી રાત્રે, મ્હને ઘસઘસાટ ઉંઘ આવી ત્યારે વિદાય થયા હતા.

મ્હારા પિતા મક્કમ વિચારપર આવી ગયેલા હોવાથી મેં એમને વિશેષ કહ્યું નહીં. બે ત્રણ દીવસો લાડુ ઉડાવવાના ઉડાઉ ઉદ્યોગમાં પસાર થયા.

કલકત્તેથી પાંચ હજાર ધોતીજોટા મોકલવાનો જે તાર આવ્યો હતો તે મુજબ બીજેજ રોજ મ્હારા પિતાએ મોકલાવવા બંદોબસ્ત કર્યો હતો. એવા હેતુથી કે તેનાં નાણાં અમને વેળાસર મળે. પણ અફસોસ ! અમારા આડતીયા તરફથી પાછળથી કાગળ આવ્યો કે—

"આવેલ ધોતીજોટામાં કાંજી હદ કરતાં વધારે વપરાઈ ગઈ છે એટલે તેની બીલકુલ ખપત થતી નથી તેથી પાછા મોકલ્યા છે. અને બીજા શહેરોમાંથી ધોતીજોટા ઉપરાઉપરી આવવા લાગ્યા છે કાંજી વધારે નાંખવાની હોય તો તેવો માલ બીલકુલ મોકલશો નહી."

મ્હારા પિતા આ નુકશાનથી બેબાકળા થઇ ગયા. મ્હારા વરઘોડાના ખર્ચના હજુ તો હિસાબ ચાલતા હતા ! તેવામાં જ્ઞાતિના આગેવાનોએ મ્હારા પિતાને વરાના ખર્ચના ખાડામાં ઉતાર્યા હતા. એવામાં આ ધોતીજોટાનો ઉપાડ બંધ થવાથી મીલમાંથી આવતા નફા માટે મ્હોટી નિરાશા ઉત્પન્ન થઈ.

ત્રણ હજાર રૂપિઆના તાજા કરેલાં કરજમાંથી વરાના ખર્ચનાં નાણાં પતવતાં દોઢેક હજાર રહ્યા તેમાંથી અમે લગ્ન ખર્ચનાં કેટલાંક બીલ પતવ્યાં. પરંતુ તેવાં બીલોની સંખ્યા બહુ હતી. એ મીલમાંથી બંધ પડેલી આવકે અમારા સાંધા ગગડાવી દીધા હતા ! આબરૂદાર કહેવાતા અમારા કૂટુંબમાં એક પૈસો ખર્ચવા નહતો.

હવે અમારી આવી પડેલી સ્થીતિથી ઉત્પન્ન થયેલી મુઝવણને લીધે એક ઘડી ઘરમાં મ્હારાથી રહી શકાતું નહીં. મ્હારા પિતા ઘણે ભાગે મીલમાં પોતાનો વખત ક્હાડતા અને હું ઘડીભર લાઇબ્રેરીમાં વર્તમાનપત્રો વાંચી દુઃખ વિસારો કરવા જઇ આવતો. મ્હારી સ્ત્રી,

મ્હારા મનની ચીંતા જાણી જઈ તેનું કારણ તપાસવા બહુ પ્રયત્નો કરતી. તે એટલું તો જાણતી હતી કે, અમારે હાલ નાણાંની તંગી ચાલે છે. પરંતુ અમારૂં કુટુંબ, અવનતિના ટેકરાપરથી, પળે પળે પડવાની ધાસ્તી રાખવા જેવી સ્થિતિમાં ઝઝુમી રહ્યું છે એ બીના ઉપર હું એના આગળ ઢાંક પિછોડો કરતો હતો. અને હું એમ કેમ કરતો હતો તેનો મને પણ પુરો ખ્યાલ નહતો.

છેક તંગ હાલતની ઘડીમાં મ્હારા પિતાએ મ્હારી સ્ત્રીને આપેલા તે સિવાયના ઘરના દાગીના કહાડયા અને તે ગીરો મૂકી નાણું ઉભાં કરવા વિચાર કર્યો.

" જો એક જ્ઞાતિવરો બીજો આવે તો આટલી મીલકત પણ ભસ્મિભૂત થઇ જાય ! મ્હને હવે સમજાય છે કે વરા માટે કરજ વેઠવું એ તો મ્હોટામાં મ્હોટી મૂર્ખાઇજ છે. " મ્હારા પિતાએ કહ્યું.

" મેં કહ્યું " હવે વળી ગઇ વાતનો શોચ કરવો નીરર્થક છે.

જે લ્હેણદારોને સૌથી પહેલા પતવવાની જરૂર જણાશે તેમને આ દાગીના ગીરો મૂકી લીધેલ નાણાંવડે પતવીશું. એટલામાં મારે માટે હું કંઇપણ ઉદ્યોગ કરવાની તજવીજમાં છું અને તે સંબંધમાં મુંબઇ જઇ રસિકલાલને મળવા મારે બહુ ઉતાવળ છે. એનો કાગળ બહુ માર્મિક શબ્દોમાં હતો.

મારા પિતાએ કહ્યું એ માર્મિક કાગળ પછી બીજા કંઇ ખબર એના તરફથી નથી ?

"ના" મેં કહ્યું " અને તેથીજ મારે ઉતાવળે જવાની મને જરૂર લાગે છે.

અમારી વાતચીત દરમ્યાન એક ગૃહસ્થે મારા પિતાને કાંઇક ખાનગી વાતચીત માટે મેડી ઉપરથી નીચે બોલાવ્યા.

તે નીચે ગયા જાણી હું બીજે માળે મારી સ્ત્રીના હોલમાં ગયો. એક બાજુ શીવવાના સાંચા ઉપર ઝુલ મુકવાનું કામ ચાલતું મેં જોયું. મોજાં ગંજીફરાક વણવાનો હાથનો નાનો સાંચો બીજી બાજુ ગોઠવી રાખ્યો હતો. ચિત્રકામ, ભરત, શીવણ ને દેશી સ્ત્રીઓની કારીગરીનું અહીં એક સારૂં સંગ્રહસ્થાન કરી મુકયું હતું.

" આ એક મોજાંની પેટી ભરેલી તૈયાર થઇ છે. તેની જે કીંમત ઉપજે તેવડે કેટલુંક ઉન અને સુતર મને લઇ આપો !" પેસતાંજ મારી સ્ત્રીએ કહ્યું.

" બહુ સારૂં " મેં કહ્યું " આવીજ રીતે આ ઉદ્યોગસ્થાન કેટલોક વખત ચાલ્યા કરે એમ હું ઇચ્છું છું.

" એટલે ? હું સમજી નહીં. "

" હું એમ કહેવા માગું છું કે વખતે બે મહીના માટે મારે બાહારગામ જવું પડે તો. "

" તો હું સમજી, પરંતુ તેમ થાય તો જ્યાં જવું પડે ત્યાં મને સાથેજ રાખવા મારી પ્રાર્થના છે. આપને કોઇ રીતે હું બોજારૂપ થઇ નહીં પડું. હું જાણું છું કે આપણા ઘરની સ્થીતિ હાલ નરમ છે. પરંતુ મને સાથે રાખવાથી હું આપણી એ સ્થીતિ સુધારવાના દરેક પ્રયત્નમાં મદદકર્તા થઇ પડીશ. "

" સમજુ સ્ત્રીનું ભૂષણ એજ છે કે પતિની સાથેજ રહેવાની માગણી કરવી. " મેં કહ્યું " પરંતુ ઘરની ભીડ એવા પ્રકારની હોય કે સાથે રહેવાથી બોજારૂપ થવાય તો તેવ પ્રસંગે સાથે રહેવાનો આગ્રહ મર્યાદામાં રહી કરવાનો તમારો ધર્મ છે. તંગી, પુરૂષને પૃથ્વીના છેડા સુધી લઇ જાય અને તેવે વખતે સાથે સ્ત્રી હોવાનો સંજોગ દુ:ખરૂપ થાય. વળી મારા પિતાની સેવા કરનાર કોઇ નથી. તારા ઉપર મારો સંપૂર્ણ ભરોંસો છે કે તું મારા પિતાની સેવા બજાવીશ. અને તારા સ્નેહ રજુઓથી મને જ્યાં હઇશ ત્યાંથી પાછો સત્વર ખેંચી લાવીશ. "

એટલામાં મારા પિતાએ મને નીચે બોલાવ્યો. જે ગૃહસ્થ એમની સાથે વાતચીત કરવા આવ્યો હતો તે ત્યાં જણાતો નહતો.

" જયંતી " મારા પિતાએ કહ્યું "તને કહેતાં મને સહજ વિચાર થાય છે. પરંતુ થોડાક પૈસા વગર શ્રમે મળી શકે તેવું એક કામ અનાયાસે આવી ગયું છે. આપણામાં ચાલતું આવ્યું છે તેજ માત્ર કરવાનું છે. હું તને પૂછવા ન રહેત—લાગલગી સંમતિજ આપી દેત. પરન્તુ મેં નિશ્ચય કર્યો છે કે કુટુમ્બને લગતી હરેક બાબતમાં હવેથી પ્રથમથીજ તારો મત લેવો.

" એવું શું છે પણ તે કહેશો ? " મેં અજાયબીથી કહ્યું.
" લે, ત્યારે તું જાણ, " મારા પિતાએ કહ્યું " કે જે હાલ મારી પાસે આવી ગયા તે આપણી જ્ઞાતિમાં એક શ્રીમંત ગૃહસ્થ છે. એમની આબરૂ એમની લાગવગ જેટલી આપણી જ્ઞાતિમાં છે તેટલી ભાગ્યેજ બીજા કોઇની હશે.-

" હા, પણ તે હું કબુલ કરૂં છું. પછી ? "

" બહુ સારૂં, બહુ સારૂં, તું જાણે છે એટલે કહેતાં હરકત નથી. એમની દીકરીનું વેવીશાળ એ તારી જોડે કરવા માગે છે અને તે માટે પહેરામણીમાં સારી રકમ આપવા ઇરાદો રાખે છે—"

" આશ્ચય ! ! પિતાશ્રી ! જે ભૂલ આપણે વરઘોડાની જાહોજલાલીમાં હદ કરતાં વધારે ખર્ચ કરવામાં કરી, જે ભુલ જ્ઞાતિવરાના દમામ માટે કરજ કરવામાં કરી તેથી વધારે ભયંકર, મને પોતાને એક મોટા હોમાગ્નિમાં નાંખવાની સૌથી મોટી ભુલ કરવા આપ તત્પર થયા છો. આ બાબત એવી છે કે આપ પિતા છો તેથી આપની આગળ બોલતાં મને શરમ આવે છે; પરન્તુ પુરૂષને સ્ત્રી અને વચન, એકજ હોવું જોઇએ—"

" સબુર ! સબુર ! ! " " શાંત થા ? તે દિવસની પેઠે તારૂં મગજ તપી જશે તો તું ભોંય ઉપર પડી જઇશ; એમ મને દહેશત લાગે છે. "

મારા પિતા મારૂં મક્કમપણું જાણી જઈ આગળ બોલતા અટકયા.

" પિતાશ્રી ! " મેં કહ્યું " હું તપી જઉં એવોજ વિષય આપે કહાડયો છે. કોઈપણ જાતની કસુર વગર, કુટુંબને થોડોક લાભ થાય તે ખાતર, એક નિર્દોષ દીકરાની વહુને, જીવતાં વૈધવ્ય જેવી દશા ભોગવવાનો અપરાધ કરવાથી થતું પાપ આપણને કયાં લઇ જશે એનો કંઇ ખ્યાલ કરો છો ? "—

" હું એ વિષય કહાડવાનો નથી. તું નિશ્ચિંત રહેજે. હું જાઊંછું. "

હું આંખે, બે હાથ દઇ એક લાંબી ખુરશી ઉપર પડયો; અને હટ્ટપટ્ટુ ઘરડીઆંઓએ કરી મૂકેલા દુઃખમય હીંદુ સંસારને શ્રાપ આપવા લાગ્યો. આંખો ઉપરથી હાથ કોઇએ ઉપાડી લીધા ત્યારે મેં

જોયું કે મારા પિતા ત્યાંથી ચાલ્યા ગયા હતા અને બેહદ પ્રસન્ન મુખે, મારી સ્ત્રી ઉપરની મેડીથી આવીને મારી સમક્ષ ઉભેલી મેં જોઇ !

તેણીએ મૃદુ વચને કહ્યું " આજ મને આ સંસાર અમૃતમય લાગે છે. આપણી જ્ઞાતિમાં એકી સાથે બે સ્ત્રીઓ કરવાથી, ઘણી સ્ત્રીઓ જે દુઃખી જીવન ગાળે છે તેનો આપને આટલો બધો અનુભવ છે એથી હું મને ભાગ્યશાળી માનું છું. "

ભલે તમે આજ ભાગ્યશાળી થાઓ. હું તો જ્યારે જ્ઞાતિમાંથી દેશમાં જ્યાં આ કુચાલ હયાતિ ભોગવતા હશે ત્યાંથી નીકળશે ત્યારે જ મને ભાગ્યશાળી માનવાનો ! પણ અમારી વાત તમે સાંભળી લીધી ? !

" અક્ષરે, અક્ષર !" તેણીએ કહ્યું, "અને તે આપની પ્રત્યેના સંપૂર્ણ પૂજ્યભાવની લાગણી પૂર્વક ઉપર દાદરને મોડે રહીને સાંભળી લીધી ! હવે આપણી અધુરી રહેલી વાત પાછી સંભારવા દો ! હવે આપ ખુશીથી પરદેશ જાઓ ! કુટુંબનું કલ્યાણ કરવાની ઇચ્છાઓ પ્રભુ પાર પાડો ! અને આપનાજ શબ્દોમાં હું મ્હારાં સ્નેહરજ્જુઓથી આપને સત્વરે ઘેર ખેંચી શકીશ.

મારી સ્ત્રીને, મારા પિતાના શબ્દોથી કોઈ પ્રકારનો અભાવ ન બતાવવા ભલામણ કરી, મારા પિતાની આજ્ઞા લઇ બીજેજ રોજ હું મુંબઈ જવા ઉપડયો. પરન્તુ રસિકનું ઠેકાણું પૂછી મળવા જાઉં છું તો ત્યાં કોઈ મળે નહીં ! માળાવાળાને પૂછતાં કેટલાક દિવસ ઉપર ભાડું ઉતારી તે ગયેલાનું માલમ પડયું માળાવાળાને મેં પૂછયું કે એમણે કંઇ ઠેકાણું બતાવ્યું છે કે નહીં ? તેના જવાબમાં તેણે મને એક શેર દલાલનું નામ આપ્યું, મેં એક મકાન ભાડે લઇ ઉતારો કર્યો.

બપોરે માળાવાળા ગૃહસ્થે બતાવેલે ઠેકાણે જઇ શેર દલાલને હું મળ્યો. કેવો ભલો માણસ ! મારા જેવા એક સાધારણ માણસ પ્રત્યે પણ તેનો આવકાર જોઇ હું છક થઇ ગયો !

શેર દલાલોના ધંધાને હું સટ્ટાની પંકિતનો એક પ્રકારનો ધંધો લેખતો હતો. અને એવા ધંધામાં રહેનારાઓના વિવેક અવિવેકનો મને નહિ જેવો અનુભવ હતો. આ ગૃહસ્થની નીતિ રીતિથી મને ખાતરી

થઇ કે એ ધંધામાં પણ ઉત્તમ પંક્તિના ગૃહસ્થો જોવામાં આવે છે ખરા. હું મુંબઇમાં ક્યારે આવ્યો છું, અને ક્યાં ઉતર્યો છું એ પ્રથમ તો તેણે જાણવા માગ્યું. અને તુર્તજ મારો ઉતારો એને ત્યાં લાવવા કહ્યું. મારે અહીં આવવાનું કારણ તેણે બહુ ઉત્સુકતાથી પૂછ્યું. મેં એને જણાવ્યું કે મારે રસિકલાલને બનતી તાકીદે મળવું છે.

" રસિકલાલ થોડાક દિવસ માટે કલકત્તા તરફ ગયા છે " એણે કહ્યું.

" કલકત્તામાં કયે ઠેકાણે ગયા છે તે ખબર ? " મેં પુછ્યું. એણે કહ્યું કે—" મારી સાથે એમને એટલો બધો ઘરોબો છે કે જે કામ એ કરી શકત તે હું તમારે માટે કરીશ. તમે તેમનામાં અને મારામાં બીલકુલ ભિન્નતા જાણશો નહીં. અને જ્યારે થોડા દિવસમાંજ તે પાછા ફરવાના છે ત્યારે તેમને મળવા એટલે સુધી જવાની તમારે જરૂર નથી. "

મેં પુછ્યું " પણ એમણે જે માળામાં રહેતા ત્યાંથી ભાડુ ઉતારી દીધું છે તેનું શું કારણ ? "

તેનું કારણ એજ કે તે થોડાક દીવસ મારી સાથે રહ્યા હતા. પછી કલકત્તા તરફ ગયા છે. અને હવે આવશે ત્યારે મારી સાથેજ રહેવાના છે.

મારે નાણાંની બહુજ જરૂર હતી. અને રસિકને ઘરની ભીડ જણાવી, કોઇપણ સારો ઉદ્યોગ શરૂ કરવા માટે થાપણ તેની પાસેથી લેવાનો મારો હેતુ હતો. એટલે એના આવવાની રાહ જોતો હું આ દલાલ જેનું નામ દયાળદાસ હતું તેને ત્યાં રહ્યો.

દયાળદાસ તેના નામ પ્રમાણે બહુ માયાળુ માણસ હતો. થોડા પરિચયથી મારે ને એને મૈત્રી થઈ. બપોરની વખતે તેની સાથે શેર બજારમાં પણ મને તે લઈ જતો અને નજીકના વાયદાના શેર લઇ તેનું વેચાણ કરવામાં વગર મુડી ને વગર મહેનતે નશીબ અજમાવવાના અખ્તરા મને પણ કેટલાક તેણે બતાવ્યા. મને અહીં આવ્યાને પંદર દિવસ થયા ત્યાં સુધી રસિકનો કાંઈ કાગળ કે સમાચાર આવ્યા નહીં. એટલે મને વધારે બેચેની થવા લાગી.

" કદાચ્ તે કલકત્તાથી વધીને આગળ ગયા હશે " દયાળદાસે

કહ્યું "સાંસારિક આપત્તિઓથી તે એટલા બધા ઘેરાયલા લાગે છે કે આ દેશમાં રહેવું એમને અકારૂં થઇ પડયું છે. થોડાક રોજપર દાકતરની સાથે એમની તબીયતના સંબંધમાં વાત કરતાં દાકતરે અભિપ્રાય આપ્યો હતો કે એમના જેવા મુઝાયલા માણસને યુરોપ દેશની મુસાફરી એક ઔષધની ગરજ સારે છે."

"હેં! શું કહો છો? એ યુરોપ ગયા હશે?" મેં એકદમ પુછ્યું.

યુરોપ જવાના નામ માત્રથી એટલા ગભરાવાનું શું કામ છે? ધંધાની હરેક શાખામાં દુનિયાનો એ ભાગ હાલ આગળ પડતો છે. તબીબી અભિપ્રાય મેળવવો એતો એક ખાસ કારણ છે પરન્તુ તે ઉપરાંત હીંદના વિદ્યાર્થીઓએ હરેક ઉદ્યોગની કેળવણી બીજા સુધરેલા દેશો પાસેથીજ મેળવવાની છે.

દયાળદાસ એક કાઠિયાવાડી ગૃહસ્થ હતો. તે માત્ર બોલી જાણનાર સુધારાવાળો નહોતો. પરન્તુ હિંદુ ધર્મને ઉંગરથી ચાહી તેની આજ્ઞાઓ ઉઠાવનાર ખરો સુધારક હતો. તેની સોબતમાં એક પખવાડીયું મેં બીજું કહાડયું. એની સાથે સહજ પરિચય પછી મારા અંતઃકરણના ઉદ્ગારો એને મેં જણાવવા માંડયા હતા. અને રસિકને તાકીદે મળવાની જરૂરનું કારણ સુદ્ધાં જણાવ્યું હતું. રસિકનો કાગળ આવતાં સુધી કોઈ પ્રકારના સંકોચ વગર એણે મને પોતાની પાસે રહેવા આગ્રહ કર્યો. મુંબાઈ આવ્યાને મને જ્યારે બે મહિના થયા ત્યારે રસિકના હાથનો કાગળ હું જોવા પામ્યો. અને એ અમેરિકા જેટલે છેટેથી આવ્યો તે ઉપરથી આટલા દિવસ ગત થયાનું કારણ સમજાયું:—

" પ્રિય જયંતિ,

"મિ. દયાળદાસના પત્ર ઉપરથી હું ત્હારી સ્થિતિ સંબંધી કેટલીક
"હકીકત જાણવા પામ્યો છું ત્હારાં માતુશ્રી પાછળ ગજા કરતાં વધારે ખરચ
"થયું એ મેં મુંબઈ છોડતાંજ જાણ્યું હતું. અને તમારી મીલમાંથી મોકલાયેલ
"ધોતીજોટા કલકત્તાવાળાઓએ પાછાં મોકલ્યાનું અમદાવાદના ગુજરાતી પંચ
"ઉપરથી હું જાણવા પામ્યો હતો. આથી કોઇ રીતે નાહિમત થવાનું કારણ
"નથી. તારે કોઇ સારા ઉદ્યોગની જરૂર છે, અને હું પણ નિરૂદ્યોગી રહેવા
"માગતો નથી. આપણ બન્ને મળી કોઇ સારા ઉદ્યોગમાં રોકાઇએ તે માટે
"અહીંથી થોડોક અનુભવ લેવો એ પણ મ્હારે અહીં આવવાનો એક હેતુ છે"

" આ મહાન્ અમેરિકા દેશનું એક પત્રમાં શી રીતે વર્ણન કરૂં ? અહીંના
" ઉદ્યોગોની ધમાલનો ખ્યાલ તને શી રીતે આપી શકું ? અહીંના લોકોના
" વિચારની સ્વતંત્રતાની પરિસીમાજ નથી ! આ તમામ હું લખું તે કરતાં
" તને જાતે બતાવવાનો મ્હારો લોભ છે. માટે તારે આ તરફ આવવું. અ-
" હીંના સેંકડો હુન્નરોમાંથી આપણી શક્તિ અનુસાર એક પસંદ કરીશું.
" મી દયાળદાસને મ્હેં તારે માટે બધી ગોઠવણ કરવા લખ્યું છે. નાણાંની
" જરૂર પડે તો તે પણ તેમની પાસેથી લેવાનાં છે."

" અહીં આવતાં ઇંગ્લંડ થઇને હું આવ્યો હતો. ઇંગ્લંડમાં આઠેક રોજ
" રહ્યો હતો. તે દરમિયાન માન્ચેસ્ટરમાં એક રોજ "**હીંદુસ્તાનની ગ-**
" **રીબાઇ**" એ વિષય ઉપર એક પ્રખ્યાત હીંદી વક્તાનું ભાષણ સાંભળવા
" હું ગયો હતો. વ્યાખ્યાનકારે અસરકારક શબ્દોમાં આપણી ગરીબાઇનું
" ચિત્ર શ્રોતાઓને આપ્યા બાદ એક ઇંગ્રેજે તેના ઉપર ટીકા કરતાં જણાવ્યું
" કે જે હીંદવાસીઓને આટલા બધા ગરીબ વર્ણવવામાં આવે છે તેમના
" હાલના સમયના લગ્નના વરઘોડામાં સો કરતાં વધારે ઘોડાઓ જેમની ઉપર
" સોનેરી રૂપેરી સામાન હોય છે તેવા વરના આગળ ચલાવવામાં આવે છે.
" એમ કહી તારા લગ્ન વખતે કહાડેલા વરઘોડામાં લીધેલા ફોટોગ્રાફ ઉપરથી
" ચીતરાયેલી પ્રતો શ્રોતાઓમાં વ્હેંચી ! તેમાંની એક હું આજરોજ મી.
" દયાળદાસના પત્ર સાથે મોકલું છું. એમાં હજારો મનુષ્યોના મોંઢા વચ્ચે ઘોડા
" ઉપર બેઠેલો તું, અને અક્ષય કીર્તિ પાછળ મૂકનાર રા. બ. રણછોડલાલનો
" ફુવારો એ બંને બહુ સ્પષ્ટ રીતે દેખાય છે. આપણાં લગ્નખર્ચની મિથ્યા
" જાહોજલાલી ઉપરથી આવું પણ એક આડકતરૂં પરીણામ આવે છે તે આ
" ઉપરથી મારે તને જણાવવું છે.

" ત્હારાથી બનતી ત્વરાએ અહીં આવવા મ્હારી ભલામણ છે. સુ-
" ધારાની બાજુમાં, નડીયાદવાસી તત્વવેત્તા પ્રો. મણીલાલ નભુભાઈ દ્વિવે-
" દીના વિચારોને અનુસરીને એક પગલું મ્હેં ભર્યું છે જે આ સ્થળે હાલ
" હું લખી શકતો નથી.

" ત્હારો
રસિક "

કાગળ વાંચી મી. દયાળદાસ અને હું બન્ને બહુ ખુશી થયા. તેજ રોજ મી. દયાળદાસ મ્હને કોટમાં થોમસ કુકની કંપનીમાં લઇ ગયા અને ઈંગ્લંડ જનારી મેલ સ્ટીમરમાં એક બર્થમાં જગા રાખી.

મુસાફરીમાં મ્હારે માટે કપડાં, ખોરાક વગેરેની યોજના ભલા દયાળદાસે બહુ સારી રીત્યે કરી. મને સ્ટીમર સુધી તે પહોંચાડવા આવ્યા અને મને કોઈ સારો હુન્નર હાથ કરી પાછા વ્હેલા હીંદ તરફ ફરવા સલાહ આપી.

આગબોટ ઉપડયા કેડે રસીલી મુંબઇ નગરી કેટલાક માઈલ સુધી જણાઇ. અમારી સોબતમાં ઇંગ્લંડ જનારા કેટલાક યુરોપીયન અમલદારો હતા ને હિંદુસ્તાનમાંથી કાયદાના અભ્યાસ માટે જનારા કેટલાક ગૃહસ્થો હતા. આગબોટના પેસેન્જરોમાં એક પ્રકારનો અનુપમ બંધુભાવ સ્વભાવિક રીત્યે જ મને જોવામાં આવ્યો. મને પૂછવામાં આવ્યું છે કે–ભાજીપાલાનો ખોરાક જોઈશે તો તે પણ મળી શકશે પરંતુ તે ગોઠવણ પણ મેં કબુલ રાખી નહતી. અને સાથે લીધેલ તૈયાર મીઠાઈ–પુરી–ચટની—પાપડ અને ફ્રુટની મદદથી મુસાફરીમાં ચલાવી લેવા ઈરાદો રાખ્યો હતો. વખતે ગરમ ચાહ સાથે રાખેલા "સ્ટવ" પર બનાવી લેતો.

અંગ્રેજ લોકોની, રાત્રિનો વખત આનંદમાં પસાર કરવાની રીત આગબોટમાં મને બહુ સારી લાગી કારણ કે દરરોજ રાત્રે એકાદ નાટક અગર બૉલ કે એવી કંઇ ગમત થતી.

ઇંગ્લંડ આવ્યા પછી બીજેજ દિવસે આટલાન્ટીક મહાસાગરમાં થઇને ન્યુયૉર્ક જનારી સ્ટીમરમાં મેં બેઠક લીધી. આ સ્ટીમરમાં કોઈ હિંદી ગૃહસ્થ નહતો. તોપણ એમાંના ઉતારૂઓ મને વધારે આનંદી જણાયાં. હીંદુસ્તાનમાંથી ઇંગ્લંડ જનાર અંગ્રેજ ગૃહસ્થો આપણી સાથે જરૂર પડતો સંબંધ રાખે છે, પરંતુ આ સ્ટીમરમાંના ગૃહસ્થો તો ખાસ ચાહીને મારી પાસે આવીને મારૂં વૃતાંન્ત પૂછતા. હિંદુસ્તાન સંબંધી કેટલીક હકીકત પૂછતા. આપણા સાંસારિક રીતિ રિવાજોની વાતો એમને એક આનંદનો વિષય થઇ પડતી.

એપ્રીલ માસના ખુશ્નુમા દિવસો ચાલતા હતા. તેવામાં એક રોજ બપોરથી જ ઉતારૂઓમાં આનંદ વધી પડેલો મને જણાયો. પૂછતાં મને માલમ પડ્યું કે આજરાને ન્યુયાર્ક શહેર આગળ આ સ્ટીમર પહોંચવાની છે. એટલે ઘણા દિવસની દરીયાની મુસાફરીના કંટાળાથી આજ જમીન પર પગ મૂકવાના હર્ષથી ઉતારૂઓ આનંદી જણાતા હતા.

રાતના સાડા આઠ વાગને સ્ટીમર હજુ કીનારાથી કેટલાક માઇલને છેટે હતી ત્યારથી ન્યુયોર્ક શહેરનો અનુપમ દેખાવ અમારી દૃષ્ટિએ પડયો ! જેમ જેમ આગબોટ કિનારા તરફ આવતી ગઇ તેમ

તેમ લાખો વીજળીના દીવાથી શણગારાયલા ન્યુયાર્ક શહેરનો દેખાવ વધારે રમણીય દેખાવા લાગ્યો. તેમાં સૌથી વધારે સ્વતંત્રતા દેવીનું એક મ્હોટું પુતળું ધ્યાન ખેંચનારૂં જણાયું. એ પુતળું ઘણુંજ મ્હોટું હતું એટલુંજ માત્ર કહ્યાથી તમને એનો ખ્યાલ પણ નહીં આવે તેથી મારે જણાવવું પડે છે કે તે એટલું બધું મ્હોટું હતું કે તેના નાકમાંથી માણસ સહેલાઇથી આવ જા કરી શકે !!! અને આ વખતે હજારો વીજળીની બત્તીઓથી શણગારાયલું હોવાથી તે એક મહાન ચિત્તાકર્ષક મૂર્તિ જણાતી હતી ! કાલીદાસ કે ભવભૂતિ જેને "મૂર્તિમાન સ્વાતંત્ર્ય"ની ઉપમા આપે, તે અહીં પ્રત્યક્ષ જોઈ અમેરિકનોની બુદ્ધિ માટે ઘણો ઉંચો વિચાર આવ્યા વિના રહેતો નથી.

રસીકલાલનો બૉસ્ટન શહેરથી લંડનમાં મને તાર મળ્યો હતો કે—ન્યુયોર્ક આગળ એક અમેરિકન ગૃહસ્થ મને સામે લેવા આવશે અને તેની સાથે મ્હારે બોસ્ટન આવવું. ન્યુયોર્કથી બોસ્ટન જવું. એટલે આપણા દેશમાં કાશ્મીરથી કોમોરીન જવા જેવું છે તેથી રસીકલાલે એટલે બધે છેટેથી આવવા કરતાં કોઈ ઓળખીતાને મોકલ્યો હતો. તે મુજબ તે ન્યુયોર્કના બારામાં મારે માટે ઉભો હતો, અને મ્હને " ઇંડીયન " જોઇને તુરત તે ઓળખી શકયો.

ખરેખર ! મ્હારા રસીકની મ્હારા માટેની યોજના પણ મને આ વખતે રસીક લાગી. કારણ કે મી. દયાળદાસ કરતાં તો બહુ વિવેકપૂર્વક આ અમેરિકન ગૃહસ્થ મ્હારી સાથે વાત કરવા લાગ્યો મ્હારી સાથે જાણે દશ વિશ વર્ષનો એને પરિચય હોય, મ્હારી સાથે એક પ્રકારના બંધુત્વની લાગણી એના હૃદયમાં પ્રથમથીજ હોય એમ મને લાગ્યું. એ બાબતમાં મ્હેં એનો ઉપકાર માન્યો તેના પ્રત્યુત્તરમાં એણે જણાવ્યું કેઃ—મ્હારા મિત્ર ! તમારે ભુલવું નથી જોઇતું કે તમે એક એવા ઉચા પ્રકારના ધર્મને માનનારા છો કે જેમાં સમાયેલી એક મ્હોટામાં મ્હોટી આજ્ઞા એ છે કે તમામ મનુષ્યજાતને પોતાના કુટુમ્બ તરિકે લેખવી. આ સિદ્ધાન્ત અમે અમેરિકનો હવે પોતાનો કરવા લાગ્યા છીએ. આ ભુગોળ ઉપર મનુષ્યજાતના સુખને માટે પરિશ્રમ કરવો એ અમેરિકનોની હવે એક ફરજ થઇ પડી છે. તેમાં ખાસ હીંદના વતનીઓને તો એવા ઉચ્ચ તત્વજ્ઞાનના શિક્ષકો કે ગુરૂ તરિકે અમે માનવા લાગ્યા છીએ.

ન્યુયોર્ક શહેરમાં થઈ રેલ્વે ઉપર જવા માટે અમારી ગાડી પસાર થઈ તે વખતે ત્યાંના ભવ્ય મકાનો વિષે મ્હારા મનમાં જે વિચાર આવ્યો તે કયા શબ્દોમાં ચીતરૂં તો તમને તેનો એક દુરનો પણ ખ્યાલ આવી શકે એ મને સમજાતું નથી. ચાલતી ગાડીએ પણ ઉંચા મકાનોના એકવીશ એકવીશ મજલા તો મ્હેં ગણી જોયા અને મ્હારા સોબતીએ કહ્યું કે બીજા લત્તામાં હજુ તો વધારે ઉંચાઇવાળાં મકાનો છે ! વધારે અજાયબ જેવું એ જણાયું કે આવા મ્હોટા મકાનોને જરૂર પડે તો નીચેથી એન્જીન લગાવી એકથી બીજે ઠેકાણે ઉપાડી લઇ જવાના પણ અખતરા કરવામાં પણ આવે છે !

અહીંના લોકોને વખતની કીંમત એટલી બધી જણાઈ કે સાધારણ કામે જતાં પણ જાણે દોડતા હોય તેવી રીત્યે ચાલતાં મ્હેં જોયાં ! અમદાવાદમાં કોઇ ઠેકાણે આગ લાગી હોય ત્યારે કેવળ કુતુહલની ખાતર કવચિત એમ ઉતાવળે જતા માણસો જોઇએ છીએ ! અહીંની સ્ત્રીઓ પણ પુરૂષોની પેઠેજ ઉદ્યોગી અને કામકાજે ઉમંગભરી દોડાદોડ કરતી જોઇ ! આપણા દેશમાં જેવી રીત્યે દર્શન માટે "જે ! જે ! જે ! જે ! " કરતી સ્ત્રીઓ ઉતાવળે ચાલતી જોવામાંઆવે છે તેમ અહીં દેશના "જય ! જય !" માટે સ્ત્રીઓની ધામધુમ જોઇ ! આપણા દેશની વસ્તીનો અડધો ભાગ સ્ત્રીઓ તો પુરૂષોના મ્હેનતપર આધાર રાખી સુસ્ત રહે છે.—અમેરિકાની વસ્તીનો તમામ ભાગ, સ્ત્રી તેમજ પુરૂષો, દેશની અભિવૃદ્ધિ માટે ઉદ્યોગમાં મસ્ત રહે છે. સ્ટેશનપર અમે ગયા ત્યાં એક સ્ત્રીફોટોગ્રાફરે અમારી છબી પાડી લીધી. હું તો ત્યાં નવાઇ જેવી ચીજ થઇ પડયો ! ! અહીંના ગામડા ગામમાં કોઇ અંગ્રેજ વ્યાપારી કે પાદરી જાય ત્યારે તેની પાછળ ગામડીયાઓનું જેમ કુંડાળું થઈ રહે છે તેવી રીત્યે મ્હારા પાછળ આ સુધરેલા દેશના દેવ જેવા લોકો 'ઇન્ડીયન'ને જોવાની ખાતર ટોળું વળાઇ જોતા મને માલમ પડયા અને એક ચોખાના દાણાના ઢગલામાં એક અડદ પડયો હોય તેમ મ્હારા પોશાકની સફાઇ છતાં પણ મને પોતાને હું લાગ્યો !

થાંભલા વગરના તાર જેની હીંદમાં વાતો થાય છે તે મ્હેં ત્યાં જોયા ! તારમાં છબી એક સ્થળથી બીજે સ્થળ ચિતરાય છે એ નવાઇ પણ જોવામાં આવી. રેલવે ગાડીઓની સુઘડતા—એન્જીન ડ્રાઇવરો

અને ગાર્ડોની ઉતારૂઓ પ્રત્યે મમતા—સ્ત્રીઓ પ્રત્યે પુરૂષો તરફથી દેખાડવામાં આવતી સભ્યતા એ રિવાજો ચિત્તાકર્ષક લાગ્યા ! આ દેશમાં જ્યારે એક ખાનામાં સામાનના કોથળાની પેઠે મનુષ્યોને પૂરવામાં આવે છે ત્યારે અહીં મુખમલથી બિછાવેલી સલુનો જોડવામાં આવેલી જોઈ !

મ્હારા સોબતી સાથે અમેરિકાના સાંસારિક રિવાજો વિષે ગાડીમાં મ્હેં વાતો કહાડી. આપણને સ્વીકારતાં વાંધો લાગે એવા જુજ રિવાજો સિવાય, ઘણે ભાગે પ્રજાના સુખમાં અભિવૃદ્ધિ કરનારા સાંસારિક રીવાજોની અશ્રુતપૂર્વ કથા મ્હેં આનંદ સાથે સાંભળી. બોસ્ટન સ્ટેશન સાંજે આવ્યું. રસીકલાલને આ મ્હોટા સ્ટેશનના હજારો માણસની ઠઠ્ઠ વચ્ચે પણ મ્હેં એકદમ ઓળખ્યો ને હું ભેટી પડયો !

બોસ્ટનના એક લત્તામાં એણે રાખેલા મકાન તરફ અમારી ગાડી ચાલી, તેણે કહ્યું:—

"આ દેશની જાહોજલાલી બતાવવાના હેતુથી, તેમજ મ્હેં જોઈ રાખેલા કેટલાક હુન્નરો તને બતાવ્યા બાદ ખરીદવાના હેતુથી તને મ્હેં અહીં આવવા લખ્યું હતું. ખેતીવાડીનાં ઓજારો જેવાં અમેરિકામાં મળે છે તેવાં દુનિયાના કોઈ ભાગમાં ભાગ્યેજ મળતાં હશે.

પાતાળ કૂવા (artizen wells) બનાવવાનાં હથીઆરો હીંદમાંની કંપનીઓ મેળવી આપે છે તે કરતાં બેહદ સસ્તાં અહીં મળી શકે છે, એટલુંજ નહીં પરંતુ તે ખરીદી તેનાથી કામ લેવા માટે જે માણસો રાખવા પડે છે તેનું ખર્ચ બહુ ભારે થઇ પડે છે. થોડાક દીવસમાં એ શીખી શકાય છે અને એવાં હથીઆરો હીંદમાં બનાવવાનો હુન્નર પણ જુજ મહેનતે હાથ કરી શકાય છે ? હજાર હજાર ફુટ ઉંડાણમાં અમેરીકન કંપનીઓએ, દુનીયાના જુદા જુદા ભાગમાં પાતાળ કૂવા કર્યા છે. સહરાના રણમાં જ્યાં પાણીનું નામ ન મળે ત્યાં પણ પાતાળ કૂવા બનાવ્યા છે. પાતાળ કુવાથી પાણીનો ધોધ હમેશને માટે ચાલુ રહે છે ને તેથી દુષ્કાળ પડે ત્યારે તેની અસર નહીં જેવી લાગે છે. આપણા ગુજરાતમાં ફકત મહી નદીના વ્હેનની અંદર રેલવેના રસ્તા નીચે આવો એક કૂવો બનાવ્યો છે તેવા કૂવા સુકી જમીનમાં બનાવી ખેડુતોને નિર્ભય બનાવી દેવાની જરૂર છે.

તે સિવાય સહેલથી ખેતી થઇ શકે એવા બીજા સાંચા પણ મ્હેં જોઇ રાખ્યા છે. જૂદી જૂદી જાતના તેલ પીલવાના સાંચા, સાબુ, દીવાસલી, છત્રીઓ, મીણબત્તી, બટન, ટાંકણી, કાગળો, કાચ બનાવવાના કારખાનાં જૂદી જૂદી જાતના રંગ, વગેરે જીંદગીની જરૂરિયાતની ચીજોનાં સેંકડો કારખાનાં મ્હેં જોઇ રાખ્યાં છે તે ફરીથી ત્હારી સાથે જોઈ તેમાંનાં ત્હારી પસંદગી મુજબનાં ખરીદી આપણે માતૃભૂમિ તરફ પાછા ફરવાનું છે."

મેં કહ્યું "એજ કારણસર મ્હને બોલાવ્યો છે?"

"હા એજ! બસ એજ!!" તેણે કહ્યું.

"ત્યારે તારા પત્રના છેવટના ભાગમાં કંઇક ઈસારો કર્યો છે તે શું?"

તે એકદમ શરમાઇ ગયો! કાગળની ઇબારતનું વિસ્મરણ થયાથી તે ઉપર મુજબ બોલી ગયો એમ સમજાયું. હવે તેને કંઇક યાદ આવ્યું જણાયું.

તેણે કહ્યું "પ્રિય ભાઈ! ત્હારાથી મ્હારે અજાણ્યો રાખવાનો દુનિયામાં કોઇ વિષય નથી. અને તે હું પત્રમાં બતાવી ચૂકયો છું. મ્હેં તારી નજરમાં કે ઇશ્વરની નજરમાં કે મ્હારા અંતઃકરણની વિરૂદ્ધ કોઇ પ્રકારનો ગુન્હો કર્યો નથી. તથાપિ આપણી જ્ઞાતિના અણસમજુ માણસોનો હું અપરાધી બનીશ!"

"પણ એવું શું છે?" મ્હેં આતુરતાથી પૂછ્યું. તે બોલ્યો "તું જાણ ત્યારે: ત્હારી ભાભીના શક પડતા સંજોગોમાં મરી જવાથી, મને પાછળથી મ્હારાં માતુશ્રીના મરણ પછી હું જે માળામાં પ્રથમ રહેતો હતો તેમાં બેસી રહીને ફક્ત ઝુરતો હતો—વખત શી રીત્યે કહાડવો તેપણ મને પૂરૂં સુઝતું નહતું અને એટલે સૂધી કંટાળ્યો હતો કે અકુદરતી રીત્યેજ દુઃખી જીંદગીનો અંત આણવાના નિશ્ચય ઉપર આવી ગયો હતો તે અરસામાં મ્હારે મી. દયાળદાસ સાથે ઓળખાણ થઇ."

---

૧ પાતાલ કુવા ( Artizen wells ) હવે કાઠિયાવાડમાં ભાવનગર આદિ સ્થળે ખોદાયાનું સાંભળવામાં આવે છે.

"પછી ?!!" મ્હેં અધીરા થઇ પૂછ્યું.

"અધીરો ના, થા !" તેણે કહ્યું "પછી મી. દયાળદાસે કાઠિયાવાડમાંથી બ્રાહ્મણ જ્ઞાતિના એક આબરૂદાર અને સુખી કુટુમ્બમાં મ્હારા લગ્નની ગોઠવણ કરી અને લાગલગાં મુંબઈમાંજ લગ્ન કરાવ્યાં!"

"પણ અમને બોલાવ્યાં કેમ નહી ?" મ્હેં પૂછ્યું.

"શી રીતે બોલાવું ? એ બ્રાહ્મણ આપણાથી જૂદી જ્ઞાતિના છે. એટલે આપણી જ્ઞાતિ આ બાબતમાં શા વિચાર ઉપર આવે એ જાણ્યા સિવાય તે બાબત ચૂપ રહેવુંજ મ્હેં પસંદ કર્યું. મ્હારા વિચાર પ્રમાણે ગુજરાતના સમગ્ર બ્રાહ્મણો એક કાળે તો એકજ થવાના છે. તે વગર તેમની ઉન્નતિને હજારો અંતરાય નડવાના! એટલે આમાં મ્હેં કોઇ પ્રકારનો ગુન્હો—"

"કદી નહીં, કદી નહીં ! બંધુ ! એમા કોઇ પ્રકારની ભીતિ રાખવાની નથી, ઠીક હવે હું સમજ્યો કે પ્રોફેસર મણીલાલ નભુભાઇએ 'ગુજરાતના બ્રાહ્મણો' એ વિષયપર એક લેખ લખી તમામ બ્રાહ્મણ જ્ઞાતિના સંમિલન માટે આગ્રહ કર્યો છે તે—"[1]

"હા, તેનોજ આધાર પકડી મ્હેં આ પગલું ભર્યું છે. નિઃસ્વાર્થ લેખકો એ પ્રજાના ખરા અગ્રેસરો છે. અને સ્વાર્થી જ્ઞાતિ પટેલીઆઓ પ્રજાને ઉંડા ખાડામાં ઉતારનારા છે."

"વારૂ" મેં પૂછ્યું "લગ્ન થયા પછી મ્હારી ભાભીને કાઠિયાવાડમાં મૂકી આટલે આવ્યા ?"

તેણે કહ્યું "નહીં! નહીં! તે બાબતમાં પણ હું ઠપકાને પાત્ર થાઉં તેટલે દરજ્જે સહજ આગળ વધ્યો છું. અને સાથેજ લાવ્યોછું. આપણ હવે મકાન નજીક આવી પહોંચ્યા છીએ."

ગાડી મકાન આગળ આવી ઉભી અને અમે અંદર ગયા. આ અમેરિકા દેશમાં, એક ગુજરાતી સ્ત્રી જોઇ સહજ નવાઇ લાગી! રસીકનો સંસાર જેવો દુઃખી હતો તેનું સુખમાં રૂપાંતર થયેલું મ્હેં જોયું. એક સુકુમાર સ્ત્રીની લગ્ન પછી આટલા સુધી પતિ સાથે આ-

---

૧ ખાસ આ વિષયપર સરખેજમાંથી હાલ ગુર્જર બ્રાહ્મણ નામનું માસિક પ્રસિદ્ધ થાય છે.

વવાની હીંમત ગુજરાતણોમાં અપવાદ રૂપેજ મને જણાઇ! સર્વથા ઉચ્ચ કેળવણીને હજાર ધન્યવાદ હજો!

* * * * *

બીજે રોજ રસીક, તેની સ્ત્રી અને હું ત્રણે જણે બોસ્ટન શહેરમાં ફરી ઘણાખરા હુન્નરોનાં કારખાનાં જોયાં. અને મુખ્યત્વે કરીને ખેતીવાડીને લગતાં ઓજારો તથા બીજા સાંચા ખરીદી હીંદ ખાતે ચડાવ્યા.

એક મહિના સુધી આ સ્વર્ગસમા રમણીય દેશમાં અમે રહ્યાં અને પછી સીધેસીધાં હીંદમાં આવવા રવાના થયાં!

* * * * *

ઘેર આવીને જોઉં છું તો મ્હારી સ્ત્રીએ પોતાના પ્રદર્શનમાં અજબ વધારો કરી મુકયો હતો! અને મ્હારા પિતાને તેના નાનકડા કારખાનામાંથી બનતા માલમાંથી એક સારી રકમની મદદ કરી હતી. ઘરમાં પેસતાંજ મને આનંદાશ્રુથી તે સામે આવી! મ્હારા પિતાને હું પગે પડયો! અમેરિકાનું વૃતાન્ત જણાવ્યું. ઉદ્યોગનાં સાધનો પાછળ આવે છે એ પણ ખબર આપી. અને, સુખે કે દુઃખે જ્ઞાતિ તરફનો જે વિરોધ બતાવવામાં આવે તે માથે રાખી, રસિક અને અમારા વચ્ચે ઘણાં વર્ષો ઉપર વ્હેંચાયેલ મજીયારાનું રૂપાંતર કરી એકજ કુટુંબ તરીકે ફરી જોડાયાં!

* * * * *

ખરેખર, તોપના ગોળા ગળે બાંધીને (સંસાર સાગરમાં) તરવાનો હેરત પમાડનાર હુન્નર દુનિયાની હયાતિ પછી કોઇના જાણવામાં હોય તો તે ગરીબ હીંદી વિદ્યાર્થીઓજ છે કે જેમને આવા આવા સાંસારિક બોજા ગળે વળગાડી તેમનો રસ્તો કાપવો પડે છે. ગૂજરાતની જૂદી જૂદી જ્ઞાતિઓના પૂજ્યવૃદ્ધો! અમારી સ્થિતિ સુધારવી તમારા હાથમાં છે! કારણ કે તમે જ્ઞાતિઓના નેતા છો! હે ઉદયની ઉચ્ચ લાગણીઓ! તમારામાં જે કંઇ બળ હોય તે વડે તમે આ વૃદ્ધોના દિલમાં વસો! કાંકે અમો વૃદ્ધો થવા પામીએ, તો તે પહેલાં અમારી આ પવિત્ર માતૃભૂમિ ઉપરથી સાંસારિક કંટકોનો બોજો કમતી કરી તેને હઝારો હુંનરો રૂપી લતાઓથી લચી પડતી સંપીલી સ્વર્ગિય ફુલવાડીના લેબાસમાં અમારે જોવી છે! તથાસ્તુ!

**રસિક**--વાહ ! ગુરૂદેવ ! આજે તો સુક્ષ્મદેહે જાણે મને અમેરિકામાં આપે ફેરવ્યો ! ખરેખર એ સ્વર્ગભૂમિ એક વખત તો જોવી જોઇએ.

એટલામાં પાસેના ઓરડામાંથી ખડ્ ખડ્ હસવાનો ધ્વની સંભળાયો ! રસિક સહજ ચમકી ઉઠયો. માતાના અંતઃકરણમાં, પુત્રના વિચારો પર્યટનના સંબંધમાં સ્ફુરી આવવાના ઉદ્‌ગારો સાંભળી, પતિના પ્રયત્નનું સાફલ્ય અને ગુરૂના ઉપદેશનું ફળીભુત થવું જોઇ, આનંદ થઈ આવવાથી તે સહજ હસી પડવાથી અને બે પુત્રીઓ અને પુત્ર વધુનું હાસ્ય તેમાં સામેલ થવાથી આ અવાજ આવ્યો હતો. માતાની આજ્ઞાથી એક બ્હેને બાહેર આવી ખુલાસો કર્યો કે–ભાઇ, અમે દરરોજ તમારી આ રસાલી વાર્તાઓ સાંભળવા આ નજીકના આ ઓરડામાં ભેળાં બેસીએ છીએ. તમારે અમેરિકા જવાનું થાય તો અમને લઇ જશોને ?!

રસિકને સહજ ક્રોધ ઉત્પન્ન થયેલો મોં ઉપરથી જોઇ ગુરૂએ તુર્ત તે અટકાવવા કહ્યું:—

" ભલે ભાઇ રસિક ! એમના ઉપયોગ પુરતો ઉપદેશ એઓ પણ ગ્રહણ કરે તો તેમાં તને કાંઇ હરકત છે ?"

**રસિક**--હરકત તો કંઇ નથી, ગુરૂજી ! પણ મ્હારા વિચાર પર્યટન કરવાના કદાચ્ થાય તો તેમાં તે લોકોએ હસવાનું શું કારણ છે ?

**સચ્ચિદાનંદ**--કુટુંબી જનોનું હાસ્ય સહન કરવાની શક્તિ નથી, અને પર્યટનના પરિણામે જ્ઞાતિએ બહિષ્કાર કર્યો તો કેવુંક ધૈર્ય રાખી જાણશો ? ભાઈ !

**રસિક**--ક્ષમા કરો ગુરૂજી. વિના પ્રયોજન ક્રોધને હૃદયમાં સ્થાન આપવામાં અપરાધ થયો. જ્ઞાતિઓ પણ ન્યાય અન્યાય જોયા વગર પર્યટન દરમ્યાન અમુક સખસ ભ્રષ્ટ થયો છે કે **નહીં તે** જોયા જાણ્યા વગર બહિષ્કાર કરશે ?

**સચ્ચિદાનંદ**—ત્યારે . એમને ક્યાં ન્યાયની પડી છે ? વારૂ એ વીષે કાલે એક વાર્તા વાંચજો, આજે તો સમય થઇ ગયો છે.

---

## દીવસ ૫ મો.

**સચ્ચિદાનંદ**—વારૂ, ભાઇ. રસિક, આજે જ્ઞાતિ પટેલોનો જુલમ બતાવનાર આ વાર્તા વાંચો.

# બાદશાહી વખતની હવેલી

—— ✳ ——



દિવાળીના ખુશનુમા દિવસો ચાલતા હતા. નવનીતરાયના કુટુમ્બમાં આનંદ થઈ રહ્યો હતો. ભવ્ય હવેલીની નીચે ઓસરીમાં છોકરાં ફટાકડા ફોડતાં હતાં નવનીતરાયનાં પત્ની કેસર કુંવરબા રસોડામાં વહુ અને દીકરી બેઉ સાથે મળી ભાતભાતનાં પકવાન્ન તૈયાર કરવામાં ગુંથાયાં હતાં, તેમના ઉપર દેખરેખ રાખવામાં રોકાયાં હતાં.

હવેલીના મુખ્ય દિવાનખાનામાં જ્ઞાતિના પચાસેક ગૃહસ્થો ભેગા મળવાના હોવાથી, નવનીતરાય પોતાની દેખરેખ તળે બિચ્છાત કરાવતા હતા. આડે દિવસે ગમે તેમ ચાલે, પરંતુ આજે બેસતા વર્ષનો દિવસ હોવાથી જ્ઞાતિબંધુઓમાં માન મરતબા સચવાય તેવી રીતે બિચ્છાત થાય તે કાળજી રાખવાની હતી.

નવનીતરાયનું કુટુમ્બ અસલના વારાથી બહુ પ્રતિષ્ટા પામેલું હતું. બાદશાહોના વખતમાં એમને બે ગામોની સનદ મળી હતી. એ બે ગામો ઇનામમાં મળવાથીંજ ઘણે ભાગે આ કુટુમ્બની અવદશા શરૂ થઇ હતી, કારણ કે બ્રાહ્મણ છતાં એક ગીરાસ ખાનારને છાજતાં તમામ ખર્ચ કરવાં પડતાં, પ્રથમ તો જુના વખતમાં સુમારે પંદરસો રૂપીઆ બે ગામોની ઉપજ આવતી અને તે ઉપરાંત બાદશાહી વખતમાં નવનીતરાયના વડેરાઓએ કરેલા કારભારને પરિણામે ઠીક નાણું એકઠું થયું હતું. તેનું વ્યાજ આવતું અને તે વડે કુટુંમ્બનો વહો ઘણી સારી રીતે જળવાતો. વર્ષમાં પાંચ પચીસ વખત જ્ઞાતિના બ્રાહ્મણોને સારી સારી દક્ષિણા સાથે મિષ્ટાન્ન ઉડાવવા આમંત્રણ કરવામાં આવતું. કેટલીક વખત જ્ઞાતિમાં મ્હોટાં મ્હોટાં વાસણોનું લ્હાણું કહાડવામાં આવતું, કોઇ પણ શુભ અશુભ પ્રસંગ સ-

વાપરી ખર્ચ વગર જવા દેવામાં આવતો નહીં. કહેવાની જરૂર નથી! કે ગામ ખાનાર તરિકે ભાટ, ચારણો પણ વખતો વખત આવતા ને તેમને પણ તેમણે કુટુમ્બની અસલી મ્હોટાઇને જે પ્રમાણમાં વખાણી હોય તે પ્રમાણમાં સંતોષવામાં આવતા. ટુંકામાં, જ્ઞાતિમાં કોઈ આ કુટુમ્બની બરોબર ખર્ચ કરે તેવું નથી એવો એક ગુપ્ત મુદ્રાલેખ નવનીતરાયના વડેરાઓએ જાણે કર્યો હોય ને તેનું પ્રતિપાલન કરવામાં આવતું હોય એમ જણાતું હતું. નવનીતરાયનેજ યાદ હતું કે તેમની ન્હાની વયમાં, અધિક માસમાં એક રોજ સોમવતી અમાવાસ્યા આવેલ હોવાથી સુમારે સો બ્રાહ્મણોને જમાડી તેમના દાદાએ દરેકને અકેકી સોનાની કંઠી દક્ષિણામાં આપી હતી! વાંચનાર! આવું ઔદાર્ય તમે જોયું, વાંચ્યું કે સાંભળ્યું પણ નહીં હોય, અને જે ગૃહસ્થના કુટુમ્બની આ વાત ચાલે છે તેની સાફ મનાઇ છતાં ન ચાલ્યે આ પ્રકટ કરવાની જરૂર પડે છે; તેમાં હેતુ માત્ર એટલોજ છે કે હિંદુસ્તાનમાં ઉત્પન્ન થયેલા ઉદાર અને દાના પુરૂષોનાં જીવનચરિત્રોનું એક પુસ્તક કોઈ સાક્ષર તરફથી પ્રકટ થવાનું છે તેમાં નવનીતરાયના વડેરાઓને, તાતા, સર જમસેદજી, ગોકલદાસ તેજપાળ ને રા બા. રણછોડલાલ છોટાલાલની સાથેજ તે પુસ્તકમાં જગા મળી શકે! ઔદાર્યની પરિસીમા માત્ર વિદ્યાદાન કરવામાંજ આવી રહી છે, એથીજ તમારા દેશનું ભલું થઇ જવાનું છે એવું જો તમારા મગજમાં કદી ન નીકળી શકે તેવું ભૂત પેસી ગયું હોય તો મ્હારો ઈલાજ નથી! કારણ કે મ્હેં તો પ્રત્યક્ષ નવનીતરાયભાઇને કહેતાં સાંભળ્યા છે કે—નાતભાઇઓનો મ્હોટો સમુહ એકત્ર કરી તેમને ભોજન આપવામાં સમાયલો આનંદ અને તેમની તરફથી, તેવા પ્રકારના ભોજનો વડે પ્રાપ્ત કરેલી કીર્તિ એજ દુનિયાના સુખની સીમા છે.

દિવસે દિવસે કળીયુગનો પ્રચંડ તાપ વૃદ્ધિ પામતો જાય છે એ તો તમને કહેવું પડે તેમ નથી. નવનીતરાયનું કુટુમ્બ આ નિયમમાં કંઈ અપવાદ રૂપે નહતું. ખર્ચ તેનું તે રહ્યું ને આવક ઘટતી ગઇ તેમ તેમ ગામ જમીન અને દાગીના એક પછી એક ગીરો મુકવા પડયા હતા. કુટુમ્બની ચાલુ આવેલી મ્હોટાઇ સાચવી રાખવામાં ઉપરની ચીજો ખરૂં પૂછાવો તો ઢાલ રૂપે થઇ પડી હતી. કારણ કે એ આબરૂનાં તીક્ષ્ણ તીરો, એ ઢાલે, આબાદ રીતે ઝીલી લઇ નવ-

નીતરાયના કુટુમ્બને બચાવી રાખ્યું હતું.

નવનીતરાયના વૃદ્ધ પિતા હજુ હયાત હતા. કાળજીપૂર્વક સાચવેલી જુવાનીનાં ચિન્હો બતાવતા તેમના તમામ અવયવો સાબુત હતા તેમનું વય હાલ ૯૫ વર્ષનું હતું. જો કે તેમનાથી કંઈ ઉપયોગી કામ થઇ શકતું નહતું, તથાપિ આ વયમાં પણ તે છેક નિરૂદ્યમી બેસી રહેતા નહતા. એમણે એમનું સ્વાસ્થ્ય શી રીતે ટકાવી રાખ્યું અને હજુ પણ કોઇ પ્રકારના દુઃખની લાગણી સિવાય કેટલાંએક વર્ષ તેવીજ રીત્યે સાચવી શકશે, અને કેટલીક સદીઓથી મનુષ્યજાતિ એવું માનવાને ટેવાઇ ગઇ છે કે મનુષ્યનું વય સો વર્ષનું નિમાર્ણ થયેલું હોય છે એ માન્યતાને તે નીડર રહી ખોટી પાડવાનું ધારી બેઠા છે તે બાબતનો ઇતિહાસ, વાંચનાર તમારે શા કામનો છે ? હાલના ગેર વ્યસ્થિત સંસારિક બંધારણના દુઃખમય જમાનામાં, તમારામાંની દરેક વ્યક્તિ, હિંદુ સંસારમાં જોવામાં આવતાં અનેક સંકટોમાંના કોઇપણ એકને લીધે દુઃખમય જીવન ગાળતા હું જોઉં છું એ અરસામાં નવનીતરાયના વયોવૃદ્ધ પિતાએ દીર્ઘાયુષ્ય શી રીત્યે ગાળ્યું એ કથાનું ઉપયોગીપણું સ્વીકારવા તમે તત્પર છો ? ન્હાની વયમાં લગ્નો કરવાથી, વિક્રયના અધમમાં અધમ દ્રવ્યનો ઉપભોગ કરવાથી, મ્હોટા વરાને લીધે કરજ કરવાથી, અને જ્ઞાતિઓની અંદર આપસ આપના કલેશને લીધે તમે જે દુઃખમાં સબડાયા કરો છો તેમાંથી છૂટવા પ્રબળ ઇચ્છા તો નથી થઇને ? નામદાર સરકાર વસ્તીની ગણત્રી કરવાનું ચલાવે છે પરંતુ જ્ઞાતિની ઉન્નતિ ઇચ્છનારાઓ ! તમને કદી સ્વપ્ને પણ ખ્યાલ આવ્યો હશે કે હિન્દુ સંસારમાં બાળલગ્નોથી કેટલી સંખ્યા હેરાન છે ? મ્હોટા મ્હોટા વરાઓ પાછળ કેટલા લાખ રૂપિઆ માત્ર તમારીજ જ્ઞાતિમાં અમુક દશકામાં ખર્ચ પડયા તેની ગણત્રી કરી છે ? અને વરા પાછળના કરજના હૃદય ડંખે કેટલાના જીવો લીધા એની ગણત્રી કરવા કદી ધાર્યું છે ? અમુક ઝાડ ઉપર કેટલાં પાંદડાં છે એ ગણત્રી જ્યારે એક બાજુથી કરવામાં આવે છે ત્યારે એ ઝાડનાં ફળ ચાખનારાઓ ! એ વૃક્ષને માટે અભિમાન ધરાવનારાઓ ! એ ( જ્ઞાતીરૂપી ) વૃક્ષના શુભેચ્છકો પોતાને કહેવડાવનારાઓ ! એ વૃક્ષનાં મૂળીયાં શા કારણથી સુકાય છે, એ વૃક્ષનાં પાંદડાં રસ કસથી શા માટે પૂરાં ખીલ્યાં નથી, એ વૃક્ષ

અમુક વર્ષે તદ્દન કંગાલ–પાયમાલ હાલતમાં આવશે. એવું શા શા કારણોથી કહેવામાં આવે છે ને તે કહેવામાં કેટલું સત્ય છે એ તપાસ કરવાનું કામ તમારૂં નથી ?

તમને અરૂચીકર લાગતો આ ઉપદેશ હું આ ટુંકી વાર્તામાં લંબાવવા માગતો નથી. હિન્દુ સંસારમાં સૈંકડો વર્ષોથી રૂઢી પ્રાબલ્ય એટલું વધી પડયું છે કે તેને આધીન થયેલ વ્યકિતઓને સુમાર્ગ સુચવવો એ એક અફીણીને અફીણ છોડાવવા જેવું સાહસ કરવાનું છે. માત્ર નવનીતરાયની હવેલીમાંનો તેમના વૃદ્ધ પિતાનો ઓરડો જરા જોઈ લો એટલે આપણ આ વાર્તામાં આગળ ચાલીએ.

આ ઓરડામાં શું બીછાવ્યું હતું અને શું ફરનીચર ગોઠવ્યું હતું તેનું આપણે કામ નથી, એ ઓરડાની ભીંતે એક લેખ મ્હોટા અક્ષરે જોવામાં આવે છે તેમાં નીચે મુજબ લખેલું છેઃ—

"પુષ્પવય સુધી સતત્ બ્રહ્મચર્ય પાળવાથી, કાયિક, વાચિક અને માનસિક કોઇપણ દોષથી રહિત, વિશુદ્ધ પત્નીવ્રત જાળવી રાખવાથી, વ્યવહારમાં કોઇપણ જાતના પ્રપંચ રહિત જીવન ગાળવાથી, રૂચિકર સાત્વિક પથ્ય પદાર્થોનું, નિયમિત રીત્યે, સારી રીત્યે ચાવીને સેવન કરવાથી, જરૂર પડતા વ્યાયામથી શરીરના પરમાણુઓને મદદ કરવાથી, અને કોઇપણ જાતના કલેશને હૃદયમાં અવકાશ ન આપવાથી, દેવપણું પમાય છે તો પછી જરૂર જેટલું આયુષ્ય લંબાવવાની શી વાત ?"

ગુણવંતરાય ( નવનીતરાયના પિતા )નું જીવન ખરેખર પ્રસંશનીય અને અનુકરણીય હતું. પેઢીદર પેઢીથી ચાલતા આવેલા ઉડાઉપણા અને લખલૂટ ખર્ચ જે નવનીતરાયના દાદા–ગુણવંતરાયના પિતાના વખત સુધી ચાલ્યું તેના ઉપર ગુણવંતરાયે કાબુ રાખી નાણાંની રેલમછેલ અટકાવવા ઘણી કોશીશ કરી હતી. તેના પ્રયત્નો છતાં કુટુમ્બની આબરૂ સાચવવા અને મોભો જાળવવા કેટલાંક નકામાં ખર્ચો પણ જરૂરનાં થઇ પડયાં હતાં. ખજાનો લગભગ ખાલી થઇ ગયો હતો અને કહેવાતી કુટુંમ્બની નામના અને શહેર વચ્ચે મ્હોટી એક જર્જરીભૂત હવેલી એટલું માત્ર હવે શેષ રહ્યું હતું. એ હવેલીને ચાર મજલા હતા ને તેમાં ન્હાના મોટા છત્રીશ ઓરડા હતા. એમાં મ્હોટો ભાગ લાકડાનો હતો. અને જુના વખતની કોતરણી લાકડામાં એવી અચ્છી

કારીગરી બતાવતી હતી કે કેટલાક યુરોપીયનો એ હવેલીના આગળના ભાગના ફોટોગ્રાફો તે કારીગરીની નકલ કરવા માટે લઇ ગયા હતા.

ગુણવંતરાયને આધુનીક હીંદુ સાંસારિક બંધારણોમાં ઘણી ખામીઓ માલમ પડી હતી પરંતુ તેમના શાંત સ્વભાવને લીધે અને કંઇક તે વખતમાં કેળવણીની ન્યુનતાને લાધે તેમણે લોકોને તે સંબંધમાં ઉપદેશ આપવાનું કામ બજાવ્યું નહતું. માત્ર પોતેજ શુદ્ધાચરણથી યુવાવસ્થા ગાળી એક સાધુ પુરૂષની પેઠે નિવૃત્તિમાં રહેતા, તેમની યુવાવસ્થામાં એક મિત્રે પ્રશ્ન કર્યો હતો કે—બાદશાહ વારાથી મેળવેલી અથાગ દોલત તેમના કુટુમ્બમાંથી જતી એકદમ તેમણે શા માટે ન અટકાવવી જોઇએ ? અને જરૂર જોગાં કહેવાતાં ખર્ચો પણ શા માટે ન બંધ કરવાં જોઇએ ? તેના પ્રત્યુત્તરમાં આ સાધુ પુરૂષે કહ્યું હતું કે—અમારા કુટુમ્બના ઇતિહાસ પરથીજ માલમ પડે છે કે અમારી પાસે એકઠી થયલી દોલત સારા કૃત્યોનાં પરિણામે પ્રાપ્ત થયેલી નહતી. બાદશાહને એક વખત નાણાંની તંગી પડી એટલે તેણે હીંદુસ્તાનમાં માતબરમાં માતબર કોઈ દેશી રાજ્યનો ખજાનો લૂટવાનો વિચાર થયો તે વખતે અમારા વડેરાએ બાતમીદાર તરિકેનું કામ કરી અમુક રાજ્યનો ખજાનો બતાવેલો જે બાદશાહે લૂટી લીધો—અને તેના પરિણામે એમને દ્રવ્ય મળ્યું હતું. એટલે એવા એક હલકા કૃત્યના પરિણામે પ્રાપ્ત થયેલ દ્રવ્ય જેમ અમે વ્હેલા ત્યાગ કરીએ તેમ અમને કંઈ સદુદ્યોગ સુઝશે એમ મારૂં માનવું છે ! અમારી પાસે બાકી રહેલ યતકીંચીત્ દ્રવ્ય પણ જો જનસમુહના ઉત્તમ સુખને અર્થે યોજાતાં કાર્યો પાછળ ખરચવામાં નહીં આવે તો તે પણ તેવેજ માર્ગે જતું રહેવાનું !

ગુણવંતરાયના ગુણની કથાનો પાર આવે તેમ નથી. કેટલીક પેઢીએ ઉત્પન્ન થયેલ આ મહા પુરૂષ, નવનીતરાયના કુટુમ્બનો ઉદ્ધાર કરવામાં ઉદાહરણ લેવા યોગ્ય જીવન ગાળતો હતો. આજે નવનીતરાયે નાતના અગ્રેસરોને આમંત્રણ આપ્યું હતું કારણ કે જ્ઞાતિને લગતા કેટલાક અગત્યના પ્રશ્નોની ચર્ચા ચલાવવાની હતી. તેમાં વૃદ્ધ ગુણવંતરાયને લાવીને બેસારવાની અગત્ય, કેટલાક ઘરડાઓને જણાયાથી નવનીતરાયે, કેટલાક જ્ઞાતિવાળા દીવાનખાનામાં ભેગા થયા પછી પોતાના પિતાને પણ જ્ઞાતિબંધુઓ વચ્ચે ચાલતી ચર્ચાનું નીરિક્ષણ કરવા બેસાર્યા.

ચર્ચા ઘણા વિષયો પર ચાલવાની હતી. (૧) કેટલાક જુવાનીઆએ હોટેલોમાં જઈ છચોક સોડા વૉટર અને લેમોનેડનો ઉપયોગ કર્યો હતો. (૨) કેટલાકે ગુણવંતરાયના પિત્રાઈ કાકાના દિકરા બાધારામ જે જ્ઞાતિના આગેવાન હતા તેમનું અપમાન કર્યું હતું ( ૩ ) કેટલાક જાહેર રસ્તા ઉપર બીડી પીતા જોવામાં આવ્યા હતા. (૪) જ્ઞાતિમાં કેટલાંક વર્ષ પૂર્વે કલહને લીધે બે પક્ષ પડી જ્ઞાતિના બે ભાગ પડયા હતા; તેમાંથી આ ભાગવાળા એક જવાનીઆએ સામેના ભાગમાં સગપણ કર્યું હતું !!

એવા એવા એક બે કોડી અપરાધોનો ઇન્સાફ કરવા માટે, બેસતા વર્ષના શુભ દીવસના રોજ, મહાત્મા ગુણવંતરાયના અધ્યક્ષસ્થાન હેઠળ, આજે જ્ઞાતિના તમામ સદ્‌ગૃહસ્થોને આમંત્રણ આપવામાં આવ્યું હતું. જ્ઞાતિના અગ્રેસર બાધારામ ભટ્ટ હતા, અને તે ગુણવંતરાયના નજીકના પિત્રાઈ કાકાના દિકરા હતા. પૈસે ટકે બહુ સુખી "કહેવાતા". તેમનો દિકરો મણીશંકર મુંબાઇમાં કૉલેજમાં અભ્યાસ કરતો હતો. તેની દેખરેખ તળે અભ્યાસ માટે ગુણવંતરાયે પોતાનો પુત્ર ચંદ્રશંકરને પણ રાખ્યો હતો. ચંદ્રશંકર મેટ્રીકયુલેશનની પરિક્ષા માટે તૈયારી કરતો હતો, અને ચંદ્રશંકરથી નાનો પુત્ર ભાનુશંકર ઘેર નિશાળમાં ભણતો. પોતાના પુત્ર ચંદ્રશંકરની કેળવણી ઉપર મણીશંકર મુંબાઇમાં દેખરેખ રાખતો હોવાથી ગુણવંતરાય ઉપર બાધારામ ભટ્ટના પળે પળ ઉપકાર થતા તેમ તે માનતો અને જ્ઞાતિ સંબંધી બાધારામ જે નિર્ણય ઉપર આવે તેમાં, આ કારણને લીધે ઘણે ભાગે તે સંમત થતો. આ જ્ઞાતિના નિર્ણયોમાં માત્ર ખટપટનીજ જરૂર પડતી. ઉપસ્થિત કરેલ કેસોના મૂળની હયાતિ ન હોય તેની ફીકર નહીં, પરંતુ જ્ઞાતિની અમુક વ્યક્તિ કે અમુક કુટુમ્બ બાધારામ ભટ્ટની મરજીથી વિરૂદ્ધ વર્તે એટલે તેને ગમે તે રસ્તે જ્ઞાતિની કફગીમાં લાવવું એમાં જરૂર પડે એટલીજ કુશાગ્રબુદ્ધિનું કામ હતું !

જ્ઞાતિમાં બે હજાર ઘર હશે. પરંતુ આજના કામ માટે સુમારે પચીશેક સદ્‌ગૃહસ્થો ભેગા થયા એટલે કામ શરૂ કરવામાં આવ્યું. બાધારામ ભટ્ટ " પબ્લીક પ્રોસીકયુટર "ના જેવો લગભગ ભાગ બજાવતા હતા. હમેશાં તો ઘણે ભાગે તેમને અધ્યક્ષસ્થાને કોઈ બેસારતું નહીં પણ પોતે બેસતાજ. અને તે સાથે ફરિયાદી તરફના વકિલ તરિકેની

ફરજ પણ બજાવવાની મુશીબત વેઠવી પડતી, પરંતુ આજે તો ગુણવંતરાયને બેસારવા પડયા હતા.

ઝચોક લેમોનેડ સોડા વૉટરનો ઉપયોગ કરનાર સખસોને, સો બ્રાહ્મણો તેમની પાસે જમાડાવવા અને તેમને નાતમાં પાવન કરવા એમ ઠરાવવામાં આવ્યું. અને બાકીના જુવાનીઆઓના પચીશ પચીશ રૂપીઆ દંડ કરવામાં આવ્યા! જે યુવકે બાધારામનું અપમાન કર્યાનુ કહેવામાં આવતું હતું તેણે ઉભા થઈ સવિનય પ્રાર્થના કરી કે—મ્હેં કોઈ પ્રકારનું બાધારામ કાકાનું અપમાન કર્યું નથી—મેં તો માત્ર મુંબાઈમાં મણીશંકરભાઈ અભ્યાસ કરે છે તેમને સારી સોબતે ચડાવવા માટે તેમને સુચવવાનો મિત્રધર્મ બજાવ્યો છે. છતાં જો આ નાતના રીવાજો—જેથી હું તદ્દન અજ્ઞાન છું તેની રૂએ એટલી સુચના કર્યાની બાબતને પણ અપમાન ગણવામાં આવતું હોય તો હું માફી માગું છું.

"સામો જવાબ ! ! !" બાધારામે મ્હોટા તોરથી ઉપાડયું "કોની સામે તું બોલે છે? છોકરા! આજ કાલનાં પોરીયાં! ચાર અક્ષર શીખ્યા એટલે **સુચના** કરવા આવ્યા છે?! સુચના!"

"કાકા સાહેબ! હું ફરીથી પ્રાર્થના કરૂં છું કે હું ગરીબ માણસ છું અને મેં કંઈ તમારો અપરાધ કર્યો નથી. પચીશ રૂપીઆ જેટલી રકમ પુસ્તકો લેવા માટે મને મળતી નથી તો હું તમને મફતની શાની આપું?"

"**મફતની**?" બાધારામે ધુરકીયું કર્યું.

"હા તદ્દન મફતની! અને તે વળી તમારો છોકરો છેક નફટ થયો છે તેને સીધે રસ્તે લાવવા માટેની સારી સલાહ આપવાથીજ!" વિદ્યાર્થી હિંમતથી બોલ્યો.

બાધારામે ઉઠીને આ છોકરા જયંતિલાલને એક તમાચ જોરથી લગાવી દીધી. જયંતિ બહુ વિવેકી છોકરો હતો. તેણે ઉભા થઇ ગજવામાંથી એક મુંબઈની હોટેલની ટીકીટ ક્હાડી અધ્યક્ષના હાથમાં મૂકી! તે મણીશંકર બાધારામે અમુક અભક્ષ્ય ચીજો વાપરેલી તેનું બીલ હતું. મંડળમાં તદ્દન ચુપકી પસરી. ગુણવંતરાયના લક્ષમાં બધી વાત ઉતરી પરંતુ તે પણ ચુપ બેસી રહ્યા. બાધારામે,

જયંતિએ સમગ્ર નાતનું અપમાન કર્યું એમ સીંહ ગર્જના સાથે વ્યાખ્યાન ચલાવવું શરૂ કર્યું. ગાળોનો વરસાદ વરસાવવા માંડયો! આખરે તે થાકયો. જયંતિ તો મુંગો મુંગો બેસીજ રહ્યો હતો. તમામ ગૃહસ્થોએ સર્વાનુમતે કહ્યું કે જયંતિએ બાધારામભાઇને જે કંઇ કહ્યું તે માટે ગુણવંતરાય કાકાના મોઢામાંથી જે નીકળે તે ઈન્સાફ!!!

"હા તે ઇન્સાફ—હવે બચ્ચા કયાં જવાનો છે?! કંગાલ! નાદાન!—" બાધારામે કહ્યું.

ગુણવંતરાયે કોઇ પ્રસંગે આટલી વય થયા છતાં આવા ખળભળાટ ભરેલા મંડળનું અધ્યક્ષસ્થાન લીધું હતું. તે એક માર્ગી સાધુ પુરૂષ હતો. માથે આવી પડેલી ફરજને લીધે તેણે નીચે મુજબ નીર્ણય કહી બતાવ્યો:—

"મેં કદી આવું કામ કર્યું નથી, એટલે જેને મારૂં કહેવું રૂચિકર ન લાગે તેમને માટે મને દિલગીરિ થશે. જયંતિએ હાલ કંઇ બાધારામનું અપમાન કર્યાનું મને નથી લાગતું; ઉલટી રીત્યે બાધારામે જ્ઞાતિના આગેવાનના તોરથી એ છોકરાને હલકો પાડવાનો નહીં છાજતો પ્રયત્ન કર્યો છે. અને મુંબઇમાંની હોટેલમાંથી રજુ થયેલ કાગળ જોતાં મણીશંકરે બ્રાહ્મણધર્મ વિરૂદ્ધ આચરણ કર્યાનું સિદ્ધ થાય છે માટે મ્હને અધ્યક્ષસ્થાને બેસાડયો છે તો મ્હારો નીર્ણય પણ તમારે સ્વીકારવો જોઇએ અને હું એમ ઠરાવું છું કે—બાધારામના કુટુમ્બને આઠ દીવસ સુધી જ્ઞાતિબહાર મૂકિ પ્રાયશ્ચિત કરાવી ત્યાર બાદ પાવન કરવું."

દીવાનખાનામાં ખળભળાટ મચી રહ્યો. બધા ઉભા થઈ ગયા! બાધારામના ડોળા મ્હોટા થઇ ગયા! તેની આકૃતિ ભયંકર જણાઇ! તેનું ચાલે તો વૃદ્ધ ડોસાને બારીમાંથી તે ફેંકી દે તેવો ક્રોધ તેને ચઢયો! આ વખતે નવનીતરાયે સમયસુચકતા વાપરી મંડળનું કામ આટોપી લીધું. બાધારામને શાન્ત પાડવા બીજા હૉલમાં લઇ ગયો. બાકીના બધા વીખેરાઇ ગયા.

ગુણવંતરાયના શરીર પર માનુષિક લાગણીઓથી દોરવાઇ પ્રસ્વેદનાં બુંદ પહેલ વહેલાં જણાયાં. સૌના વીખેરાયા પછી તેણે

હવેલીની નીચે ચોગાનમાં–હવામાં પોતાને લઇ જવા કહ્યું. નવનીતરાયે અને તેમના સાત વર્ષના ન્હાના પુત્ર ભાનુશંકરે મળી ડોસાને દાદર ઉપર મદદ કરી નીચે ઉતાર્યા.

હવેલીની નીચેના આંગણામાં પાળી ઉપર ઝાડનાં કુડાં મૂકયાં હતાં. અને બે ત્રણ બાંકડા ગોઠવ્યા હતા તેમાંના એક પર ગુણવંતરાયને બેસાર્યા. પગથીઆંની આગળ ચંદ્રશંકરની સ્ત્રી અને તેની નણંદ શાન્તાગૌરીએ રંગુળી પુરી હતી અને અગરબત્તીનો ધુપ સળગાવ્યો હતો. ઉપર થયેલી ધાંધલનો ઘોંઘાટ સાંભળી, અને તેને પરિણામે ગુણવંતરાય નીચે આવ્યા તેથી કુતુહલને લીધે રંગુળીનો કેટલોક ભાગ ભુસાઇ ગયો હોય તો ઠીક કરી આવીએ એવું કેસરગવરીને કહી ભાભી અને નણંદ બન્ને એક બીજાના કાનમાં ધીમે ધીમે વાતો કરતાં રસોડામાંથી ત્યાં આવી પહોંચ્યાં હતાં. અને રંગુળી પૂરેલી હતી ત્યાં બેસી રંગુળીનાં લીટાંને પણ સમારતાં ને વાતો કરતાં હતાં.

" તેની તે ટપાલમાં જવાબ લખે તો આજ તમારા ભાઇનો કાગળ આવે !" ધીમેથી ચંદ્રશંકરની સ્ત્રી–સરલાથી ભાભીના કાનમાં કહી જવાયું.

" હવે હું સમજી. ટપાલનો વખત થયો તેમાં તમે મને નીચે ધસડી લાવ્યાં. ભાભી ! તમે તો બહુ ચકોર હોં !"

" શાન્તા બ્હેન જરા ધીમેથી બોલો ! તમારા દાદા સાંભળશે ! આજ બેસતા વર્ષના રોજ તમારા ભાઇના કાગળની હું આતુરતાથી વાટ જોઉં તો યોગ્યજ છે ને ?"

એવામાં ટપાલવાળાએ આવી ચાર કાગળ બધા ઉભાં હતાં તેમની વચ્ચે એક સ્ટુલપર મૂકયા અને ચાલતો થયો. શાન્તાગવરીએ તે ઉપાડી લીધા. સરલાએ પતીનો કાગળ તેના ઉપરનો તેમાં જોયો તે ચપ લઇને લઇ લીધો અને ઠેકાણે મૂકી દીધો. બાકીના ત્રણ શાન્તા પિતાના હાથમાં આપતાં બોલી કેઃ—ચંદ્રશંકરભાઇનો આમાં પણ કાગળ છે.

ચંદ્રશંકરે બીજો પણ એક કાગળ પિતાના સરનામે લખ્યો હતો.

" શાન્તા વાંચ. જોઉં છોકરો શું કરે છે ? !" વૃદ્ધ ગુણવંતરાયે કહ્યું.

શાન્તા વાંચવા લાગી:—

" પુજ્ય પિતાશ્રીની પવિત્ર સેવામાં—

આજ વીશ દિવસે આ પત્ર લખું છું. વચમાં મ્હારી પ્રકૃતિ છેક નરમ થઇ ગઇ હતી. જીર્ણ જ્વર શરીરમાં હમેશાં રહ્યા કરે છે. તાકાત ઘટી ગઇ છે. એક રોટલી ખાતાં પણ પેટમાં દુ:ખવા આવે છે. આંખોમાં ખાડા પડયા છે. અભ્યાસ થઇ શકતો નથી. ઘણી પેટંટ દવાઓ વાપરી પણ શક્તિ આવતી નથી. એક મ્હોટા દાકતરને શરીર બતાવ્યું તેણે તપાસી અભિપ્રાય આપ્યો કે—તમારે જીવવું હોય તો અભ્યાસ છોડી દેવો જોઇએ. આ ઉપરથી મ્હને પણ એમ લાગે છે કે—હું અભ્યાસ છોડી કંઇક ઉદ્યમે વળગું તો કદાચ મ્હારી તબીયત સુધરે. મેટ્રીકયુલેશનની પરિક્ષા હવે બહુ કઠિણ થઈ છે અને જોકે દર વર્ષે હજારથી દોઢ હજાર વિદ્યાર્થીઓ તેમાં પસાર થાય છે તો પણ મ્હારાથી તે પાર પડે તેમ લાગતું નથી. આપની સલાહની રાહ જોઉં છું.

આજ્ઞાંકિત.

ચંદ્રશંકરના પ્રણામ."

" નિર્ભાગી—નમાલી પ્રજા ! ! " ડોસાએ ઉપાડયું " મ્હેં આગળથીજ કહ્યું હતું કે ન્હાની ન્હાની વયમાં બચ્ચાંઓને પરણાવી તેમના કોમળ અવયવોના ચુરેચૂરા તમે લોકો કરી નાંખો છો ! જે વયમાં બાળકોને હજુ અભ્યાસ પૂરો કરવાનો હોય છે તેવામાં તેમને સંસાર વ્યવહારમાં જોડવાથી તમારૂં એકે કામ પાર પડતું નથી ! હીંદુ પ્રજા નષ્ટ થવા માંડી છે તેમાં મ્હોટે ભાગે બાળલગ્ન કારણરૂપ છે. હીંદુ પ્રજાની પાયમાલી માટે, બાળલગ્નો હરેક પ્રયત્ને બંધ કરવા પ્રયાસ નહિં કરનારા જવાબદાર છે ! જો તમારે ભીમ અર્જુન—કરણ—પૃથ્વીરાજ—પ્રતાપરાણા—જેવા કદાવર પુરૂષો દુનિયામાં પાછા જોવા હોય તો આ રાક્ષસી કુચાલ બંધ કરો !

હવે આ છોકરાની શી દશા ! પ્રભુ એને સાનુકૂળ થાઓ ! નવનીતરાય ! આજેજ જવાબ લખો કે એ અભ્યાસ બંધ કરે અને હરકોઇ ધંધામાં જેમાં એનું મન રૂચતું હોય તેમાં તે જોડાય !— "

ડોસાને શ્વાસ ચડયો. એમનાથી વધારે બોલાયું નહીં. દિવાનખાનામાં થયેલ રકઝકને લીધે એમની પ્રકૃતિમાં સહજ ફેરફાર થયો

હતો, તેમાં આવો કાગળ આવવાથી ઉમેરો થયો, અને એમને સહજ તાવ ચડી આવે તેવું જણાયું. ડોસાને સાચવીને ઉપર લઈ જઇ એક બીછાનામાં સુવાડયા.

" નવનીતરાય! તું કેમ ગભરાયલો લાગે છે ? " ડોસાએ કહ્યું.

" પિતાશ્રી ! " નવનીતરાયે કહ્યું " ચંદ્રશંકરને અભ્યાસ છોડાવી કંઈક ઉદ્યોગ કરવા આપે સુચના આપી પરંતુ ઉદ્યોગમાં તો કંઈક થાપણ જોઇએ, અને આપણી પાસે હવે કશું રહ્યું નથી."

" જાઉ સારૂં ! " ડોસાએ વચમાં કહ્યું " ગોપાળદાસને મ્હારી પાસે બોલાવી લાવજો. હું ગોઠવણ કરી આપીશ ! લખલૂટ ખર્ચ ગમે તે રીત્યે બંધ કરજો ! નાતીલા તો જોઇ લીધા છે ! તે કોઇના થયા નથી ને થવાના નથી. બાધારામ નજીકનો પિત્રાઇ છતાં તે તમારો થવાનો નથી—

ડોસાથી વધારે બોલતાં થાકી જવાયું. નવનીતરાયે દાકતરને બોલાવવા મોકલ્યો અને ગોપાળદાસને બોલાવવા પણ માણસ મોકલ્યું. કેસરકુંવર પણ મર્યાદાપૂર્વક આવીને ડોસાની સારવારમાં ભળ્યાં. ભાનુશંકર પણ રમતો રમતો દાદાના બીછાના પાસે બેઠો.

નણંદ અને ભાભી એક એકાંત ઓરડામાં ભરાઇ પેઠાં.

" ભાભી ! પેલો કાગળ બતાવો ! " શાન્તાએ કહ્યું.

સરલાએ કહ્યું " કાગળ તો જોવા નહીં મળે એનો સાર તમને કહીશું. "

" એમ કેમ વળી ? મારા ભાઇની તબીયત જાણવાનો મ્હારો હક નથી ? ! "

" છે; છે. પણ તે મ્હારા કાગળ ઉપરથી નહીં. વળી શાન્તા બ્હેન ! તમે ધારોછો તેટલી ચીંતા કરવા જેવું કંઇ નથી. "

સરલાએ કાગળનો અમુક ભાગ દબાવી રાખી શાન્તાને નીચે મુજબ એ કાગળમાંથી વાંચવા દીધું.

" મ્હારાથી અભ્યાસ થઈ શકતો નથી એનું કારણ કે મ્હારી વૃત્તિ હવે કંઈક ધંધા તરફ દોરાઇ છે. આપણા કુટુમ્બની સ્થીતિ હવે કોઈ પ્રકારની આવક વગર વધારે નીભી શકે તેમ નથી. માટે

હરકોઇ ધંધો કરવો એ નિશ્ચય ઉપર હું આવ્યો છું. મ્હારા પિતા મ્હારા આ ઇરાદાથી વિરૂદ્ધ છે. અને મ્હારે જેમ બને તેમ આગળ અભ્યાસ વધારી એક ધંધાદારી નહીં પણ એક મ્હોટા વિદ્વાન બનવું એવું ભૂત એમના મગજમાં ભરાયું છે. મારીકુટીને કોઈને દુનીયામાં વિદ્વાન બનાવાતો નથી. અભ્યાસ કરાવવાના દબાણુથીજ હું બીમાર પડયો છું. અને જોકે મ્હારી શારીરિક સ્થીતિ મ્હારા પિતાના કાગળમાં લખ્યા મુજબ અક્ષરસઃ ખરી છે તથાપિ તેમાં અતિશયોક્તિનો ભાગ રાખવામાં આવ્યો છે એવા કારણસર કે મને આ અભ્યાસની ધુંસરીમાંથી મુક્ત કરી મારી ઇચ્છાનુસાર ધંધે જોડાવવામાં મ્હારા પિતા સંમત થાય.

ધંધામાં થાપણુ જોઇએ તે માટે મ્હારા દાદાએ પોતાની કરકસરની ટેવથી ઘણું કરીને ગોપાળદાસ કાકા પાસે કંઇક દ્રવ્ય જમા મૂકયાનો મને સંપૂર્ણ શક છે.

આ કામમાં તારે મુંગે મુંગે મદદ કરવા માટે કુટુમ્બમાં મ્હારા માટે મ્હારા પિતા અને મ્હારા દાદાના શા વિચારો છે તે જાણી તેનો હેવાલ મને પૂરો પાડવાનો છે, કે જેથી મ્હારા ભવિષ્ય માટેનો રસ્તો હું સરલતાથી શોધી શકું.

એક સ્વદેશાભિમાની ગૃહસ્થ ધંધાને અર્થે થોડા વખતપર જાપાન જવાનો છે અને કેટલાક ઉત્સાહી યુવકોને સાથે લઈ જવા ઈરાદો રાખે છે. મ્હારી શારીરિક સ્થીતિ, અભ્યાસ છોડી ધંધે જોડાવવાના વિચારથીજ સુધરશે એવી મ્હને શ્રદ્ધા છે. ઉદ્યોગ–ઉમંગ અને આવક એજ પુરૂષની શારીરિક સ્થીતિ દાક્તરો અને દવાઓ કરતાં વધારે સંગીન પાયાપર લાવનાર છે. તને આ બધી હકીકતથી વાકેફ કરવાનું કારણ શબ્દોમાં લખવાની જરૂર છે? મ્હારી મરજી ઉપરાંત પણ વાસ્તવિક હકીકત ત્હારી આગળ રજુ કરવાની મ્હને જાણે ફરજ પડે છે! મ્હારાથી તે લખાઈજ જવાય છે. પ્રેમાળ દંપતિના વિશુદ્ધ સ્નેહને સર્વથા સહસ્ત્રવાર ધન્યવાદ હોજો! તું––

“બસ બ્હેન” સરલાએ કહ્યું હવે ત્યાંથી પાછો વાચવાનો તમને અધિકાર નથી થતો!”

શાન્તાએ કાગળ પાછો આપ્યો. મ્હારે તો માત્ર ભાભી! મ્હારા

ભાઇની પ્રકૃતિના સમાચાર જાણવા હતા—

એવામાં નવનીતરાય આ ઓરડામાં આવ્યો.

"બ્હેન, શાન્તા ! તમારે પણ પિતાશ્રીની પાસે રહેવાનું છે. ડોસા પાકુંપાન છે અને તેમના ક્ષણે ક્ષણે નીકળતા શબ્દો ઝીલી લેવા જેવા નીકળે છે. માતપિતાની વૃદ્ધાવસ્થામાં ચાકરી ઉઠાવવી એ તીર્થ-યાત્રા કરવા બરાબર છે. વહુ ! બેટા ! તમે પણ તેમની પાસે રહો એવી મ્હારી ઇચ્છા છે.

આજે બેસતા વર્ષના દીવસે થયેલા કલેશથી, એ કલેશથી ગુણ-વંતરાયના હૃદયમાં એક પ્રકારનો ઘા લાગવાનું જણાયાથી યુવાવસ્થામાં પિતાનાં કહેલાં સુવચનો તરફ અનાદર કરવાથી થતા પશ્ચાતાપથી અને દીવસે દીવસે ઘરમાં જણાતી નાણાંની ભીડથી, નવનીતરાયને એકાદ એકાંત ઓરડામાં બેસી હૃદય હલકું કરવું હતું એટલેજ એણે સરલા અને શાન્તાને ડોસા પાસે મોકલી દીધાં હતાં.

"અરેરે ! બાધારામ જેવા બેવકુફના કબજામાં હું કેટલો બધો ફસી પડયો હતો ! એ દુર્જન હવે મ્હને કેવી રીત્યે સતાવશે ! ચંદ્ર-શંકરને હું ઉદ્યોગ માટે નાણાં ક્યાંથી આપું ? ઘરની ભીડ હું કોને જણાવું ?" એમ બોલતો બોલતો એક ખુરશી પર પડી રહ્યો.

નવનીતરાયનું વય આશરે ૫૦ વર્ષનું હતું. યુવાવસ્થાના મ્હોટા ભાગમાં તે બાધારામના કબજામાં રહ્યો હતો તેથી તેના સસ્કાર જો કે બગડવા નહતા પામ્યા પણ, વખાણવા લાયક નહતા રહ્યા. ગુણવંતરાયને આથી વખતો વખત લાગી આવતું પરંતુ એનું અં-તઃકરણ એક સાધુ પુરૂષના જેવું નિર્લેપ હોવાથી તે સમાધાન કરી લેતો. ૪૫ વર્ષની વય સુધી નવનીતરાય નાતીલાઓ તરફથી અવાર નવાર ખર્ચ કરી વાહવાહ કહેવરાવવાની મ્હોટાઇનેજ કમાણી સમજતો હતો. માત્ર પાંચેક વર્ષથી તેના ખ્યાલમાં આવ્યું હતું કે—જ્ઞાતિ બંધુઓ જ્યાં સુધી અશિક્ષીત છે અને બાધારામ જેવા જ્યાં અગ્રે-સર છે ત્યાં સુધી જ્ઞાતિનો ઉદય કદીપણ થવાનો નથી અને વખતના પ્રમાણમાં જ્ઞાતિભોજનોનાં ખર્ચ ટુંકાં કરી સમયને અનુસરીને જન-સમુહના કલ્યાણને માટે દ્રવ્ય ખરચવું એજ ખરો મનુષ્ય ધર્મ છે. આથી પિતા પુત્રના સ્નેહમાં પાછી વૃદ્ધિ થઇ હતી અને આજના

બનાવથી એક ક્ષણભરની નવનીતરાયની ગેરહાજરી ગુણવંતરાયને લાગી આવતી હતી.

તેને આ હૅાલમાં આવી બેસવાને પાંચેક મિનિટ થઈ એટલામાં ગુણવંતરાયે બોલાવ્યો. નવનીતરાય પિતા પાસે ગયો. ગોપાળદાસ આવી પહોંચ્યા હતા અને ડોસા તેના કાનમાં કંઇક વાત કરતા હતા. નવનીતને આવ્યો જોઇ ડોસા બેઠા થયા અને થોડીવાર તાકીને નવનીતરાયના સામે જોઇ રહી બોલ્યાઃ-

એક કુટુમ્બમાં, એક ગામમાં, એક જ્ઞાતિમાં કે એક પ્રજામાં કલહ કોઇ દિવસ નઠારૂં પરિણામ આણ્યા સિવાય રહેતો નથી. મનુષ્ય જાતિનો સમજુ વર્ગ પણ આ વાત જાણે છે તે છતાં તેમાંથી મુક્ત રહેનારા વિરલાજ હોય છે. સંસારિક દુઃખો જરૂરનાં છે તે એક શિક્ષકની ગરજ સારે છે એમ માનતો હોવા છતાં પણ આજના બનાવે મ્હારી મરજી વિરૂદ્ધ મ્હારી રગે રગમાં ફેરફાર કરી દીધો છે તો પછી દુનિયાની જંજાળો અને ઉપાધીઓમાંજ સબડી રહેલા મનુષ્યોની શી સ્થિતિ ?

આ દેહ જ્યાં સુધી કલેશ રહિત હતો ત્યાં સુધી કંઇ ફેરફાર મ્હને જણાતો ન હતો. આજ કાલ સામાન્ય રીત્યે જીંદગી પચાસ સાઠ વરસનીજ થઈ પડી છે-એ માત્ર મનુષ્યોનાં પોતાનાં કૃત્યોનુંજ ફળ છે. પથ્યથી તે ધારીએ તેટલી લંબાવી શકાય છે. મ્હેં આજ ૯૫ વર્ષ સુધી કોઇ જાતની ઉપાધિ વગર જીવિત ટકાવી રાખ્યું છે. હવે મ્હને ફેરફારો સમજાય છે તેથી આ દેહ છે છે ને નથી. મ્હારે માત્ર એકજ વાત કહેવાની છે ને તે તમારે સૌએ માનવી એવી મ્હારી ઇચ્છા છે તે એક ગમે તે ઉપાયે ઘરમાં કે જ્ઞાતિમાં કલેશ થતો અટકાવજો. તમારૂં, તમારી જ્ઞાતિનું ને તમારી ભૂમિનું શ્રેય ઇચ્છનારાઓ ! તમે કલેશથી વિમુખ રહેજો !

એક વાત કહેવાની છે. ચંદ્રશંકરની વૃત્તિ કોઇપણ ઉદ્યોગ કરવા તરફ દોરાઇ હોય એમ મને ભાસે છે. અભ્યાસ તરફ લક્ષ નથી. ન્હાની વયમાં બાળકોનાં લગ્ન કરનાર માબાપોએ, તે છોકરાં અધવચમાંજ અભ્યાસ મૂકી દે તો તેમના માબાપોના કૃત્યનુંજ પરિણામ છે એમ સમજી તે માટે દિલગીર ન થવું જોઇએ પરંતુ એવાં બાળકોને તેમની

ઇચ્છાનુસાર ધંધો સુઝાડવા લક્ષ રાખવું. અને કુટુમ્બમાં ફરીથી ન્હાની વયમાં લગ્નો થતાં અટકાવવાં.

અમુક કુટુમ્બની કે દેશની પાછલી મોટાઇ કંઇ કામ આવતી હોય તો તે માત્ર તવારીખ માટેજ કામની છે એથી ફુલાઇ જઇ બીન જરૂરનાં ખર્ચ ન કરવાં જોઇએ. ચંદ્રશંકર કોઈ સારા ઉદ્યોગમાં જોડાય અને ધંધાને અર્થે થાપણની જરૂર પડે તો મ્હારા મિત્ર ગોપાળદાસ રૂપિઆ દશ હજાર સુધી આપશે. કરકસર કરીને એટલાં નાણાં મેં એમની પાસે જમા રાખેલાં છે—પરંતુ તે કોઇપણ જાતના ઉડાઉ ખર્ચમાં વાપરવા આપશે નહીં.

ડોસાને બોલતાં બોલતાં શ્વાસ ચઢ્યો. અને થોડીવારે તેમને ઉંઘ આવવા માંડી.

સરલા ડોસા બોલતા હતા તે વખતે ત્યાં ઉભીજ હતી. પોતાના ઓરડામાં જઇ એણીએ એક લાંબો કાગળ ચંદ્રશંકર ઉપર લખી કહાડ્યો. અને તેમાં ધંધાને માટે થયલી વાતચિત એના દિલાસા માટે વીગતથી લખી.

શાન્તાગવરીને કહીને નવનિતરાય પાસે પણ કાગળ લખાવ્યો. પણ તેમાં નવનીતરાયે ઉમેર્યું કે ધંધાને અર્થે પરદેશ જવું હોય તો જવા પરવાનગી છે, થાપણ જોઇશે તો હાલની કુટુંમ્બની સ્થીતિના પ્રમાણમાં મળી શકશે પરંતુ તબીયત તદ્દન પાયા ઉપર આવ્યા વગર જવાની રજા નથી.

જ્ઞાતિમાં ઉપસ્થિત થયેલ કલેશે ગુણવંતરાયના શરીર ઉપર દીવસે દીવસે વધારે અસર કરવા માંડી. બાધારામ બહાર જે કંઇ બડબડતો તે વાતો ડોસાના કાનપર આવતી; અને તેથી એને ઘણી માઠી અસર થતી. દાક્તરોની સારવાર છતાં માંદગીએ ગંભીર રૂપ પકડવા માંડ્યું. સરલા હમેશાં ગુણવંતરાયની માંદગીના ખબર ચંદ્રશંકરને લખી મોકલતી અને તબીયત સુધર્યા વગર જાપાન તરફ ન જવા, અને બની શકે તો દાદાની માંદગીમાં તેમને જોઇ જવા માટે તેનાથી આગ્રહ કરાઇ જવાતો.

થોડાકજ દિવસ પછી એક રોજ ગુણવંતરાયની સારવારમાં કુટુમ્બનાં બધાં માણસો ભેગાં મળેલાં હતાં તેવામાં એકાએક ચંદ્રશંકર

ત્યાંજ આવી ઉભો ! ચંદ્રશંકર એક પૌત્ર રત્ન હતું. તેના વિચારો ઘણા સારા હતા એ ગુણવંતરાય જાણવા પામ્યા હતા. એને બાલ્યાવસ્થામાંથી લગ્નની ગાંઠે જોડી દેવામાં એ વિરૂદ્ધ હતા, પરંતુ હીંદુ સંસારમાં એક નબળી પડતી હાલતના કુટુમ્બનો મોભો જાળવી રાખવા માટે બચપણમાંથીજ છોકરાંને ફસાવવાના અધમ રીવાજને માબાપોએ આધીન થવું પડે છે, એને ગુણવંતરાયને પણ તાબે થવું પડયું હતું. ચંદ્રશંકર ઉપર એમને અનહદ પ્યાર હતો. એ આવીને એમના પલંગ પાસે ઉભો તેવો તેને ડોસાએ જોયો. અને એમના ધારવા કરતાં ચંદ્રશંકરની પ્રકૃતિ સારી જોઈ એમને હૃદયના ઉંડાણમાં સંતોષ થયો. એમણે બેઠા થવા પ્રયત્ન કર્યો, પરંતુ દાક્તરે તેમ કરવા ના પાડી. એટલે તેમણે આંખમાં હર્ષાશ્રુ સાથે પાસે ઉભેલા પૌત્રના માથાપર હાથ મૂકયો. ચંદ્રશંકરની આંખમાં દાદાની પ્રકૃતિ જોઇ આંસુ આવી ગયાં, ગુણવંતરાયે ચંદ્રશંકરને છાતી સાથે દબાવવા પ્રયત્ન કર્યો અને બોલ્યોઃ—

"હવે ભલે કોઈ સારો ઉદ્યોગ કર; અભ્યાસને અને નોકરીને લીધે કુટુંબનો ઉદ્ધાર થવાનો નહીં. ઉદ્યોગ વગર હવે—"

દાક્તરે તેમને બોલતા અટકાવ્યા. અને ચંદ્રશંકરની હાજરીથી એમને વધારે લાગણી થાય છે એ જોઇ એને થોડો વખત ત્યાંથી ખસી જવા સુચના કરી.

ચંદ્રશંકર ત્યાંથી પોતાના ઓરડામાં ગયો. હર્ષથી પ્રફુલીત અંતઃકરણથી, સરલાએ એને વધાવી લીધો.

"મ્હને જાપાન મોકલવામાં સૌથી વધારે મદદ તો તમે કરી ગણાશે હો !"

ઉભરાઈ જતા હર્ષથી સરલા ચૂપ રહી.

"ખરેખર ! સર્વથા ધન્ય છે તમારા જેવાં સ્ત્રીરત્નોને, જેઓ પ્રસંગ આવ્યે પતિને મદદ કરતા થઇ પડી અર્ધાંગના શબ્દ ખરો પાડે છે !"

સહજ સ્મીત હાસ્ય સાથે સરલા નિરૂત્તર રહી.

"જાપાનના ઇતિહાસથી હું હવે વાકેફ થયોછું. ત્યાં રહેવા માટે પણ જોગવાઇ થઈ ગઈ છે. એક સ્વધર્માભિમાની ગૃહસ્થ સાથે જવાનું છે એટલે કોઇ તરેહની હરકત આવે તેમ નથી. અને હવે તમારી

મદદથી નાણાં સંબંધી રસ્તો પણ ખુલ્લો થયો છે—માટે હવે તમો કહો ત્યારે જવાનું રાખું.”

હવે કંઇક પણ બોલવું એ વિચારથી સરલાએ સહજ પૂછ્યું—

“જાપાનમાં સૌથી સારૂં શું બનતું હશે?”

“સાડીઓ!!!” ચંદ્રશંકરે જવાબ આપ્યો.

સરલા હવે હસી પડી:—

“મ્હેં સાડીઓ લેતા આવવાના હેતુથી નથી પૂછ્યું હોં! વારૂ તમારી પ્રકૃતિ જાપાન જેટલે છેટે જવા જેવી સુધરી છે?”

“હા. હવે માત્ર તમારી અને વડિલોની રજાનીજ જરૂર છે.”

એટલામાં ભાનુશંકર દોડતો દોડતો આવી મ્હોટાભાઇને ભેટી પડયો! શાન્તાબ્હેન પણ ભાઇને મળવા અહીં આવી.

આઠેક દિવસ રહી ચંદ્રશંકરે જાપાન જવા દાદાની રજા માગી. નવનીતરાય અને કેસરગવરીએ પુત્ર રત્નને ભરેલા અંતઃકરણવડે ન ચાલતે જાણે રજા આપી. દાદાને ઝાઝું બોલવાની મના કરવામાં આવી હતી છતાં તેમણે જા! સુખી થા અને કુટુંબને સુખી કર. વત્સ! તારો વિજય થાઓ! એવો મ્હારો આશીર્વાદ છે! યાદ રાખજે!

**परिवर्तिनि संसारे मृतःको वा न जायते**
**सजातो येन जातेन यातिवंशःसमुन्नतिम् ॥** *

સરલ પ્રકૃતિની, વિશુદ્ધ અંતઃકરણની નિર્દોષ અને પતિ પ્રત્યે સંપૂર્ણ શ્રદ્ધાપૂર્વક ભક્તી ધરાવનાર, સરલાએ આજના જેવી દુઃખી ઘડી અનુભવી નહતી. નાજુક પ્રકૃતી સાથે પતિને દૂરનો પ્રવાસ કરવાની વાતથી તેનું અંતઃકરણ ભેદાઇ જતું હતું. પતિ નીકળ્યો તેને જોઇ શકાય તેટલે સુધી તે જોઇ રહી.

ભાનુશંકર અને શાન્તાગવરીએ મુંબઇ સુધી, જઇ ભાઇને સફર ઇચ્છવા હઠ પકડવાથી તેમને મોકલવાં પડયાં.

ચંદ્રશંકરને મુંબઇથી ઉપડતાં બહુ બહુ તર્ક થયા. માંદગી ભોગવતા દાદાને. મોટા પુત્રને—જેના ઉપર કુટુંબ આશા રાખી

* સંસારની ઘટમાળમાં ઘણા જન્મે છે ને મરે છે-પણ તેજ જન્મ્યો કહેવાય કે જેના જન્મવડે વંશની ઉન્નતિ થાય છે.

રહ્યું હતું તેના જાપાન જવાથી ફાટતા હૃદયનાં માતા પિતાને, અને પોતાને અનુકૂળ રહેનાર ભક્તિયુક્ત પત્નીને અને હૃદયાર્દ્ર રૂદનથી ડસકાં ખાતાં ભાઇબ્હેનને હીંદમાં મૂકી, દૂર દેશમાં ઉદ્યોગ શોધવા જવું પડે છે તેનું કારણ માત્ર ઉડાઉ ખર્ચ—નાતમાં બતાવવાની જાહોજલાલી એજ તેને લાગ્યું. પરંતુ તે નાહિંમત નહતો. ભાઇ-બ્હેનને આશ્વાસન આપી, એક મીત્રની સાથે તેમને પાછાં ઘર તરફ મોકલી તે વિદાય થયો.

ગુણવંતરાયની માંદગી જોતજોતામાં વધી પડી. ચંદ્રશંકરને તેમણે રજા આપી. પરંતુ પુત્રના વિરહની વેદનાએ તેમના દરદમાં ઉમેરો કર્યો. દાક્તરે એમના બચવાની આશા મૂકી અને છેવટ કેટ-લાક દીવસની માંદગી પછી એમણે દેહ છોડયો, નવનીતરાયમાં બ્હોળા કુટુંબના નેતા થવા જેટલા ધૈર્ય અને હીંમતની ખામી હતી. ચંદ્રશંકર જેવા સાહસિક છોકરાની આ પળે જરૂર હતી. જ્ઞાતિના આગેવાનો તેમજ અન્ય સંબંધીઓ કુટુંબને ધૈર્ય આપવા માટે આવી મળ્યા. એને બાધારામ સાથે નજીકમાં સંબંધ બગડેલો હોવા છતાં ડોસાની દહનક્રિયામાં તેમજ પાછળથી તેણે આગેવાની ભર્યો ભાગ લીધો. આથી ભોળા નવનીતરાયને તેને માટે પાછા સારા વિચાર થયા. આ તકનો લાભ લઇ બાધારામે એક પ્રપંચમંત્ર ઓર અજમાવવા પ્રયત્ન કર્યો. ડોસાનો દેહાંત થયાને ચાર દીવસ થયા એવામાં તેણે જ્ઞાતિના કેટલાક "આગેવાનો" ને ભેગા કર્યા અને ગુણવંતરાય જેવા ધાર્મિક, ધનાઢ્ય, વૃદ્ધ ગૃહસ્થની પાછળ સમગ્ર જ્ઞાતિબંધુઓને કેટલાક દહાડા સુધી કુટુંબના વભા પ્રમાણે જમાડવાનો અને જ્ઞાતિમાં તેમનું નામ અમર રાખવા માટે દરેક ઘેર એકેક ત્રાંબાની ગોળી ઉપર એમનું નામ કોતરાવી લ્હાણું કરવા માટેનો અત્યાગ્રહ કર્યો ! નવનીતરાયથી એમ તો કહી શકાય તેમ નહતું કે અમારા કુટુંબની ધન સંબંધી મ્હોટાઇ હવે આવી રહી છે અને ઉડાઉ ખર્ચ કોઇ રીત્યે પોસાય તેમ નથી. કારણ કે વ્યવહારમાં સાચે સાચું કહી ખર્ચમાંથી બચી જવાના સ્વભાવથી તે જરાપણ ટેવાઇ ગયો નહતો. અને આ ઠેકાણેજ બાપ દીકરાના—નવનીતરાય અને ગુણ-વંતરાયના સ્વભાવમાં ફેર પડતો હતો. તોપણ ગુણવંતરાયના ઉપદેશના ભણકારા હજુ તેના કાનમાં વાગતા હતા અને તેથી તેણે એવો પોકળ

બચાવ કર્યો કે એક સટ્ટો કરવામાં હાલમાં તાજુંજ નુકશાન ખમવાથી તે વધારે શર્ચમાં ઉતરી શકે તેમ નથી.

"શી ગાંડી વાત ? ! ! મ્હોટા અવાજે બાધારામ બૂમ પાડી ઉઠયો "માબાપનો અવસર ફરી ફરીને આવે છે ? લાખો રૂપિઆ ખર્ચ થાય તો શું થઇ ગયું. ? બસ કુટુંબનો વળો પતીજ રહ્યો ? અલ્યા શું જુઓછો ? શા માટે ભેગા થયા છો ? ઉઠો અહીંથી ! એ તો માત્ર ડોસાની બે આંખોની શરમ હતી ! હવે શું છે ! ડોસી હયાત બેઠાં હત તો તે બે અક્ષર આવા સપુતને કહેત—

"બાધારામભાઇ ! બહુ બોલવાનું કામ નથી—નવનીતરાયે કહ્યું.

"હવે બેસ ! બેસ !" બાધારામ બબડી ઉઠયો ! તેં શાનો સટ્ટો કર્યો છે ? અને શાની ખોટ ગઇ છે તે તો સમજાવ ! લાખોની દોલત રળી તારે માટે ડોસા મૂકી ગયા તે પાછળ આવું કરવા માટે ? દીકરા શા માટે લોકો ઇચ્છે છે !"

નવનીતરાયને સહજ શૂર ચઢયું. એટલે એનાથી સત્ય છૂપાઇ શકયું નહીં:—

"પણ મ્હારી પાસે હાલ નાણાંની સવડ તો નથીજ"......
"નવનીતરાય પાસે નાણાં નથી ? એ કોઇ માનો છો ? બોલો ભાઇ !"

"નથીજ સાચું કહું છું."

તો માબાપના અવસર માટે નહીં તો પછી ઘરના દાગીના શા કામે આવવાના છે ?"

"દાગીના વેચી કારજ કરવાની ડોસાએ સાફ ના પાડી છે..." આબરૂ સાચવવા તરફડીયાં મારતો નવનીતરાય બોલી ઉઠયો.

"બહુ સારૂં, તો આ જુની પુરાની હવેલી ઉપર હું દશ હજાર હાલ આપું છું"—બાધારામે અભિમાનથી ગર્જના કરી.

"આપો બાધારામ ભાઇ ! પણ કુટુંબની આબરૂ નહીં જવા દેવાય." એક જણ બોલી ઉઠયો.

કેટલીક રકઝક પછી બાધારામે હવેલી ઉપર દશ હજાર ધીરવા એમ ઠર્યું અને બાધારામની યોજના મુજબ બધી તૈયારી થવા લાગી ! ડોસાને સૌ ભૂલી ગયા જેવું જણાયું અને પકવાન બનાવવાની તૈયા-

રીઓ ચાલી અને લ્હાણુા માટેનાં વાસણો ખરીદાવા લાગ્યાં. નવનીતરાયે જાણ્યું કે ગમે તેમ કરી કુટુમ્બની આબરૂ સચવાઇ રહી અને બાધારામે જાણ્યું કે દુશ્મનને ઠીક સપાટામાં લીધો છે.

*　　　*　　　*　　　*

લાડુ ઉડી રહ્યા કેડે સુમારે છ એક માસ વીતી ગયા એટલે બાધારામે નાણાં માટે ઉઘરાણી શરૂ કરી. નાણાંની કશી પણ જોગવાઈ ન હતી. ભવિષ્યનો કમાઉ દીકરો હજુ તો દેશાવર અભ્યાસ માટે ગયલો હતો. ઘરના તમામ દાગીના એક પછી એક ખર્ચમાં ઉપડી ગયા હતા માત્ર કેસરગવરી અને સરલા પાસે પોતાના સ્ત્રી ધનના દાગીના શિવાય એકે દાગીનો ન હતો ! મ્હોટા કુટુમ્બની માલમતામાં ત્રણુસેં વર્ષની જરી પુરાના હવેલી શિવાય કશું ન હતું.

બાધારામની નાણાંની માગણી હવે કઠોર શબ્દોમાં થવા માંડી. નવનીતરાયથી તે સહન થઈ શકી નહીં, અને ઘણે વખતે તે નીરૂત્તર રહેતો. છેવટ વૈરની લાગણીથી દોરવાતા બાધારામે નવનીતરાય ઉપર દાવો કર્યો અને જંગમ મીલકતથી તેમજ હવેલીથી નાણાં વસુલ કરવાનું હુકમનામું મેળવ્યું.

આ વખતે જ્ઞાતિના થોડાક સમજુ માણસો વચમાં પડયા અને બાધારામને સમજાવી કોઇ રીત્યે તેના મનનું સમાધાન કરી હુકમનામું બજાવવા માટે પતાવટ થાય ત્યાં સુધી રાહ જોવા તેને ઘણું ઘણું સમજાવ્યો પરંતુ કોઇ ઉપદેશ તેના કાનમાં પડયો નહીં. બાધારામની આગળ કોઈથી માથું ફેરવીને બોલી શકાયું નહીં.

બાધારામે બજવણીનો હુકમ મેળવ્યો અને બેલીફે નવનીતરાયની હવેલીમાં માણુસો પેસાડયાં. અને પ્રથમ જંગમ મીલકતમાં દાગીનાની તપાસ કરાવવી શરૂ કરી. આજેજ આ મ્હોટા આબરૂદાર કુટુંબનો ભરમ ખુલ્લો થવા પામ્યો કે—ઘરમાં કંઇ પણ રોકડ કે દાગીનો નથી. આ વાત કોઇથી માની શકાય તેમ ન હતું. કેસરગવરી, શાન્તા અને સરલા ને ભાનુ સાથે નવીનરાયે બે ચાર દિવસ અગાઉ નજીકના ગામમાં એક સગાને ત્યાં મોકલી દીધાં હતાં........આ ત્રાસદાયક બનાવ તેઓ જુએ એ નવનીતરાયથી સહન થઇ શકે તેમ ન હતું.

બાધારામે નવનીતરાય ઉપર પૂરેપૂરૂં વેર વાળવા અને આ કુટું-બની પૂરેપૂરી આબરૂ લેવા જ્ઞાતિના તેમજ ગામના સંખ્યાબંધ લોકાને હવેલીમાં બોલાવ્યા--જે હવેલીમાં બેસી જ્ઞાતિબંધુઓએ મિષ્ટાન્ન ઉડાવી સોનાની કંઠીઓ દક્ષિણામાં એક વખત લીધી હતી તેના તેજ અજબ દુનિયાંના લોકો આજે એજ કુટુંબની ફજેતી જોઇ હસવા લાગ્યા!

સુમારે પાંચસેક માણસ હવેલીમાં દાખલ થયું હતું. જે મજલા ઉપર તપાસ ચાલતી હતી તે ઠેકાણેની ભીંતો ઉપરથી કાંકરીઓ પડવા લાગી! બેલીફે પોતાનાં માણસોને લાગલગાં નીચે ઉતારી મૂક્યાં અને હવેલી અંદરનાં તમામ માણસોને પણ નીચે ઉતરી જવા કહ્યું. એટલામાં તો બેલીફની-જ્ઞાતિના લોકોની-અને સમગ્ર જનમંડળની મ્હોટી અજાયબી વચ્ચે થોડીકજવારમાં કરરરર ભૂઉઉઉઉસ! કરીને આ મોટી હવેલી ઉપરથી ગરી પડી!! સારા નસીબે કોઇને ઇજા થવા પામી નહિ. નીચે જમીન ઉપર ઇટાળા, નળીયાં, પથરા લાકડાંનો મ્હોટો ડુંગર રચાયો! શેરી વચ્ચેનો રસ્તો બંધ થયો,

નવનીતરાય તો તદ્દન સ્તબ્ધ બની ગયો! તેનાથી કંઇપણ બોલી શકાયું નહીં. એક ભલા પડોશીને ત્યાં એને ઉતારો લેવો પડયો.

બાધારામ પાસે કંઇ ઝાઝી મીલકત ન હતી. કારણ કે તે પણ આબરૂની ખાતર ખર્ચ રાખતો, અને સો કમાય તો સો ખર્ચવા પડતા. રૂશવતો લેતો તેમાં ભાગીદારોને ભાગ આપવો પડતો. દશ હજાર તેણે હવેલી ઉપર ધીર્યા હતા. તેમાં ચાર હજાર બીજાના દેવા કર્યા હતા. માત્ર દુશ્મનની હવેલીના અંદર દાગીના હોય તો તે અને છેવટે હવેલી કબજે લેવાની એની દાનત હતી. તેથી નવનીતરાય કરતાં એને તો મ્હોટો વજ્રપાત થયો. એનું ચીત ભ્રમીત થઈ ગયું. અને છેક ગાંડો બની ગયો.

હવેલી ગરી પડયાને સુમારે બે મહિના થયા હશે એવામાં એક રોજ નવનીતરાય એ ખંડેરમાં ફરતો હતો. તેની આંખમાં આંસુ હતાં. ગુણવંતરાયનાં ગુણીયલ વચનો તેને આ વખતે યાદ આવ્યાં હતાં. અને ગુણવંતરાય ઘણે ભાગે જે ઓરડામાં નીચે સુઇ જતા હતા તે ઠેકાણે તે આંટા મારતો હતો તેવામાં તેના પગમાં એકાએક ઠેસ વાગી! જે પત્થરની ઠેસ વાગી એમ તે ધારતો હતો તે પકડી ફેંકી દેવા જતો

હતો પરંતુ તે પત્થરને બદલે તેના હાથમાં કાળા લોખંડના મુઠાના આકારનું કંઇક ભાસ્યું ! અને તે તેનાથી જમીનમાંથી ઉપાડી ફેંકી શકાયું નહીં. વધારે તપાસતાં તે પત્થરનો મૂઠો માલમ પડયો ! ખાતરી કરાવી જોતાં માલમ પડયું કે તે ભોંયમાં દાટેલી એક તીજોરીનો મૂઠો હતો ! નાતવાળામાં આ વાત પ્રસરતાં કેટલાક ભેગા થયા ! ગાંડી દુનિયાં ! પાછા તેના તેજ લોકો મદદ કરવા લાગ્યા ! ખાડો ખોદી તીજોરી બહાર કહાડી જોતાં તેમાંથી આશરે પચાસ હજારના દાગીના જુના દસ્તાવેજો ગુણવંતરાયના પિતાના હાથના કાગળો વગેરે મળી આવ્યું.

* * * *

નવનીતરાયના આનંદનો પાર રહ્યો નહીં. કુટુમ્બને જે સગાને ત્યાં મોકલી દીધું હતું ત્યાંથી બધાંને પાછાં બોલાવી લીધાં ! અને જૂની હવેલીની જગોએ એક ન્હાનું સરખું ઘર બંધાવવું શરૂ કર્યું. એ અરસામાંજ ચંદ્રશંકરનો જાપાનથી કાગળ આવ્યો કે–દીવાસળી બનાવવાના કારખાનાને લગતી સંપૂર્ણ માહિતી મેળવીને થોડા દિવસમાં હીંદ તરફ વિદાય થવાનો છે. એક વખતનું સુખી કુટુંબ સંપૂર્ણ દુઃખનો અનુભવ મેળવી પાછું આનંદમાં આવી ગયું.

**રસિક**—ખરોખર છે ! ગુરૂદેવ ! બાળલગ્નો તો એકદમ બંધજ કરી દેવાં જોઇએ. આ કામ જ્ઞાતિઓ ધારા પસાર કરીને કરે તે કરતાં દરેક વ્યક્તિ પોતાનો સ્વાર્થ સમજીને વર્તે તો વધારે સારૂં થઇ શકે તેમ છે. જ્ઞાતિઓની આપસ આપસની મારામારી બંધ થવી એની સંપૂર્ણ કેળવણી ફેલાય ત્યાં સુધી વાટ જોવાની રહે છે. કરજ કરીને પણ વરા કરવાનો કુચાલ, હાલના તો નહીં પરંતુ ભવિષ્યના કેળવાયલા ભૂદેવો, પોતાનો તેમ કરવાનો ધર્મ સમજી, ત્યજી દેશે. આધુનીક નિરક્ષરભૂદેવોને જીવ્હાલૌલ્યં ઉપર મનોનિગ્રહ બીલકુલ નથી–અને જીંદગી ગાળવાને માટેનાં અન્ય સાધનોને અભાવે તેવા મનોનિગ્રહની અપેક્ષા પણ શી રીત્યે કરી શકીએ ?

**સચ્ચિદાનંદ**—સત્ય છે. તેં જીવ્હાલૌલ્યં શબ્દ વાપર્યો તે પરથી મ્હને એક વાર્તા બીજી વંચાવવા ઇચ્છા થાય છે પરંતુ તે હવે કાલે.

---

દિવસ ૬ ઠો.

**સચ્ચિદાનંદ**—ભાઇ, રસિક, લે. આ આપણા ભૂદેવોનું જીવ્હા-લૌલ્યનું દૃષ્ટાંત.

**રસિક**—( વાંચે છે. )

# कातरीयानां पोथां के दोलतनो भंडार ? ! !





ઠાઇપણુ જાતના પુરૂષાર્થની સાથેજ, લાગલગી જેને નફાની આકાંક્ષા હોય છે તેવી પ્રજાનો ઉદય હજુ છેટે સમજવો. કહેવામાં આવે છે કે ગુજરાતીઓ સાહસીક છે; આફ્રિકા, સીલોન, બરમામાં વેપારને માટે જઈ વસ્યા છે. પરંતુ તે કેટલા ? ગુજરાતની પ્રજાનો મ્હોટો ભાગ તો હજુ સુસ્ત છે તે માટેનું નીચેનું દૃષ્ટાંત લખનારના પોતાનાજ શબ્દોમાં ટાકું છું:—

મુંબઇ જેવી મ્હોટી નગરીમાં, સેંકડો પાસ થયેલા દાક્તરોનાં દવાખાનાં છતાં, મ્હારા દાદા ગામડી વૈદ્યનો ધંધો ખેડી ખાતા હતા. એમની જીંદગીમાં, એ ધંધામાંથી એમણે કંઇ ઝાઝું પેદા કર્યું નહતું; માત્ર થોડાંકજ વર્ષ ઉપર એક ખોજા ગૃહસ્થે એમની મારફતે, કેટલીક દેશી વનસ્પતીઓ ઓળખી કહડાવીને તે મ્હોટા જથામાં ગુજરાત અને કાઠિયાવાડમંથી મંગાવી નજીવા ભાવે ખરીદી લેવાનું શરૂ કર્યું હતું, તેમાંથી કંઇક રકમ એમણે ભેગી કરી હતી, અને તેથી વૃદ્ધાવસ્થામાં એમને સંતોષ રહેતો હતો.

ઝાડપાલાનાં મુળીયાં પછવાડે જીંદગી ભરની મજુરીએ ઉત્પન્ન કરેલ કંટાળાને લીધે, ફક્ત વખત વીતતાંની સાથેજ અમુક રકમ હાથમાં આપનારી " **નોકરી** "નો એમને મોહ લાગવાથી, મ્હારા પિતાને થોડોક અંગ્રેજી અભ્યાસ કરાવી તેમણે નોકરીમાં જોડી દીધા હતા. અને અમારા કુટુમ્બના વભા પ્રમાણેનો દરમાયો એમને મળવા લાગ્યો, એટલે તો મ્હારા દાદાએ, વૈદ્યને લગતાં કેટલાંક પોથાં કાતરીયાપર ફેંકી દેવડાવી, ચાલીમાં એક બાંકડાપર " ફતેહભરી જીંદગીના

પરિણામે, મરણથી નીડર રહી ઇશ્વર સ્મરણમાં કાળ વ્યતિત કરતા" બેસી રહેતા.

થોડાંકજ વર્ષના નોકરીના અનુભવે, મ્હારા પિતાને બતાવી આપ્યું કે, એક સામાન્ય વ્યાપારની સાથે સરખાવતાં, સારી આવક વાળી નોકરી પણ એક પ્રકારની ગુલામગીરિ છે. મ્હારા પિતાના શેઠની ભલાઇ, નોકરીના દરમાયાની આવક, અને એ નોકરીને લીધે વધતી જતી લાગવગ વગેરે સંજોગો જોતાં પણ મ્હારા પિતા એક નોકરની જીંદગીને વખોડી કહાડતા. અને એમાંથી છૂટા થઇ એક સાધારણ વ્યાપારી બની જાત, પરંતુ એમની ઉમર પચાશ વર્ષની થવા આવી હતી. અને વળી અમારા કુટુમ્બમાં વડિલની આજ્ઞા મુજબજ વર્તવાનો અસ્ખલિત નિયમ ચાલ્યા કરતો હતો, એટલે મ્હારા પિતા મ્હારા દાદાની વૃત્તિને અનુસરવામાંજ ધર્મ સમજતા હતા. તોપણ મ્હને તો એક વ્યાપારી બનાવવા તે અંતઃકરણથી ઇચ્છતા હતા અને તે માટે મ્હારા દાદાને પણ પોતાના મતમાં લાવવા પ્રયત્ન કરતા. સત્તરમે વર્ષે હું મેટ્રીકયુલેશનમાં પસાર થયો ત્યાં સુધી તે મ્હારા દાદાને પોતાના મતમાં લાવી શકયા નહીં અને મ્હને લાગલગો, વૈદ્યકીય કોલેજમાં દાખલ કરવામાં આવ્યો. આથી મ્હેં અનુમાન કરી લીધું કે દાકતરની પરિક્ષા પસાર કર્યા બાદ મ્હને પણ કોઇ નોકરીમાં જોડી દેવામાં આવશે. "વ્યાપાર" અને "ઉદ્યોગ" "અખુટ દોલત મેળવી" વગેરે મ્હારાં સ્વપ્નાં કદાચ હવે તો મ્હારા દાદાથી માંડીને ચોથી પેઢીએ ખરાં પડે !

અમારા ઘરની અંદરના કાર્યભારનાં દીગદર્શન વગર વાંચકને આ વાર્તામાં પ્રવેશ કરાવ્યો કહેવાશે નહીં, વ્યવહારનો બોજો મ્હારા માતુશ્રી વહન કરતાં હતાં; અને તે એવી રીત્યે ચલાવતાં કે પુરૂષવર્ગને તેમાં જોવું પડે તેમ ન હતું. થોડી આવકમાં, કંઇક વૈભવ સાથે સુખી જીંદગી ગાળવા જેવી યોજના, એક નવલ કથાનાં પાનાં ને તો સહજમાં દીપાવી શકે પરંતુ તેથી અધીક મ્હારાં માતુશ્રીની સુવ્યવસ્થા પ્રત્યક્ષ અમારા જોવામાં આવતી, એક અદ્વીતીય ગૃહિણી તરિકેની એમની સુકીર્તીથી, અને મ્હારા દાદા અને મ્હારા પિતાની સાત્વિક–સાધુ વૃત્તિથી, અમારી જ્ઞાતિના એક આગેવાન ધનાઢ્ય ગૃહસ્થે, પોતાની સુશિક્ષિત પુત્રીનું વેવીશાળ મ્હારા સાથે કર્યુ હતું. જ્ઞાતિના એક

અગ્રેસરની સાથે ભવિષ્યમાં થવાના સંબંધને લીધે, મ્હારા દાદા વાજબી રીતયે ફુલાતા હતા. કારણ કે અમારી જ્ઞાતિમાં ઝઘડા બહુ ચાલતા હોવાને લીધે પૃથક પૃથક તડ પડી ગયાં હતાં. આપસ આપસમાં કલેશ પરસ્પર દ્વેષ અને કુસંપને લીધે અમારી જ્ઞાતિ ગુજરાતમાં મશહુર છે અને અમારા કુટુમ્બમાં એવી તકરારોમાં ભાગ લેનાર કોઇ ન હોવાથી, જ્ઞાતિનું સુકાન પોતાની મુઠીમ રાખનાર ગૃહસ્થ જોડેનો સંબંધ, અન્ય સંજોગો જોતાં ઇચ્છવા યોગ્ય હતો.

આવકની હદ બાંધી લેનાર શ્રાપિત નોકરી વડે નીભાવ કરનાર મ્હારા પિતાને, ઉપરોક્ત ગૃહસ્થના ધનમાં સહજ લોભ લાગ્યો હતો. મ્હારી સાથે જે તેની પુત્રીનું એ ગૃહસ્થે વેવીશાળ કર્યું તે સિવાય તેને કંઇ સંતાન નહતું અને એ ગૃહસ્થે જીંદગીભરની “શેઠાઇ,” “પટલાઇ” ( કે ગલકટાઈ! ) થી પ્રાપ્ત કરેલ દ્રવ્યનો વારસો મ્હને મળે એથી એ ફુલાતા હતા! ગૃહકાયભારનો અસહ્ય થતો બોજો ઉપાડવામાં મદદગાર મળવાની લાલચથી મ્હારાં માતુશ્રી મગ્ન થતાં હતાં. અને હું શું કરતો હતો? મ્હારી ભવિષ્યમાં થનાર પત્નીના લાવણ્યની કીર્તી, કૉલેજમાં એના સદવર્તનની છાપ, અને મ્હારા જેવા ઉદ્યોગને ચ્હાનાર, સાહસ ઉપાડી હુન્નરનાં કારખાનાં દેશમાં વધારવા બુમો પાડનાર, અને સ્વદેશી હલચાલના હીમાયતીનેજ લાયક પત્ની એને–અને માત્ર એનેજ ઘડવામાં આવી છે એમ કુદરતી રીતેજ–વગર પ્રયાસે ઉત્પન્ન થતી–પ્રારબ્ધેજ જાણે યોજેલી, મ્હારી માન્યતા, મ્હને મગરૂર બનાવતી હતી.

મ્હારૂં વેવીશાળ થયા કેડે થોડે માસે, અમારા વતન કાઠિયાવાડમાંથી મ્હારા એક થોડે દૂરના સગાને ત્યાં તેના વૃદ્ધ પિતાનું મૃત્યુ થયાના ખબર આવ્યા. કહેવાની જરૂર છે કે અમારામાં દૂરના કે નજીકના કોઇ સગાને ત્યાં મરણ પ્રસંગે રડવા કૂટવાની જંગલી ધમચકડીમાં બૈરાં ભાગ લેવા ન જાય તો તેનાં ઘરનાં ને બહુ સારૂં લાગે છે? “**હીંદુઓમાં રડવા કૂટવાની ઘેલાઇ**” એ વિષય ઉપર તમો ચાર કૉલમ ભરી એકાદા પેપરમાં ચીતરો તેથી શું? કદાચ તમે એ વિષય પર એક પુસ્તક લખો તોપણ શું એ ઘેલાઇ અમે તેથી છોડીશું? કદી નહીં! જૂના રિવાજ ગમે તેટલા હાનિકારક હોય તો પણ તેને વળગી રહેવું એજ અમારી કોમનો એક મ્હોટો

ગુણ. એકદમ છોડી દેવા એ કંઈ જેવી તેવી વાત છે ? અમારામાં બુદ્ધીઓએ પોતાના ડહાપણમાંથી ઉત્પન્ન કરેલ શાસ્ત્રના નવા સિદ્ધાંતોએ, રાનાડે,–કરસનદાસ–મલબારી—નત્રાજન–ભાંડારકર—સર સયાજીરાવ– –તેલંગ–ચંદાવરકર–મહીપતરામ જેવાના સબળ પ્રયત્નોને હંફાવ્યા છે: એ સિદ્ધાંતો સાથે તે ગમે તેવા હોય તો પણ અમારે ઘણા વખતની ગાઢ મૈત્રી જામી રહેલી છે એ અમે એકદમ વગર વિધીએ ત્યજી દઈએ ? લોખંડને ચડેલો કાટ પણ કેરોસીન તેલ માગે છે–ત્યારે તે જાય છે. તો પછી લાખો મનુષ્યોમાં, સેંકડો વર્ષથી જામેલો આ કાટ પૂરતા ઉપદેશ, કેળવણી, અને પોતાને ત્યાં પ્રસંગ આવ્યે વ્યવહારૂ જાહેર હિમતના પ્રત્યક્ષ દાખલા સિવાય જઈ શકશે ?

અમારા કુટુમ્બમાંથી મ્હારાં માતુશ્રીને રડવાકુટવા, અને પછીથી જમવાની ગુંએસમાં સામેલ રહેવા અમારે મોકલવાં પડયાં. અમો લોકો કોઇ મરી જાય એટલે પ્રથમ થોડાકજ કલાક સ્વાભાવિક રૂદન કરીએ છીએ—પછી કેટલાક દિવસ ઢોંગ કરી રોઇએ છીએ. અમે બારમે તેરમે રોજ મરનારના “ કારજ ” ના નામના લાડુ કરી અન્ય બ્રાહ્મણોને જમાડતા નથી, પણ અમો પોતેજ જમી લઇએ છીએ ! રડવાથી ઉત્પન્ન થતી દિલગીરિ, અને જમવાથી ઉત્પન્ન થતો સંતોષ, એ બન્ને મળી સરભર ખાતું થઇ જાય, એટલા માટે એમ યોજાયું હશે—એક બાળક રડે છે તે પછી એને સાકરનો કાંકરો આપીએ છીએ, એ દાખલાને ન્યાયે, આ યોજના બુદ્ધીઓએ રચી હોવી જોઇએ. અમુક મરનારની સદ્‌ગતિ નિમિત્તે મનુષ્યોને ભોજન આપી એના આત્માનું શાંત્વન ઇચ્છવું એ સર્વથા ઉચિત અને આવશ્યક હશેજ, પરંતુ હાલમાં માથે કરજ વેઠીને પણ અમારામાં મરનાર પાછળ જે મોટાં મોટાં ભોજનો અપાય છે, અને જેમાં બાંધેલા વ્યવહારને આધીન રહી અમોના અમો જમીએ છીએ તે મરનારને અને કરજ કરનારને કયાં ઘસડી લઇ જાય છે તેનો અમે કશોજ ખ્યાલ કરતા નથી.

આપણો હિંદુસ્તાન દેશ ગરીબ છે. તેમાં પણ અમારી જ્ઞાતિ વધારે ગરીબ છે. પરંતુ અમારા કુટુમ્બમાં મૃત્યુ થાય તે વખતે અમારી એ ગરીબાઇને છૂપાવી રાખવા અમે બહુ અચ્છી રીત્યે ટેવાયા છીએ ! તે વખતે અમારા જેવો જ્ઞાતિમાં કોઇ ધનવાન નથી એમ

બતાવવાનો અમારામાં " **રિવાજ** " પડેલો છે અને અમો લોકો **બુદ્ધિમસ્તિકજન્યમહાનદેવતા** " **રિવાજ** " ના જ પુજારી છીએ. માત્ર એવે ટાણે અમને કોઇપણ ધીરનાર જોઇએ ! પછી બસ ! અમુક રિવાજ હાનીકારક છે એ વીષે બુઢ્ઢાંઓ અમને બોલવા નથી દેતાં ! એ બાબતની પૂછપરછને અધર્મ ગણાય છે.

ઉપરના નિયમ મુજબ અમારા ગરીબ સગાએ અમારા વતનમાં પોતાના પિતા પાછળ નાતવરાની તવંગર ધમાલ મચાવી મુકી હતી. આ શેખચલ્લીએ ભારે રકમનું કરજ કરીને આખી જ્ઞાતિ જમવા તેડી હતી અને તેમાં લાડુ પીરસાતાં મારામારી થઈ ! અમારી નાતમાં જમણવારો દરમ્યાન મારામારી થવી એ તો સવાર પછી સાંજ પડેજ પડે એટલીજ માત્ર અજાયબી પમાડનારી બાબત છે. કાઠિયાવાડના ગામડામાં અશિક્ષિત ગામડિયાઓની મારામારી ! પછી એમાં પૂછવું શું ? હથીઆરોમાં પથરા અને મુક્કા ! વખતે લાડુ અને લાતો ! અમારી આ જ્ઞાતિના જમણના પ્રસંગે, મ્હારી જીંદગીનું રૂપાંતર ન બનાવી દીધું હત તો તેમાં થયેલ લડાઇનું વિવેચન કરવાની મ્હારે બીલકુલ જરૂર ન હતી. મારાં માતુશ્રીના માથામાં એક સખ્ત પત્થરનો ઘા વાગ્યો ! માથામાંથી પુષ્કળ લોહી તૂટી પડયું ! દીકરો દાકતર ! સસરો વૈદ્ય ! પણ તે બન્ને દેશાવરમાં ! ગરીબ મ્હારાં માતુશ્રીની શી દશા થઇ હશે ? તાર આવ્યો તે ઉપરથી અમે જાણવા પામ્યા કે તે ધનુર્વાથી બીજેજ રોજે ત્યાં ગુજરી ગયાં ! મ્હારા પિતા લાચાર બની ગયા ! ઘરનો સુત્રધાર જવાથી મ્હારા દાદા ઘેલા જેવા બની ગયા: આ બનાવ બન્યા પછી ત્રણે દિવસે આ હું લખું છું, તોપણ તે વાત સંભારતાં મ્હને કંપારી છૂટે છે.

અવદશા આવે એટલે દુઃખો સામટાં આવે છે. અમારી જ્ઞાતિના અગ્રેસર સાથે ભવિષ્યનો અમારો જે સંબંધ બંધાવાનો હતો અને જેને લીધે અમે બહુ મગરૂર બન્યાં હતાં, તે મગરૂબી પણ નજીવા ટુંકા આયુષ્યવાળી નીવડી ! કારણ કે અમારી જ્ઞાતિની શેઠાઇને અંગે કરવામાં આવતા " **નિંદ્યકર્મો** " થી બની રહેલા કઠોર હૃદયવાળા તે અગ્રેસરે, મ્હારી સાથે તેની પુત્રીનું વેવીશાળ કરવાનો વિચાર તેણે માંડી વાળ્યો છે એવું મ્હારાં માતુશ્રીના મરણથી રડતા, મ્હારા પિતાને કહેવડાવી દીધું ! એ નિંદ્ય કર્મોની લાંબી નોંધ,

વાંચકો આગળ રજુ કરતાં મ્હારે સંકોચાવું પડે છે. એ નિબંધકર્મો વાચકોએ જાણવાં તો જરૂરનાં છે પરંતુ એથી એમના અંતઃકરણમાં મલીનતાનો આવિર્ભાવ થવાની મ્હને દહેશત રહે છે. અમે લોકો વાંધો ઉઠાવીએ તે પહેલાં તો એ અગ્રેસરે અમને કહેવડાવી દીધું કે અમારી " જ્ઞાતિમાં તો એમ થતું આવ્યું છે—અને કદાચ્ ન થતું હોય તોપણ આ રાંકાંની જ્ઞાતિમાં તૈમુર–ઝાર ઔરંગઝેબ મ્હારા સિવાય કોઇ દેખો છો ? "

આ સ્થળે વાંચનારને અમારી જ્ઞાતિનું નામ જાણવાનું સ્વાભાવિક કુતુહલ ઉત્પન્ન થાય તો ક્ષમા કરવી. અમારી વ્હાળી જ્ઞાતિમાં સેંકડો ધનાઢયો, કવચિત્ પરોપકારી ગૃહસ્થો, વિદ્વાનો, પત્રકારો, ભાષણકારો હયાત છતાં, જ્ઞાતિમાંનાં હજારો મનુષ્યોનું પશુવત્ જીવન ગળાતું જોઇ એક કુટુમ્બનું કલંક છુપાવવા પ્રયત્ન કરનાર મનુષ્યના જેવી લાગણીઓથી અનાયાસે મ્હારે દોરાઇ જવું પડે છે. કૂમળાં બાળકોના નાજુક અવયવોને ભૃષ્ટ સ્થીતિના કરી નાંખી એક મહાન શત્રુના સૈન્ય કરતાં અધીક પ્રચંડરૂપે સંહાર વાળી રહેલ **બાળલગ્ન** રૂપી રાક્ષસ, જે જ્ઞાતિમાં મહાન કેર વરતાવી રહ્યો છે, અને જે રાક્ષસે બાળવિધવાઓની હદપાર સંખ્યા વધારી મૂકી દેશની દયાજનક સ્થીતિ કરી મૂકી છે, જે જ્ઞાતિમાં કેટલેક સ્થળે, એક ધાર્મિક જીવન ગાળનાર સામાન્ય સ્થીતિના કુટુમ્બને પોતાના દિકરાને પરણાવતાં હજારથી દોઢ હજાર સુધી રૂપિઆ કન્યાના બાપને વિક્રયના આપવા પડે છે, અને વળી કેટલેક સ્થળે માત્ર ઉચ્ચ કુળના પોતાને કહેવડાવવાથી—પછી ગમે તેમ વર્તતા હોય તોપણ—હીંદુધર્મની મર્યાદા સુદ્ધાં ઓળંગી ગયેલાં કેટલાંક કુટુમ્બોમાં, એક ઉપર બીજી અને બીજી ઉપર ત્રીજી એવી રીત્યે, પહેરામણીની મ્હોટી રકમો સાથે, કન્યાનાં માબાપો દીકરીનું ભવિષ્યનું હીત તપાસ્યા વગર હોમી દેવાનો રિવાજ પડયો છે—જે જ્ઞાતિમાં એક મહાન રાક્ષસના જેટલા જુલમથી, જ્ઞાતિ પટેલો નિર્દોષ વ્યક્તિઓને ચુસી ચુસી નિર્વાહ ચલાવી રહ્યા છે—જે જ્ઞાતિના ઉદ્યોગ વગરના પુરૂષો પરસ્પર દ્વેશ કરી, જુદાં જુદાં તડો પાડી, હજારો વર્ષના પુણ્યના પરિણામે પરોપકાર માટેજ પ્રાપ્ત થયેલ દેહનો અંત કલેશમય જીવન ગાળવામાં લાવે છે એવી એક અમારી જ્ઞાતિનું નામ જાણવાથી વાંચનાર ! તમને શો લાભ છે ?

જે જ્ઞાતિ ઇ. સ. ૯૯૭ માં ગુજરાતમાં આવી અને જે જ્ઞાતિનું અમદાવાદમાંજ કેટલાંક વર્ષ પૂર્વે સુમારે દશ હજાર માણસ હતું જેમાંનું આવા કુચાલોને લીધે હવે માત્ર પાંચેક હજાર રહ્યું છે, જે જ્ઞાતિનાં મનુષ્યોની સંખ્યા-શિહોર, રાંદેર, વીરમગામ, સીદ્ધપુર, લીંબડી લખતર, માંગરોળ, દ્વારકાં, જામનગર, મહુવા, ભૂજ અને બીજાં ન્હાનાં ગામોમાં, સો વર્ષ પૂર્વે હતી તેથી માત્ર હવે અડધીજ રહી છે. અને જે જ્ઞાતિ, હાલની કંગાલ સ્થીતિમથી સધરી સુખી થવા નજ માગતી હોય તો, કાળે કરીને છેક નષ્ટ થાય, એટલે કે જેમાં એક પણ મનુષ્ય હયાત રહેવા ન પામે એવી ( વંશગશીના નિયમો ખોટા પડે તે સિવાય ) પજોપળ ધાસ્તી લાગ્યા કરે છે, એવી એક અમારી જ્ઞાતિનું નામ જાણવાથી ફરીને પૂછું છું કે, વાંચનાર તમને શો લાભ છે!

આ પૃથ્વીના ગોળાપર હિંદુ શીવાય એવી કોઇ પ્રજા તમે જાણો છો કે જેમાં પરિપક્વ વય પૂર્વે લગ્નો થઇ શકે છે ? લગ્ન વિધિને ઉપજીવીકાનું સાધન ગણી તેનો વ્યાપાર અમારી કેટલીક સ્થીતિભ્રષ્ટ અને નીતિમલીન જ્ઞાતિઓમાં જુઓ છો તેવું અન્ય કોઇપણ સ્થળે હશે ! બધી પ્રજાઓમાં ઘણે ભાગે મંગળ પ્રસંગે તો ગીતો ગવાતાં હશે, પરંતુ મરણ જેવા પ્રસંગે, સ્ત્રી જેવી મર્યાદામાં રહેવા સરજાયલી જાતિ અમર્યાદ બનીને રડવા કુટવાની ધમચકડી લેવાનું ગુજરાત અને કાઠિયાવાડ સિવાય દુનિયામાં કોઇ સ્થળે સાંભળ્યું છે ?

આ ઠેકાણે મ્હારે કબુલ કરવું પડે છે કે ઉપરના મ્હારા ઉદ્ગારો કોઇ રીતે જ્ઞાતિ પ્રત્યેની દાઝને લીધે લખાયા નથી, પરંતુ અમારી જ્ઞાતિના અગ્રેસરે મારૂં વેવીશાળ માંડી વાળવા કહેવડાવેલા ક્રૂર સંદેશાએ ઉત્પન્ન કરેલ ક્રોધને લીધે સ્વાભાવિક રીતેજ લખાઇ ગયા છે. સુજ્ઞ વાંચકે આ ભુલ હોય તો દરગુજર કરવી.

જે કુમારિકાનું લગ્ન મારી સાથે થવાનું હતું ( અને જે આવી ક્રૂર રીતે મૂકી દેવામાં આવ્યું ) તે એક ખટપટીઆ પિતાની પુત્રી છતાં અમારી જ્ઞાતિના પ્રમાણમાં તે એક અદ્વીતીય રત્ન હતું. હવે તો મેં નિશ્ચય કર્યો કે મારે બીજે સ્થળે પણ પરણવુંજ નથી ! બસ પરણેલી જીંદગી ! જેની શરૂઆતજ આવી રીતના કરપીણ વિશ્વાસઘાતથી થાય છે તેમાં સુખ પણ કેટલું હશે ! એ કરતા તો તદ્દન નૈષ્ઠિક બ્રહ્મચર્યવ્રત ધારણ કરી, જે જ્ઞાતિ આવી અધમદશા ભોગવ્યા

કરે છે તેમાં ઉપદેશક તરિકે ફરી, જ્ઞાતિજનો ઉપર ઉપકાર કરી, મળેલ દુર્લભ મનુષ્ય દેહનું સાર્થક કરવું એ શું ખોટું છે ? આ તો મ્હારા તે વખતના માત્ર વિચારો જણાવવા રજા લઉં છું; મનુષ્ય માત્ર માટે યોજાયલું પ્રારબ્ધ હોય છે તેને હું તે વખતે ઓળખતો નહતો.

મ્હારાં માતુશ્રીના મરણથી અમને જે મુશ્કીલતો પડવા લાગી તેનો ખ્યાલ આ સંસારમાં અમારા જેવાં દુઃખી હશે તે સિવાયનાને આવવાનો નહીં. કેટલાંક વર્ષથી એક વૃદ્ધ બ્રાહ્મણ, મ્હારા દાદાની નોકરીમાં, "દવાઓ વાટવા માટે" જોડાયો હતો; એ બ્રાહ્મણને રસોઇ કરવાના કામમાં રોકી એક હલકા પગારનો નોકર રાખી નીભાવવા અમે વિચાર કર્યો પરંતુ એ બિચારાથી કાંપતા હાથે વધારે દિવસ નીભે તેમ નહતું. એવામાં એક રોજ મ્હારે અમદાવાદ જવાનું થયું ત્યાંના મર્હુમ રા. સા. મહિપતરામ રૂપરામ સી. આઇ. ઇ.ના નામથી ચાલતા અનાથાશ્રમમાં મ્હારે જવાનું થયું. એ આશ્રમમાં કેટલાક બ્રાહ્મણ બાળકો હતા. જેમાંનો પંદરેક વર્ષનો એક છોકરો શરીરે સુદૃઢ બાંધાનો પરંતુ ભણવામાં સામાન્ય હતો તેને મ્હારાથી બનતી કેળવણી આપી એને ધંધે લગાડવાનું કબુલ કરવા ઉપરથી એ આશ્રમના ભલા મેનેજરે મ્હને સોંપ્યો. મ્હારી સાથે અંગત મૈત્રી હોવાના સબબેજ એમણે મારો વિશ્વાસ કરી આ છોકરો મ્હને સોંપ્યો. મ્હારો હેતુ, ઘરમાં એક ગુમાસ્તા જેવો માણસ વધારે હોય તો ઠીક એમ ધારી, આ છોકરાને સામાન્ય ગૃહશીક્ષણ આપી એને લાયક ધંધે લગાડવાનો હતો. થોડાક પરિચયથી સમજાયું કે આ છોકરો જેનું આશ્રમમાં કંઇક નામ આપવામાં આવ્યું હશે પરંતુ આપણી વાર્તા માટે જેને "શકરો" કહીશું, તેણે રસોઇ કરવાની કેટલીક તાલીમ લીધા બાદ રસોડાનું કામ ઉપાડી લીધું.

મ્હારાં માતુશ્રીની સુવ્યવસ્થા ઘરમાંથી ઓછી થઇ હતી તે કેટલેક અંશે પુરી પાડવાનાં આવી રીત્યે હું આમ તેમ ફાંફાં મારતો હતો, પરંતુ તેથી તે ખોટ કોઇ રીત્યે ઓછી થઇ શકે તેમ નહતું. એથી છેવટે મ્હારા પિતા અને દાદાએ ઠરાવ કર્યો કે—જે કંઇ દાકતર તરિકેનો મ્હેં અભ્યાસ કર્યો હતો, તેટલાથી, મ્હારે દાકતર તરિકેનો સ્વતંત્ર ધંધો શરૂ કરવો અને હવે તો ઘરના એક અંગભુત તરિકે હળી ગયેલા શકરાની મદદમાં રહી ફાલતુ વખતમાં ગૃહકાર્યભારમાં મદદ આપવી.

અમારી જ્ઞાતિના સમુહના રહેઠાણવાળા લતામાંજ એ ખંડવાળી એક દુકાન ભાડે રાખી, સુમારે ત્રણસેં રૂપિઆની મૂડી ઘરમાંથી ઉપાડી તેટલાની દવાઓથી મ્હેં એક ખાનગી દવાખાનું કહાડ્યું. મ્હને ખબર હતી કે મ્હારા હાથમાં દાકતર તરિકેનો ડ્લિમ પૂરો નથી, અને પાસ થએલા સંખ્યાબંધ ડાકતરો સમક્ષ ધંધો ચલાવવો એ મુશ્કેલ છે તો પણ અમારી જ્ઞાતિના ઘણા ગ્રહસ્થો આ લતામાં રહેતા હોવાથી તેમની તરફથી મ્હને ઉતેજનની મ્હોટી આશા હતી. પરંતુ દેશીઓ દેશીઓને કોઇ સાહસમાં, નાનીલા નાતવાળાઓને કોઇ ધંધામાં મદદ આપવા તત્પર થવાનો જમાનો હજુ આવી પહોંચ્યો નથી. ટુંક વખતમાંજ મ્હને માલમ પડ્યું કે નાતવાળાઓ તરફથી ઉત્તેજનની આશા રાખવામાં મ્હેં ગંભીર ભૂલ ખાધી હતી. અમારા બ્રાહ્મણોનો મ્હોટો ભાગ “ ભિક્ષાટન ” ઉપર આધાર રાખતો હતો અને નિત્ય પ્રતિ “ શ્રદ્ધા વાળા ” યજમાનો ઉભા કરી મિષ્ટાન ઉડાવવામાં અને વાતોના તડાકા મારવામાં તેમનો દિવસનો વખત રોકાતો અને રાત્રે જ્ઞાતિમાં સંખ્યાબંધ તડો પડી ગયાં હતાં તેમની તકરારોની પંચાતો કરવામાં વખત જતો. અજીર્ણ ઉપરની, જુલાબની સામાન્ય ચુંક વગેરે દરદો ઉપરની દવાઓ તો એક જ્ઞાતિ બંધુ તરિકે, એક પ્રકારના હકથી તેઓ મ્હારી પાસે માગતા અને મ્હારે તે. ગમે તેમ હોય તોપણ શરમને લીધે આપવી પડતી.

એક રોજ એક શ્રદ્ધાળુ વૈશ્નવ ગૃહસ્થ મ્હારા દવાખાનામાં દવા લેવા આવ્યો હતો. આગ લાગેલા ઘરમાંથી તીજોરી કહાડવા જોરથી પેસવાથી એક લાકડામાંથી ન્હાની ખીલી તેના પગની નળીના પાછલા નરમ ભાગમાં પેસી ગઇ હતી. તે ગૃહસ્થના ઘાને સાફ કરવામાં હું દવાખાનાના અંદરના ખંડમાં રોકાયો હતો, તેવામાં અમારી જ્ઞાતિના ત્રણ જમનાજીના ચોબા જેવા બ્રાહ્મણો આવી બહારના ભાગમાં બેઠા. અને ગળામાં કંઇ દુખાતું હોવાની દવા માગી ત્રણેને એક સરખા ભાગમાં દુખતું હતું તેનું કારણ પૂછતાં તેઓમાંના કોઇ સંતોષકારક જવાબ આપી શકયા નહીં એટલામાં બીજા ચાર સખસો—જે પણ મ્હારી જ્ઞાતિનાજ હતા તેમણે ઉપર મુજબજ જણાવ્યું કે—“ ગળાની અંદર સહજ દુખાવો થયા કરે છે કંઇક ઠંડુ થાય એવી દવા આપો મ્હને લાગ્યું કે કંઈ નવું દરદ હીંદુસ્તાનમાં આયાત થયું કે શું ? આ

દરદીઓને હું ઉલટ પાલટ પશ્નો પૂછી જરા ખાત્રી કરતો હતો એટલામાં બીજા આઠ સખસો જે પણ મ્હારી જ્ઞાતિનાજ હતા, તેમણે આવી તેવીજ મતલબની ફરીયાદ કરી. મ્હારા અચંબાને હદ રહી નહીં. પેલો શ્રદ્ધાળુ વૈશ્નવ ગૃહસ્થ જેની સારવારમાં મ્હારા હાથ રોકાયા હતા તેને મ્હારા કરતાં વધારે અચંબો ઉપજેલો મ્હેં જોયો ! એણે તુર્તજ મ્હોટેથી કહ્યું કે ભલા માણસો ! એક દાકતર આગળ જૂઠું બોલવાનું શું કારણ છે ?

"આપ કંઇ એમના તમામના એક સરખા દરદ બાબત જાણો છો ?" મ્હેં જીજ્ઞાશાથી પૂછયું.

"હા, જી" તે ગૃહસ્થે કહ્યું આજ સવારમાંજ સોમવતી અમાવાસ્યા હોવાથી આશરે પચાશેક બ્રાહ્મણોને જમવાનું મ્હેં આમંત્રણ આપ્યું હતું ભોજન દુધપાક પુરીનું કરાવ્યું હતું. અને ચોથે માળે ભૂદેવોને જમવા બેસાર્યા હતા. કમનસીબે પીરસણ શરૂ થતાંજ નીચેથી ખબર મળ્યા કે ભોંય તળીએથી આગ લાગવી શરૂ થઈ છે ! હું તુર્તજ આ ભૂદેવો પાસે દોડયો અને તેમને કરગરીને પ્રાર્થના કરી કે—મહારાજો ! નીચેથી આગ શરૂ થઇ છે ! ઘડીવારમાં આ મ્હારૂં પચાસ હજારનું મકાન ભસ્મીભૂત થવાની દહેશત રહે છે. બંબાવાળા હજુ આવી પહોંચ્યા નથી. માટે મ્હારે મ્હોડેથીજ કહેવું પડે છે કે કે આજનું ભોજન બંધ રાખી તુર્ત ઉતરી પડો તો સારૂં. એકને બદલે બે વખત હું આવુંજ ભોજન આપીશ, અને આજથી બમણી દક્ષણા આપીશ. પરંતુ વિલંબ કરવાથી વખતે કોઇકના જીવનું જોખમ થશે તો મને મોટું પાપ લાગશે.

મ્હારૂં કહેવું સાંભળ્યું ન સાંભળ્યું કરી આ બ્રાહ્મણોએ ગરમાગરમ દુધપાકના રગડા ગળામાં રેડવા શરૂ કર્યા; બીજી કોઇ ભોજન પૈકીની ચીજને સ્પર્ષ પણ ન કરતાં પછીથી તો તેઓ ટપોટપ નીચે ઉતરી પડયા ખરા પરંતુ ઉતાવળમાં જે જીવ્હાલોલ્યને વશ થઇ એમણે સાહસ કર્યું તેનું આ પરિણામ છે !"

મ્હને ચડેલ ક્રોધને મ્હેં હસવામાં ફેરવી નાંખ્યો. એમને દવા આપી વિદાય કર્યા—શેઠના ઘાને પણ સાફ કરી, દવા આપી એમને ઉપદેશ આપવા માંડયોઃ—"શેઠ સાહેબ ! મુંબઈના જે શ્રીમાન્ ગૃહસ્થો બ્રાહ્મણોનાં ગંજાવર ભોજનો પાછળ હજારો રૂપિઆ ખરચે છે

તેમની દક્ષતાને માટે તો સર્વથા ધન્યવાદ ઘટે છે પરંતુ જે દ્રવ્ય માત્ર ભોજન પાછળ ખરચાય છે તેથી અડધું પણ તેજ બ્રાહ્મણોનાં છોકરાંના વિદ્યાભ્યાસ પાછળ ખર્ચવામાં આવે તો તેથી કેટલાગણો વિશેષ ફાયદો થાય ? અન્ન આપવું એ એક પ્રકારનું દાન છે પણ તે કંઇ સર્વોત્તમ દાન નથી. અન્નનું દાન કરવાથી, તે જેને મળે તેને માત્ર એકજ દીવસ સુધી ચાલે છે. પરંતુ વિદ્યાદાન કરવાથી આખી જીંદગી સુધી એક માણસને ભોજન આપી સુખી કરવા બરોબર થાય છે. મુંબઇમાં ઘણા ધનાઢયો બ્રહ્મભોજન પાછળ દ્રવ્ય ખરચે છે તેમને ગુજરાતમાં ભાગ્યેજ કોઇ ઓળખે છે, પરંતુ ચાલુ જમાનાનો કરણ જેવા દાતાર **શેઠ જમશેદજી નસરવાનજી તાતા**, અને **શેઠ ગોકળદાસ તેજપાળ**, જેમણે વિદ્યાભ્યાસનાં બારાં ખુલ્લાં મુકવા પોતાની કમાઈ અર્પણ કરી છે. તેમનાં પવિત્ર નામો પ્રજાના અંતઃકરણમાં સોનેરી અક્ષરે હમેશને માટે કોતરાઈ ચુકયાં આપણે જોઇએ છીએ."

શેઠ દયાળદાસ, જે ઉપલા ગૃહસ્થનું નામ હતું, તેમને મ્હારો ઉપદેશ રૂચીકર જણાતાં, તેમની સાથેનો મ્હારો પરિચય વધવા લાગ્યો. પંદરેક દિવસના અરસામાં એમને થયેલ દરદ ગંભીર છતાં નહીં જેવું કરવામાં હું ઇશ્વરકૃપાથી ફત્તેહમંદ થયો, અને શેઠ દયાળદાસે મ્હારી મરજીમાં આવે તે રકમ સારવાર તરિકે બીલમાં દાખલ કરવા મ્હને કહ્યું.

" આપની હમેશની મ્હેરબાની એજ મ્હારૂં બીલ." મેં કહ્યું.

" ધન્ય છે આપની ઉદારતાને ! " સેંકડો માણસો મફત દવા લઈ જાય છે તે હું નજરે જોઉંછું. હું ઇચ્છું છું કે એ તમામનું બીલ હું આપું. વળી આપના સહવાસથી મ્હને જે લાભ થયો છે તે તો મ્હને જૂદોજ ફાયદો છે. થોડા અભ્યાસથી પણ વૈદકીય જ્ઞાન પર આપે જે કાબુ મેળવેલો હું જોઉ છું તેમાં ઓર ઉમેરો કરવા મ્હારી સલાહ છે કે જે " એકસ રેઝ " ની પદ્ધતિથી શરીરની અંદરના દરદો જોઈ શકાય છે તે વાત આપ કરતા હતા અને જેના જ્ઞાનની ખોટને લીધેજ મ્હારા દરદને મટાડવા થોડા કલાકને બદલે પંદર દીવસ લાગવાનું બતાવતા હતા અને જેના અભ્યાસ માટે વિલાયત જવાનું કહેતા હતા તે વિદ્યા ત્યાં જઇને આપે મેળવવી.

આપણી વાર્તાનો પ્રસંગ બન્યો છે તે સમયમાં " એકસ રેઝ"

ની પ્રદ્ધતિ હીંદમાં આવેલ નહતી. અને મ્હારે તે જ્ઞાન સંપાદન કરવાની તીવ્ર ઇચ્છા હતી તે મ્હેં દયાળદાસને જણાવ્યું હતું. એ ઇચ્છા એમની સુચનાએ તાજી કરી. મ્હારા પિતા કરતાં મ્હારા દાદા જે જાતે વૈદ્ય હોવાથી એવી જાતના જ્ઞાનની ઉપયુક્તતા વધારે સમજી શકતા, તેમની આ કામ માટે વિલાયત જવાની અનુમતિ મ્હેં સહેલથી મેળવી અને માત્ર ત્રણેક મહિનામાં હું પાછો ફરી શકીશ એ વાતથી મ્હારા પિતાની પણ સંમતી મેળવી.

દયાળદાસ શેઠે મ્હારા વિલાયત જવાના સંબંધમાં ઘણી સારી રીત્યે મદદ કરી. ત્યાં જઇ આવેલા ગૃહસ્થોને મળી ત્યાંની જરૂરીયાતોથી વાકેફ થઇ ગરમ કાપડ તથા બીજા સામાનનાં ત્રણચાર ટ્રંકો તેમણે લાવી મ્હારી આગળ રજુ કર્યા. થોમસ કુકની કંપનીમાં જાતે જઇ મ્હારે માટે એક સારા " બર્થ " ની યોજના કરી. જે દિવસે સ્ટીમર ઉપડવાની હતી તે દિવસે બંદર ઉપર મ્હારી સાથે આવ્યા. મ્હારા દાદા તથા પિતાના જેવી લાગણી દર્શાવી અને સ્ટીમર ઉપડતી વખતે એક હજાર રૂપિઆની નોટો મ્હારા હાથમાં મુકી ! મ્હેં લેવા આનાકાની કરવા માંડી ત્યારેજ ઘણા આગ્રહપૂર્વક તે સ્વીકારવા મ્હને ફરજ પાડી. સારા નસીબે મ્હારે વિલાયતમાં રહેવાનું ઘણું ટુંકુ હોવાથી મ્હારા દાદા તથા મ્હારા પિતાને મ્હારા માટે ઘણું લાગ્યું નહીં. તો પણ જ્યારે સ્ટીમર ઉપડવાને ઘંટ થવાને થોડીકજ વાર હતી. અને કેટલીક ગુજરાતી સ્ત્રીઓ, જે સ્ટીમર જોવા આવી હતી તેમને સ્ટીમર છોડી જવા કેપ્ટને સુચના આપી તે વખતે મ્હારા દાદા તથા પિતાને માટે મ્હને બહુ લાગ્યું. શકરો પણ બીચારો રડતો હતો. ભૂતકાળની બીનાઓના સ્મરણે મ્હારા દુઃખમાં ઉમેરો કર્યો.

મુંબઇનું બારૂં છોડયા પછી વિલાયત જનારાઓ વટલી જાય છે એવી માન્યતા અમારામાં ચાલે છે—અને હું કહેવા માગતો નથી કે તે તદન જૂઠી વાત છે-તથાપિ અસલ બ્રાહ્મણ ધર્મની આજ્ઞાઓ જેને પાળવી છે તેને માટે તે પાળીને પરદેશગમન થઇ શકે છે એવી મ્હેં પ્રથમથીજ ખાતરી કરી લીધી હતી. મદ્ય માંસનો ત્યાગ કર્યો એટલે બ્રાહ્મણધર્મ સાચવી લીધો ગણવો એમ પણ મારી માન્યતા નથી પરંતુ એ ચીજોના ત્યાગ ઉપરાંત, જે જે શાસ્ત્રોક્ત વાજબી છીટછાટ છે તેનું પણ પ્રતિપાલન સહજ કષ્ટ વેઠીને થઇ શકે છે.

પરદેશગમન ઉપરજ હીંદની ઉન્નતિનો આધાર છે એ વાત જો નક્કી જ છે તો પછી ન્હાવા ધોવાની બાબતમાં કદાચ અનીયમીતપણું, અન્ય વર્ણોનો સ્પર્શાસ્પર્શ, અને આડે દિવસે ન જોવામાં આવતા પદાર્થોને જોવા પડે વગેરે વિષયોને એક દેશાભિમાની હીંદુએ, પોતાની સહનશક્તિમાં સ્થાન આપવું એ આવશ્યક છે એટલુંજ નહીં પરંતુ મનુની આજ્ઞાનુસાર છે, અપવાસથી ઘણા ઘણા રોગો હઠે છે એવું જ્યારે સારા વિદ્વાનો આપણને કહેવા લાગ્યા છે-દશ વીશ અપવાસો તો સાધુઓ સહજમાં કરતા દેખીએ છીએ, તો પછી એક ધર્મચુસ્ત દેશાભિમાની હીંદુ પંદર દિવસ જેટલો વખત, ફળફળાદી, ગરમ દુધ ગરમ ચાહ વગેરે ' સ્ટવ ' ની મદદથી કરીને, અને પૂરી શાક જેવા પદાર્થો તેના પર બનાવીને કહાડવા ધારે તો, કહાડી શકે છે-અને એમ કરીને વગર વટલવે તે વિલાયત જઇ શકે છે.

ઈંગ્લંડમાં ગયા પછી સાત બ્રાહ્મણોની સાથે મ્હેં રહેવાની ગોઠવણ રાખી હતી. અને તેથી આઠમે દિવસે મ્હારે વારો આવ્યે તમામની રસોઇ બનાવવી પડતી. ધર્મ સંરક્ષણ અને તે સાથે વિદેશી વિદ્યા પ્રાપ્ત કરવી એ કંઇ સહેલ નથી, પરંતુ તે સર્વ વાતે શક્ય છે. જે જ્ઞાન મેળવવાનો મ્હારો ઇરાદો હતો તે માત્ર થોડાકજ દિવસમાં મ્હેં મેળવી લીધું અને પછી હીંદમાં પાછા ફરતાં પૂર્વે, વિલાયતની મોટી લેબોરેટરીઓ જેમાંથી, હીંદની મ્હોટી કંપનીઓ દવાઓ મંગાવે છે તે, તથા કેટલાંક બીજાં કારખાનાં જોવા મ્હેં અવકાશ શોધી કહાડ્યો. એક મ્હોટી લેબોરેટરીમાં જઇ મ્હેં જોયું તો હીંદમાંથી આયાત થતી ઘણી ખરી વનસ્પતીઓનાં તેલો અને એસીડો બનતાં જોયાં ! જો કે કેટલોક પ્રયત્ન કર્યા પછી આ લેબોરેટરીમાં મને જોવા પરવાનગી મળી હતી. પરંતુ સારા નસીબે તેમાંનો એક ગૃહસ્થ હીંદમાં લાંબા વખત સુધી રહી પાછો ફરેલો હતો તેણે મને બધું છૂટથી જોવા દીધું અને સમજણ પણ જરૂર લાગે ત્યાં આપતો. હીંદમાંથી ઘણીખરી વનસ્પતીઓના ઢગલા એક ઠેકાણે જોયા ! અને "સિકાખારી" જેવી નજીવી ચીજોનાં રફતે રફતે કેવા કેવા આકારમાં કીંમતી વસાણા બનાવવામાં આવે છે તે મ્હેં એ ભલા ગ્રહસ્થની મ્હેરબાનીથી જોયું. પણ એક હૉલમાં જે ખોજા ગ્રહસ્થ મ્હારા દાદા પાસેથી વનસ્પતીઓ જથાબંધ મગાવતો હતો તેની છબી જોઇ એટલે મ્હને મોટી અજાયબી થઇ ! પૂછપરછ

કરતાં માલમ પડયું કે જે વનસ્પતીઓનાં ગાંડેગાડાં નજીવા ભાવે મ્હારા દાદા તે ખોજા ગૃહસ્થને આપતા હતા તેના ઉપર મ્હોટું કમીશન ચડાવી તે આ કંપનીમાં મોકલતો હતો અને તેમાંથી અમુલ્ય દવાઓ બનાવી હીંદમાં, તેમ તેના જેવા બીજા સુસ્ત મુલકોમાં મોકલવામાં આવતી ! ! આ દવાઓ હીંદમાંજ શા માટે ન બને ? આવી જાતના હુન્નરો હીંદમાં દાખલ કરવામાં આયુષ્યનો ઉપયોગ થાય તો કેવું સારૂં ? એ વિગેરે મ્હને બહુ વિચારો થયા. આ ઉપરથી આ જૂદી જૂદી વનસ્પતીઓમાંથી બનાવવામાં આવતી દવાઓનું શીક્ષણ મેળવવા માટે ખાસ એક મહિનો મ્હેં વધારે ગાળ્યો. અને તે દરમીયાન મુંબાઇમાં શેઠ દયાળદાસને એક પત્ર લખી જણાવ્યું કે "હીંદમાંની સેંકડો નજીવી વનસ્પતીઓમાંથી અહીં કીંમતી દવાઓ બનતી હું જોઉં છું અને આ હુન્નરનું શીક્ષણ મેળવવાની ખવાએશ કોઇ રાખતા હોય તો તેવાઓને અહીં આવવા સુચના આપશો, હું અહીં છું તે દરમીયાન આવવાથી મ્હારી ઓળખાણનો લાભ હું તેઓને આપી શકીશ." ભલા દયાલદાસે કેટલાક ઓળખાતા, મીત્રો વગેરેને આ વાત કરી, કેટલાકને તો પોતાનાથી બનતી નાણાંની મદદ કરવા માટે પણ તત્પર થયા અને છેવટે મ્હને નિરાશા ભરેલો કાગળ નીચે મુજબ લખ્યો:-

"સ્નેહી ભાઈ શ્રી........................"

"તમારા પત્રથી જે દેશાભિમાન અને પરોપકાર વૃત્તિ તમારામા હું "જોઉં છું તેવા સંખ્યાબંધ ગુજરાતીઓ મ્હને મળી આવે એવા જમાનામાં "મ્હને પાછો ફરીને એક ગુજરાતી તરિકે જન્મ આપવા હું ઇશ્વરને પ્રાર્થના "કરૂં છું ! ભાઇ ! હાલમાં તો સાહસ, ઉદ્યોગ, ખંત અને પુરૂષાર્થ માટે "ગુજરાતીઓ બીલકુલ તત્પર નથી. જાુજ પરંતુ આવતા કાલ મળનારો નફો "અમને આપો" એજ એમનો સ્વભાવ પડી ગયો છે; ન્હાની ન્હાની વયમાં "લગ્નો કરી નિર્માલ્ય બની ગયેલી અલ્પાયુષી પ્રજામાં સાહસ વૃત્તિ અને "ધૈર્યનો ભાગ ઘણો ઓછો હોય છે. દાદાભાઈ જેવા દેવ પુરૂષો બધે કયાંથી "દેખી શકીએ ? ગાંધી જેવા આત્મભોગ આપનાર ગુજરાતીઓ સંખ્યાબંધ "મળી આવતાં કેટલોક સમય લાગશે ? અહીંથી ત્યાં આવતી વનસ્પતીઓ- "માંથી એક બે માણસોથી ઉપાડી શકે એટલા સાહસ જેટલીજ દવાઓ બની "શકે તેટલા પુરતું શીક્ષણ લઇને હવે તમે વેલાસર પાછા ફરો. તમારા પિતા, "દાદા, શકરો એ સર્વે ખુશીમાં છે તમે જાણીને અજાયબ થશો કે તમારા "દાદા પાસે દવા વાટનાર ડોસો જે થોડાં વર્ષથી રહેતો હતો તેનો ઇતિહાસ "તપાસતાં તે શકરાનો પિતા માલમ પડયો ! એક દિવસે હું તમારા દાદાને

" મળવા ગયો હતો ત્યાં તેણેજ પોતાનો ઇતિહાસ કહેવા માંડયો કે–પંદરેક
" વર્ષપર જ્યારે એક મહાન દુષ્કાળ પડયો હતો ત્યારે મ્હને ખાવાને અન્ન
" નહીં મળવાથી અમદાવાદના એક સખી ગૃહસ્થે મને મુંબઇની ટીકિટ
" અપાવવાથી, હું મુંબઈ આવવા નીકળ્યો; તે વખત મ્હારી સ્ત્રી પણ મ્હારી
" સાથે હતી તેને નવમો માસ ચાલતો હતો. બે ટીકીટ નહીં મળવાથી અમે
" લાચાર બન્યાં. છેવટ મ્હારી સ્ત્રીએ મ્હને કહ્યું કે તમે ભલે મુંબાઈ જાઓ.
" હું કંઇ મ્હારી જોગવાઇ કરી લઇશ. તે પછી તેણીનુ શું થયું
" તે મ્હારા જાણવામા પણ ન આવ્યું અને મુંબઇ આવ્યા પછી મ્હેં નિર્દય
" હૃદયના ધણીએ ધારી લીધું કે તે મરી ગઈ હોવી જોઇએ. છેવટ આ
" શકરાને અમદાવાદના અનાથાશ્રમમાંથી પ્રારબ્ધ અહીંજ ઘસડી લાવ્યું !
" તેની ઉમર અને તેના ઇતિહાસ અને તેનાં લક્ષણો ઉપરથી મ્હને કંઇક
" શંકા ઉત્પન્ન થઇ અને તે ઉપરથી હું અમદાવાદ ગયો અને તે અનાથા
" શ્રમના ભલા મેનેજરના રજીસ્ટર ઉપરથી મ્હારી સ્ત્રીનું નામ તે સાથે તેવી
" ભલી સ્ત્રીને ત્યજનાર તેના ક્રુર પતી તરિકે મ્હારૂં નામ મ્હેં તેમાં જોયું અને
" વીશેષમાં, તે સ્ત્રી પ્રસવ વેદનાથીજ છોકરો મૂકિ અનાથાશ્રમમાં મરી ગયાનો
" દાખલો જોઇ હું પોકે પોક રડવા લાગ્યો ! મ્હેં નિશ્ચય કર્યો છે કે અહીં
" મ્હારો ચડેલો તમામ પગાર તે આશ્રમમાં મોકલી આપ ।

" એક વધારે ખુશ ખબર ! લાંબા કાગળથી કંટાળશો નહીં ! વિદેશના
" પત્રો લાંબાજ હોય ! જે દિવસે તમે મુંબઇનું બારૂં છોડયું તે રોજ કેટલીક
" ગુજરાતી સ્ત્રીઓ ' આગબોટ જોવા ' આવી હતી. તેમાં જે કુમારીકા
" સાથે તમારૂં વેવીશાળ કરવામાં આવ્યું હતું અને જે મુકી દેવામાં આવ્યું
" હતું તેની માતુશ્રી–તમારાં ભવિષ્યની સાસુ હતાં એમ સ્ટીમર ઉપડયા
" પછી તેમનીજ વાત પરથી મ્હેં જાણ્યું. એમણે મ્હને તમારી સાથે સ્નેહ-
" પૂર્વક વાત કરતો જોયા ઉપરથીજ તમારા મીત્ર તરિકે ઓળખી કહાડી
" કહી દીધું કે તેણી પોતે તમારૂં વેવીશાળ તોડવામાં સંમત નથી પરંતુ
" તેથી તે બહુ નારાજ છે અને પોતાના પતીને, બનતી કોશીશ કરી, ઠેકાણે
" લાવશે. કારણ કે તમારી જ્ઞાતિમાં તેણીની દીકરીને માટે તમારા જેવો
" લાયક પતી તેના ધ્યાનમાં નથી. તમારી રીતભાત નીતિરીતિની તપાસ તે
" બારીકાઈથી કરતાં હતાં એમ મ્હને સમજાયું, અને તમે ઇંગ્લંડ જવાના છો
" એ હકીકત પણ મેળવી પોતાને વતનથી ખાસ તમારા લગ્નના સંબંધમાં
" જ કંઈક દીલસોજી ભર્યા સમાચાર કહેવાની તક તે શોધતી હતી પરતુ
" તે અવકાશ તેને મળી શકયો નહીં અને પોતાના પતીને સંપૂર્ણ રીતથે
" પોતાના મતમાં મેળવ્યા સિવાય તમારા પીતા કે દાદાને વાત કરવી અ-
" નુચીત ધારતાં હતાં, આથીજ આ વાત તેમણે મ્હને કરી હતી, ચાંલ્લાક
" દીવસ ઉપર, તેમણે તેમના પતીને પોતાના મતમાં મેળવ્યા ઉપરથી તમારે
" ત્યા તેમના ઘરનાં કેટલાંક માણસોએ આવી વાધિપૂર્વક 'ચાંલ્લો' કર્યો છે !

"એક વાત વધારે ! તમારીજ જ્ઞાતિમાંથી થયેલા એક સુપ્રસિદ્ધ સ-
"ન્યાસીએ એક માસ ઉપર તમારી સમગ્ર જ્ઞાતિ ભેગી કરી એક ભાષણ
"આપ્યું હતું, તે એટલું બધું છટાદાર હતું કે તેથી તમારી અશિક્ષીત જ્ઞા-
"તિમાંના પણ ઘણા માણસોને અસર થઈ હતી, વિષય "હિંદ બહાર
"પર્યટન" નો હતો. અને મ્હોટા મ્હોટા મહાવિપતીઓના આધારો ટાંકીને
"એમણે સિદ્ધ કરી આપ્યું કે જે બ્રાહ્મણ ભક્ષાભક્ષ્યના નિયમોનું પ્રતિપા-
"લન કરીને વીદેશ જાય છે તે, જવા માત્રથીજ, પતિત થતો નથી. અને
"દેશકાળ જોઇને આર્યોને માટે હવે ઉચિત છે કે તેમણે ધર્મના સંરક્ષણની
"સાથે હીંદ બહાર પર્યટન કરવું" "આ ભાષણથી તમારી જ્ઞાતિપર
"ઘણી સારી અસર થઇ અને તેમણે ધારો પસાર કર્યો કે જ્ઞાતિમાંથી
"હરકોઇ સખસ સ્વધર્મનું પ્રતિપાલન કરી ભક્ષાભક્ષના નિયમો સાચવી
"પરદેશ જાય તો તેને જ્ઞાતિ બહાર મૂકવો નહીં. એ ધારાની એક નકલ
"હું આ સાથે જોવા મોકલું છું."

"લી.
"સ્નેહાધીન
"દયાળદાસ."

ઉપરનો કાગળ વાંચતાં મ્હારા આનંદનો પાર રહ્યો નહીં ! ભલા દયાળદાસનો મ્હેં અંતઃકરણપૂર્વક ઉપકાર માન્યો. સુખ દુઃખ મિશ્રિત સંસારમાં એક સાચા મિત્રની કીંમત મને સમજાઇ. મ્હારૂં લક્ષ હવે હીંદ તરફ વળ્યું અને વ્હેલામાં વ્હેલી જનારી સ્ટીમરમાં જગા રખાવી હું પવિત્ર માતૃભૂમિ તરફ વિદાય થયો.

મુંબઈ પ્હોચતાં હર્ષઘેલા જેવા થઇ ગયેલા મ્હારા દાદા અને પિતાને હું ભેટયો ! જ્ઞાતિ તરફનું માનપત્ર બંદરપર જોઇ હું સહજ ચકિત થયો—કારણ કે અમે લોકો વિલાયત જઈ આવનારને પ્રથમ તો જ્ઞાતિ બહાર કાઢી મૂકિ તેની બને તેટલી ઝાટકણી કહાડીએ છીએ કે જેથી ભવિષ્યમાં કોઈ વિલાયતજ ન જાય ! ! અમારો દિવસ અમને એવુંજ સુઝાડે છે તેનું કેમ ?

ઘેર પ્હોંચતાં લગ્નની ધામધુમો જોઇ મ્હને મ્હારાં પવિત્ર માતુશ્રી સાંભરી આવવાથી હું રડવા કૂટવાના ઢોંગી કુચાલ પ્રત્યે સાચો રડયો !

સબુર ! પણ એક વધુ ચમત્કાર !

લગ્ન માટે ઘર સાફસુફ થતું હતું; તેથી મ્હારા દાદાએ પોતાના વૈદાના ધંધાને લગતાં થોથાં કાતરીયા ઉપર નાખી મેલ્યાં હતાં તે 'વ્હાઈટ વૉશ' કરવા આવનારની સાથે એક ઘાટી—મજુર હતો

તેણે મ્હારા આગળ લાવી કહ્યું કે—" હીં ગટરાત ટાંકુન દેઉં ?!" મ્હેં તે જરા ધ્યાન લગાડી જોયાં તો તેમાં તો દેશી વનસ્પતિઓની સામે તેનું અંગ્રેજીમાં નામ—તે કયાં મળી આવે છે-તેમાંથી શું દવાઓ, ઇંગ્લંડ, જર્મની, અમેરિકામાં બને છે વગેરે ઘણાંખરી " મેટી-રીયા મેડીકા " મ્હારા દાદાએ અંગ્રેજી ભણેલા દાક્તરોની મદદથી બનાવી રાખેલી જોતાં મ્હારા અચંબાનો પાર રહ્યો નહીં ! જેને માટે હું ઇંગ્લંડ જેટલે છેટે રખડી આવ્યો તે જ્ઞાન તો મ્હારા દાદાએ સંગ્રહ કરી કાતરીએ નાંખી મેલ્યું હતું ! ! ! મ્હેં તેમને પૂછ્યું કે આ થોથાં મને કેમ ન બતાવ્યાં ? તે કહે કે મ્હને શી ખબર કે તારે એની જરૂર પડશે ? તું તો કંઈ " અક્ષરે" ( Xrays ) શીખવા ગયા હતો ને ? એ થોથાં ગટરમાં ન નંખાવતાં દાગીનાની પેટીમાં મૂકાવ્યાં અને તે દાગીના જેવાંજ કીંમતી નીવડયાં; એક ખજાનો મળ્યો હત તો એટલો કીંમતી થાત નહીં !

---

**રસિક**—યથાર્થ છે ! પૂજ્ય મહાશય ! યથાર્થ છે ! હીંદની આબાદી ઉદ્યોગ ઉપર છે. અને એ ઉદ્યોગથી મેળવેલ દ્રવ્યથી ગરીઓની ઉન્નતિ કરવા માટે પરોપકાર વૃત્તિથી તે વાપરવામાં છે.

**સચ્ચિદાનંદ**—હા. ભાઈ. અને કેળવણી તો તે બતાવનારી કુંચી માત્ર છે. પરંતુ વાસ્તવિક કેળવણી તું કોને કહે છે ? હું આઠ દીવસથી મ્હારા સામે પેલું છોકરવાદ કરીને લખેલું દેખું છું કે રસિકલાલ કહાનજી એમ. એ. એલ. એલ. બી. જે. પી. સી. આઇ. ઇ. એલ. એલ. ડી. એફ. ટી. એસ.—આ અક્ષરોમાંથી એકે તેં હજી ડીગ્રી મેળવી નથી. કદાચ્ એ તમામ સંપાદન કરવાનો ત્હારો મુદ્રાલેખ હશે. પણ તેથી સાર્થક શું ? તેથી ભલું કોને થયું ?

આગળ થઈ ગયેલા શાસ્ત્રકારોનાં વચનોને માન આપીને, દેશ કાલને અનુસરીને દરેક વ્યક્તિએ જનસમુહ પર કલ્યાણ થાય એવો રસ્તો પકડવો જોઇએ. જનસમુહની આ કાળમાં થઈ પડેલી કંગાલ સ્થિતિ તરફ લક્ષ આપતાં હમણાં તો એકાદ સારો ઉદ્યોગ સ્થાપવો, જેમાં સેંકડો ગરીબોનું પોષણ થાય અને આપણને લાભ થાય એજ ઉત્તમ છે.

**રસિક**—એવો હવે કયો ઉદ્યમ દેશમાં સ્થાપવા બાકી રહ્યો છે !

**સચ્ચિદાનંદ**—હજુ એક ઉદ્યમ એની પૂર્ણ હાલતમાં આવી શકયો નથી ત્યાંતો તું કયો અપૂર્ણ છે એની વાત કરે છે? ચાર દીવાસળીનાં કારખાનાં ઉભાં થયાં, એક બે ખાંડનાં કારખાનાં. સ્થપાયાં, એકાદ કાચની ફેકટરી થઇ, પાંચ દસ સાબુનાં કારખાનાં નીકળ્યાં એટલે હીંદુસ્તાન જેવડો વિશાળ દેશ, જેનો વિસ્તાર યુરપખંડ કરતાં થોડાકજ કમી છે તે ઉદ્યોગમય બન્યો કહેવાય કે? યુરપના એકલા જર્મનીમાં, ફ્રાન્સમાં, કે ઇંગ્લંડમાં એકેકમાં જેટલી સંખ્યામાં જૂદાં જૂદાં કારખાનાં છે તેટલાં હીંદમાં બનતાં હજુ કેટલાં વર્ષ થશે તે વાત, જ્યાં ત્હારા જેવા સુશિક્ષિત ધનવાન હીંદપુત્રો પણ, એમ. એ. એલ. એલ. બી. એલ. એલ. ડી. સી. આઇ. ઇ. વગેરે થવાના પ્રયત્નમાં પડયા છે ત્યાં કહી શકાય નહીં.

એક હીંદપુત્રની તીવ્ર ઇચ્છા થઇ કે મ્હારે અમુક ઉદ્યોગ કરવો, પછી તો તેજ તીવ્ર ઇચ્છા શક્તિને, "કયો ઉદ્યમ" દેશકાળ સ્થિતિને અનુસરીને કરવામાં લાભ છે એ વિચારમાં કામે લગાડવાથી અર્થ સરી શકશે. ઘણી વખત એમ બને છે કે જેને માટે આપણી જીંદગીભરના આપણે ધમાલ મચાવી મૂકીએ છીએ તે આપણી પાસેજ હોય છે. જેમ ઉપરની વાર્તામાં મેં જોયું કે-**રસિકના** દાદાએ જે થોથાં કાતરીયા ઉપર નાંખી મૂકયાં હતાં તેજ થોથાંનું લખાણ વાંચીને તે એક દેશી લેબોરેટરી સ્થાપવાનું સાહસ સહજમાં કરી શકયો હત. તથાપિ પ્રારબ્ધે તેને બધે રખડાવાને છેવટ બતાવ્યું!

ઉપરની વાર્તામાંથી એક ઘણોજ ધાર્મિક રહસ્યવાળો ગુઢ અર્થ બીજો એ નીકળે છે કે—મનુષ્ય જે ચીજ (અંતરાત્મા) પોતાની નજીક છે તેને માટે પૃથ્વીપર જૂદા જૂદા ધર્મોને ધર્મ ગુરૂઓ માટે ભ્રમણ કરે છે. પરંતુ જ્યારે બહારથી, એટલે કે જ્યાં તે ભ્રમણ કરવા ગયો હોય છે ત્યાંથીજ એને જ્ઞાન મળે છે કે "હે મુઢ! જેને માટે તું ભુગોળપર ભમે છે તે તો ત્હારી સમીપજ છે ફક્ત તું તે જાણે તેટલીવાર છે."

**રસિક**—વાહ! મહારાજ! હદ કરી! લખનારનો આશય પણ નહીં હોય એ અર્થ આપે શોધી કહાડયો!

**સચ્ચિદાનંદ**—મ્હારા કથાકારનો ધર્મ છે. એટલે હું દરેક

લેખમાં કંઇપણ ધાર્મિક અર્થ નીકળી શકે છે, અમુક લેખમાં જનસમાજની ધર્મોન્નતિ થવાનો કંઈ ઉદ્દેશ જણાય છે એ હમેશાં પ્રથમ શોધું છું. જેમ સૂર્ય, એ આપણા ગૃહમંડળનું મધ્યબીંદુ છે, તેનાથીજ અમુક બીજો ગૃહ કેટલે છેટે, તેનાથીજ અમુક કાર્યની-દીવસની ૠતુની ઉત્પત્તિ સમજી શકાય છે તેમ સમગ્ર નભમંડળને નીભાવનાર, સમગ્ર સૂર્યોની સંખ્યાઓનો, આત્માવડે જોવામાં આવતો, " મહાન સૂર્ય " એજ અમારૂં દૃષ્ટિ બીંદુ અમે રાખી, એનેજ શ્વાસેશ્વાસે સ્મરણમાં-હૃદયમાં સ્થાન આપી જીવન ગાળવા પ્રયત્ન કરીએ છીએ એટલે-

**રસિક**—ધન્ય છે દેવ ! ઇશ્વિરની મહાન શક્તિનું વર્ણન કરતાં આપના મ્હોંપરના કેવા આનંદજનક ફેરફાર થતા હું જોઉં છું ! એ બાબત મ્હારે એકજ પ્રશ્ન પૂછવાનો છે—અમો લોકોનું જ્ઞાન ઘણું તોછડું એટલે આપને કદાચ ક્રોધ થશે કે આવો પ્રશ્ન કેમ કરે છે !

**સચ્ચિદાનંદ**—નહીં થાય, ભલે તમારે પૂછવાનો પ્રશ્ન પૂછી ખુલાસો કરો.

**રસિક**—તે એજ છે કે આટલી મહાન શક્તિવાળો ઇશ્વર મનુષ્યની દૃષ્ટિવડે કેમ દેખી શકાતો નથી ? ! એજ બસ !

**સચ્ચિદાનંદ**—( સહજ હસીને ) ભાઇ, એવો પ્રશ્ન પૂછતાં તમે ગભરાતા હતા કેમ ! જો; જે સાધન વડે જે ચીજ જોવા સરજાયલી હોય તે વડેજ તે જોઈ શકાય. ખુલ્લી આંખે ત્રણજ માઇલ જમીન દેખી શકાય એવી આંખની કૃતિ બનાવવામાં આવી છે-આગળ કોઇ મકાન આવે તો વળી ત્યાં સુધીજ દેખાય; ઊંચે ચઢીએ તો જોવાના છેટાની કક્ષા વધે. દુરબીનથીજ ગૃહો દેખાય. સામાન્ય આંખે નજરે આવતા ગૃહો દુરબીન વગર ન દેખાય. અમુક ચિત્રો " રીયાલીસ્ટીક સ્કોપ " વડેજ દેખાય.

મચ્છીના જેવા સુક્ષ્મ જંતુઓ અમુક યંત્રો વડેજ જોવાય. દોડતાં દેખાડવામાં આવતાં ચિત્રો " સિનેમેટોગ્રાફ " વડેજ દેખાય બીજી રીતે નહીં; તેમ ઇશ્વરને જોવાનું સાધન આ માટીની આંખ નથી પણ આત્મા છે. અને તે આંખ બંધ કરી આત્માવડે તેનું ધ્યાનપૂર્વક નિરીક્ષણ કરી શ્રદ્ધાપૂર્વક અભ્યાસ પાડવાથી તે દેખાય છે. પેટમાં કંઇ દુખતું હોય તો સામાન્ય આંખથી ક્યાં જણાય છે ? આંખો બંધ કરી આત્માવડેજ તે જાણી જોઇ શકીએ છીએ.

**રસિક**—વારૂ, તેવીજ રીત્યે ત્યારે આત્મા અને ઇશ્વર વચ્ચે દેખાવ માટે અંતરાય શો છે ?

**સચ્ચિદાનંદ**—અનભ્યાસનું આવરણુ ! બીજું કંઇ નહીં. અનન્ય શ્રદ્ધાયુક્ત ભક્તિથી એ અંતરાય નડતો નથી. એકજ રેલવેના ખાનામાં એક સ્ત્રીનો પતિ બેઠો હોય, તેનેજ તે શોધતી હોય, પરંતુ વચમાં બીજાં પેસેન્જરો બેસવાના કારણથી તે અંતરાયને લીધે તે તેને ન જોઇ શકે, અગર અમુક સ્ત્રીનો પોતાનો ભાઇ હોય, કેટલાંક વર્ષથી તે દૂર દેશ ગયેલો હોય એ કારણસર બ્હેનના ભાઇને ઓળખવાના જ્ઞાનપર અજ્ઞાનનો સહજ પટ બેઠો હોય, તે અંતરાય ખસી ગયો ન હોય ત્યાં સુધી ભાઈ બ્હેનને, અગર સ્ત્રી પતીને નજ જોઈ શકે. હું ધારૂં છું કે એ પણ એક દૃષ્ટાંતથી વધારે સમજાશે. લે આ વાંચ.

# बबुनो चन्द्रहार.

---



" અજ્ઞાન એ એક પ્રકારનું આવરણ છે. જેમ અમુક ભીંતની પેલી બાજુ પડેલ પદાર્થ નજરે જોઇ શકાતો નથી તેવીજ રીત્યે અજ્ઞાનપટ પાછળના પદાર્થો મનુષ્ય સહજમાં જોઇ શકતો નથી. હરેક પ્રકારના લ્હેણદેણના સંબંધે કરીને અમુક જીવોનું પ્રારબ્ધ, આ મૃત્યુ લોકમાં, ભાઇ, બ્હેન, માતા, પિતા, પુત્ર, સ્ત્રી, પતી, આદિ સગાં તરિકે યોજાય છે પરંતુ તેમને પણ જ્યાં સુધી હરકોઇ પ્રકારનો પ્રત્યવાય હોય છે ત્યાં સુધી ઓળખી શકાતાં નથી. "

આ સુત્ર બરોબર સમજાય તે માટે, અમદાવાદથી મ્હેમદાવાદ જતી પેસેન્જર ટ્રેનમાં, એક પુર્ણીમાના રોજ, એક પેસેન્જરોથી ચીકાર ભરેલા ખાનામાં મ્હને એક પ્રત્યક્ષ દૃષ્ટાંત મળેલું તે વાચક વર્ગ સન્મુખ, રજુ કરવામાં આનંદ થાય છે.

વિવાહના માંગલિક દિવસો ચાલતા હતા. મનહર વસંત રૂતુનું લાવણ્ય, સ્ત્રી પુરૂષો એ વિવાહોત્સવ નિમિતે વધારી મૂકેલા લાવણ્યમાં ભેગું મળી જવાથી ગુજરાતનું માનચેસ્ટર—અમદાવાદ શહેર આનંદ-

મય બની રહ્યું હતું. વિવાહ ઘેલા કહેવાતા હિંદુભાઇઓએ, ઉપદેશ કે ટીકાને ન ગણકારતાં, પાંચ પાંચ સાત સાત વર્ષના ટીંગુજીઓને, કરજ કરીને ઉભા કરેલા મ્હોટા વરઘોડાની વચ્ચે ઘોડા ઉપર બેસાડી વિવાહ શોભા વધારી મુકવાથી રસ્તાઓમાં જોનારાઓની ભીડ માલમ પડતી હતીઅને રેલવેઓમાં પેસેન્જરોની તોબા તોબા ભીડ જણાતી હતી.

મધપુડાની પેઠે ભીડને ન ગણકારનારી, પરંતુ ઉદ્યોગી માંડવીની પોળની એક પેટા પોળમા **ગોપાળ** રહેતો હતો. માણેકચોકમાં એક નાનકડી દુકાનમાંથી તે પોતાનો નિર્વાહ ખેડી ખાતો હતો. તેની સ્ત્રી **વિજળી** અને તેની ત્રણેક વર્ષની દીકરી **બબુ** ઉપરાંત, તેના કુટુમ્બમાં તેનાં વૃદ્ધ માતુશ્રી હતાં. ઘરની સ્થીતિ સામાન્ય હોવા છતાં ગોપાળના પિતા પાછળ કરજ કરીને મ્હોટો વરો કરવાથી કુટુમ્બની સ્થીતિ દયાજનક થઇ પડી હતી. ઓછામાં પૂરૂં **વિજળીના** ભાઇનું લગ્ન નજીકમાં હોવાની કુમકુમપત્રિકા આવી. **વિજળીના** તમામ દાગીના લ્હેણુદારને ત્યાં ગીરો મુકેલા હતા. એટલે ભાઇના લગ્ન ઉપર ગમે તેમ કરીને એક સાધારણ શોભા પણ હોવી જોઇએ એવી અશિક્ષિત **વિજળીએ** હઠ પકડવાથી, સોનીને ત્યાંથી થોડાક દીવસના વાયદાથી **ગોપાળે,** ચાર તોલા સોનાની સાપણ કરાવી હતી. વૃદ્ધ માતુશ્રીને ઘરની સંભાળ લેવા રાખી. ગોપાળ, વિજળી અને બબુ એ ત્રણેને આજ બપોરની ગાડીએ, વેત્રવતીને તીરે આવેલ મ્હેમદાવાદ જ્યાં વિજળીનું પીયર થતું હતું ત્યાં જવાનું હતું.

ઘરનું કામ આટોપવામાં વિજળીના હાથમાં આજ ભાઇના લગ્નમાં જવાનું હોવાથી જૂદોજ વેગ હતો ! વિજળીના બે ભાઈ હતા. તેમાંનો મોટો ભાઇ થોડુંક અંગ્રેજી શીખીને નોકરી મેળવવામાં નીષ્ફળ નીવડવાથી સાતેક વર્ષથી કોઇની સાથે આફ્રિકા જતો રહ્યો હતો. એટલે તે આ લગ્ન વખતે હાજર થઇ શકે તેમ નહતું. વિવાહઘેલી વિજળીએ બિચારા **ગોપાળને** તેની મરજી ઉપરાંત સાથે આવવા ફરજ પાડી હતી. ગમે તેવી સ્થીતિમાં પણ કોઇ સારા નરસા પ્રસંગે, અમારી વાસ્તવિક સ્થિતિ છૂપાવવાની અમને કેટલીક સદીઓથી ટેવ પડી ગઈ છે. સાળાના લગ્નમાં જવા ગોપાળે વિજળી તથા બબુને માટે સારા સારા દાગીના ઉછીતા-ફકત પહેરવાનેજ માટે લાવી બન્નેની કોટમાં ઝુકાવી દીધા ! અને થોડીક રોકડને માટે માણેકચોકમાં ફર્યો

પણ વાડીભાઇ શેઠ ન મળ્યા ! ડાહ્યાભાઇ શેઠની દુકાને તાળું દીઠું ! એક વીમા કંપનીમાં ઓળખાણ હતું ત્યાં ગયો તો " મેનેજર બહાર ગામ ગયા છે " એવું પાટીયું મારેલું જોયું ! આથી નિરાશ થયેલો ગોપાળ કાળુપર ભણી ચાલ્યો.

નવ વાગ્યા. સાડાનવ થયા ! ગોપાળદાસ આવ્યો નહીં. વિજળીના ચિન્તા વધવા લાગી. મીનિટે મીનિટે બારીએ આવીને જુએ ! એક વખત પોળના મોઢા સુધી જઇ આવી ! બબુ સહજ રડી એટલામાં એને કુન્દીપાક આપ્યો ! કહેવાની જરૂર છે કે અમારામાં ચીડાયલી અશિક્ષિત ગામડીયણોનું જોર બાળક ઉપર આવે પ્રસંગે આવી પડે છે ! ગોપાળદાસ ટ્રેનના વખત પહેલાં નહીં આવી પહોંચે તો શું કરવું ? એની ભારે ચિંતામાં પડી. ભાઇના લગ્નમાં ગયા વગરતો ચાલેજ નહીં અને ગોપાળદાસ વગર—એકલી એ જવું એ અવિવેક ગણાય એમ કરતાં અગીયાર વાગ્યા. ગાભરી—ઘેલી—બાવરી જેવી વિજળીએ જમવાનું ઢાંકી દીધું. ડોશીને કહ્યું કે—" એ આવે તો હવે કહેજો કે સાંજની ગાડીએ આવે. હું તો જાઉં છું "

ત્રણુજ દિવસ પીયરમાં જવા માટે પણ સુમારે મણનું પોટકું માથે લઇ, બબુને ઉંચકી, સીધા દાદરમાં ઉતરતી હતી તેવીજ એક પડોસણે આવી સમાચાર આપ્યા કે—ગોપાળભાઇએ કહેવડાવ્યું છે કે તમે પરબારાં સ્ટેશન પર જલદીથી આવજો, એ કાળુપુર થઇને સ્ટેશન પર આવે છે. "

વિજળીને સહજ હિંમત આવી. ગોપાળદાસને મૂકી જવા તત્પર થવાથી અંતઃકરણમાં સહજ પોતાની ઉદ્ધતાઇને લીધે પસ્તાવો થયો. માથે પોટકુ—કેડમાં બબુ; સ્ટેસનપર જવાની ઉતાવળ—આવા સંજોગમાં દોડતી સ્ત્રીપેસેન્જરો આપણે દરરોજ જોઇએ છીએ એટલે વિજળી સંબંધી વધારે વિવેચનની શી જરૂર છે ? મનમાં નિશ્ચય કર્યો કે હવે કદાચ ગાડી મળશે નહીં. તોપણુ ચલાય તેટલી ઉતાવળે તે સ્ટેશન પર ચાલી. અડધે જતાં તાપ લાગવાથી બબુ સહજ રોઇ એટલે એને પાછી દદોરી નાંખી પણ કમનશીબ ! એમ કરતાં માથેથી પોટકું પડી ગયું. અને તેમાં બબુનાં કપડાં, રમકડાં, થોડીક સેવો, પાપડ, એક હવાલો, ખરાદીનાં રમકડાં, બીલાડીના બાગના મેળામાંથી આણેલાં માટીનાં રમકડાં, બંગડીયો, કેટલીક દાબ-

ડીઓ, ચાંલ્લાઓળમાંથી ખરીદેલી આડાની પડીકીઓ, પૂલ નીચેથી લીધેલી થોડીક અગરબત્તી, ધોળકાના થોડાંક દાડમ, સુકવેલી ગવાર-સીંગો વગેરેનું પોટકું છુટી જવાથી ખાડીઆને નાકે બધો ભરમ ખુલ્લો થયો ! પણ ભલા અમદાવાદીઓ ! ત્રણ ચાર ડોસાઓ આવી પહોંચ્યા અને પાછું પોટકું બાંધી રડવા જેવી થયેલી વિજળીને માથે મૂકી–સ્ટેશન પર જવું હોય તો જલદી જાઓ, ગાડી જતી રહેશે–એમ કહી એની ભીતિ વધારી મુકી ! બધુને આવા મામલામાં દશવીશ ગાળો હમેશના કરતાં વધારે પડી. એટલામાં સ્ટેશન આવી પહોંચ્યું, પણ સ્ટેશન પર જુવે છે. તો ગોપાલદાસ મળે નહીં ! શહેર-ભણી જોઇ રહેવાથી ગાડી જતી રહેવાનો ભય હતો અને ટીકીટ ઓફીસ તરફ જવાથી ગોપાલદાસ વગર જવું પડે તેમ હતું. છેવટ " જવુંજ " એવો નિશ્ચય કરી ટીકીટ ઓફીસ આગળ ગઇ. રેલ્વે કંપનીએ સ્ત્રીઓને ટીકીટ લેવા માટે જુદાયદી જગા રાખેલી હોવાથી ટીકીટ તુર્ત મળી, પરંતુ અંદર જઇ જુએ છે તો પુર્ણિમાનો ડાકો-રજીનો મેળો હોવાથી ગાડીમાં ભીડ ચીકાર ! બૈરાનાં જે ડબા આગળ જઇ બારણું ખોલવા પ્રયત્ન કરે છે કે અંદરથી પાંચ દશ જણીઓ મ્હોટી બુમો મારી ઉઠે ! ભીડને લીધે લગભગ દરેક ડબામાં કેટલાંક પેસેન્જરો તો ઉભાં હતાં ! એવામાં નજીકના એક ભાયડાના ડબાનું બારણું ઉઘડેલું જોઇ લગલગી બધુને લઇ અંદર પેસી ગઇ. પોટકા-નો વ્યાસ ગાડીના બારણાની પ્હોળાઇમાં સહજમાં આવી શકે તેમ ન હોવાથી પોટકું તાણી તાણીને અંદર પેસાડી દીધું. એક કેળવાયલો દેખાતો યુવક સ્ત્રીને બેસવાની જગાના સંકોચને લીધે પોતે સહજ આઘે જઇને બેઠો વિજળીને બેસવું નહતું. તેને તો ગોપાળદાસના આવવાની વાટ જોવી હતી ! એટલે એ જગો , પોટકું અને બધુને મૂકી બારી આગળ તે જોવાય તેટલે લાંબે જોવા લાગી. પરન્તુ બારી આગળ ત્રણ ચાર પેસેન્જરો ઉભેલા હોવાથી પૂરે પૂરૂં જોઇ શકાતું ન હતું. એટલામાં ઘંટ વાગ્યો ! વિજળીએ ગોપાલની આવી પહોંચ-વાની આશા છોડી. ગાડી ઉપડવાની તૈયારી થઇ ! વિજળી નિરાધાર જેવી બની ગઇ એટલામાં પૂરૂં ગાડી ઉપડતા ઉપડતામાં તે બેઠી હતી તે ડબા આગળ પ્લેટ ફોર્મ ઉપર ઉભાં રહેલાં પેસેન્જરોમાંથી અંદર જગા ન હોવા છતાં આઠ દશ પેસેન્જરોને ગાર્ડે ગાડીમાં ઘાલી દીધા ! એ વખતે એ ખાનામાં અંધારા જેવું થઇ ગયું. લગભગ ઉન્હાળો–

બપોર–ચિંતા–અને ભીડ! મુંઝવણ આવે એમ થવા માંડ્યું એટલામાં સીસોટી વાગી અને આવજો ! આવજો ! થઈ રહ્યું. ગાડી ઉપડી ત્યારે સહજ પવને આશ્વાસન આપ્યું.

જે કેળવાયલો યુવક આ ખાનામાં બેઠો હતો, અને જેણે વિજળીને બેસવા માટે સંકોચાઈને પણ સહજ જગો કરી આપી તેના તરફ કેટલાકનું લક્ષ ખેંચાયું. તે દુરથી આવતો હોય એમ જણાયું કારણ કે તેની પાસે સામાન કેટલોક પરદેશની ખરીદીનો માલમ પડતો હતો.

“આવી જાતના બનુસ મુંબઈમાં મળે છે કે કલકત્તામાં ?” એક પેસેન્જરે ઉત્સુકતાથી પૂછ્યું.

“હજુ આપણા દેશમાં આવી જાતનું કાપડ બનવાને વાર છે.” તે યુવકે કહ્યું.

“થોડા પરિશ્રમે તુરતનો નફો આપણા વ્યાપારીઓ શોધે છે અને ઉદ્યોગી દેશોમાં નવીન સાહસો જોઈ તેવાં ઉપાડવા તરફ લક્ષ નથી ત્યાં સુધી આપણો ઉદ્યોગ ઘણોજ પચ્છાત રહેવાનો. આ બનુસ આફ્રિકાના સાધારણ–ગબર જેવા લોકોએ હાથે વણેલું છે એ જાણીને તમને અજાયબી થશે.”

“તમે આફ્રીકા તરફથી આવો છો ? એક પેસેન્જરે પૂછ્યું ?”

“હા.”

“અને ત્યાંના જંગલી લોકો આવો વણાટ હાથે બનાવે છે ?”

તે યુવક બોલ્યો “જંગલી તો તેઓ પૂર્વે એક વખત હતા જે વખતમાં એમને પાંઉનો ટૂકડો આપી અગર તરેહ તરેહના કાચના ટૂકડા રમકડાં વગેરે આપી એમની પાસેથી વ્યાપારીઓ મોતી લઈ લેતા. હવે તો તેઓ ઉદ્યોગી બન્યા છે, કમનસીબ હિંદમાંજ ગોકળગાયની ઝડપે ઉદ્યોગ ચાલે છે–”

આ વખત વિજળીના હાથમાં બબ હતી તેણીએ રોઈને આક્રંદ કરવા માંડ્યું; એટલે વિજળીએ તેને સમજાવીને બાંકડા નીચે સુવાડી ઉંઘાડવા પ્રયત્ન કરવા માંડ્યો. બાંકડા નીચે કેટલાંક બચકાં મૂકેલાં હતાં તે ઉપરાંત એક પેસેન્જર પોતાને આરામ નથી એમ બતાવી જગાના સંકોચને લીધે બાંકડા નીચેજ ઉંઘી જવાનું પસંદ કર્યું હતું. તેમ છતાં થોડીક જગા હતી તેમાં બબુને ઉંઘાડવા માંડી.

પેલા યુવકે પાછી પોતાની વાત ચાલવી.

"હિંદમાં ઉદ્યોગ વધે તે માટે જરૂરનું છે કે આપણા વ્યાપારીઓ પરદેશી વ્યાપારીઓમાં જોવામાં આવતા પ્રમાણિકપણાથી વર્તે. અહીંની મીલોમાં ધોતી જોટામાં બીન જરૂરની કાંજી એ વ્યાપારનો ઘટતો વેગ આવી શકતી નથી.

દેશીખાંડની બૂમ એક બાજુથી પડે છે ત્યારે ગુજરાતમાં માત્ર એકજ આણુ ઉપર ખાંડનું કારખાનું છે. બીજુ જોઇએ તો બનારસમાં ! પછી સૌને દેશી ખાંડ શી રીતે પૂરી પડી શકે ? આમ હોવાથી પરદેશી ખાંડને દેશી તરીકે કહી કેટલાક સ્વાર્થી વ્યાપારીઓ ભોળા દેશીઓને ઠગે છે.

"ખરી વાત છે. વારૂ તમારે ત્યાં કંઇ નોકરી છે ? તે પેસેન્જર બોલ્યો.

"નોકરીની શોધમાં હીંદમાં મ્હેં કેટલાક વર્ષો ગાળ્યાં પછી આફ્રિકામાં એક નોકરી મળી આવી. થોડાકજ વખતના ત્યાંના પરિશ્રમથી મને માલમ પડયું કે એક નાનકડા ઉદ્યોગ આગળ એક સારી સરખી નોકરી પણ સરખામણીમાં ઉતરે તેમ નથી. આફ્રિકાના ઝાંઝીબાર દેશમાં—જ્યાંથી હું આવું છું ત્યાં દુનિયાના સુધરેલા દેશોના સાહસીક વ્યાપારીઓ અને ત્યાંના જંગલી લોકોનું એક અદ્વીતીય સંમીલન કેટલાંક વર્ષો પુર્વે થયું હતું હાલ એજ જંગલી લોકો જેઓ એક વખત કાંઇ પણ સુગંધ વગરના અને ખાવાને નાલાયક સોનાના કકડાઓને નિરૂપયોગી ગણી ફેંકી દેતા તેઓ ડચ, ફ્રેન્ચ, જર્મન, અંગ્રેજ, અને ગુજરાતી વ્યાપારીઓના સમાગમથી પારસમણી ને લોઢાના સ્પર્શની પેઠે, સાહસિક વ્યાપારીઓ બની ગયા છે.

"થોડાક વખત ઉપર, નોકરીથી કંટાળી મ્હેં એક નાનકડા પાયા ઉપર ઇન્ડીયામાંથી આવતાં માલની કમીશન એજન્સી સ્થાપી અને જુજ વખતમાં મ્હેનતમાં સારો ફાયદો માલમ પડયો. પરંતુ તેમાં આપણા તનના માણસોની મદદની જરૂર રહે છે; જે પ્રસંગ ઉપર હું વતન જાઉં છું તે પૂરો થયે અહીંનાં નિરૂદ્યોગી સગાંને ધંધે લગાડવા સાથે સારો નફો મેળવવાની હું હરેક પ્રકારે વકી રાખું છું. ઉદ્યોગ–સાહસ–ધૈર્ય–ખંત–વ્યાપારનો સર્વથા જય છે !

## ઉદ્યોગે વસતિ લક્ષ્મી, નતુ સેવા સ્થલે કદા ॥

"વારૂ, આફ્રિકામાં જતાં કંઇ ધર્મ ને બાધ આવતો હશે ખરો ?" તે પેસેન્જર બોલ્યો.

તે યુવકે કહ્યું—દુનિયાનો કોઈ પણ ભાગ એવો નથી કે જ્યાં, એક ધર્માભિમાની હીંદુ, પોતાના ખાનપાનના નિયમોનું પ્રતિપાલન ન કરી શકે, મ્હારા મિત્ર ! ઇંગ્લંડ અને અમેરિકામાં ભાજીપાલા ઉપર જીવન ગાળનારાં મંડળો સ્થપાયાં છે! ત્યાંના કેટલાક તત્વવેત્તાઓ, ભાજી પાલા અને ફળ ફળાદી ઉપર ગાળવામાં આવતી જીંદગી, વધારે સુખકર નીવડે છે એવો મનુષ્ય જાતને ઉપદેશ આપવા બહાર પડેલા છે. એક જમાનો એવો પણ આવશે કે મનુષ્ય જાતનો સમજુ વર્ગ ભાજીપાલા ઉપર ગાળવામાં આવતી જીંદગી તરફ સંપૂર્ણ દીલસોજી બતાવી તે તરફ દોરાશે !"

ગાડી ધીમી ચાલવા માંડી. બારેજડી સ્ટેશન તો વાતોમાં ચાલ્યું ગયું હતું મ્હેમદાવાદ સ્ટેશન આવવાની તૈયારી થઇ! **વિજળીએ બબુને** ધીમેથી ઉંઘમાંથી ઉઠાડી. પરંતુ તેની મ્હોટી અજાયબી વચ્ચે, બબુની કોટમાં પ્હેરાવેલો મામાના લગ્નની શોભા વધારવા માટે, મ્હોટી સીફારસથી માગી લીધેલ ચન્દ્રહાર મળે નહીં! વિજળી ભયભીત થઇ! આમ તેમ તપાસ્યું પણ પાટીયા નીચે પડી ગયેલો પણ ન માલમ પડયો! ગરીબ—દેવાદાર કુટુમ્બ! માગી લીધેલ ચન્દ્રહાર! ગોપાળની ગેરહાજરી! ગાડીની ધામધુમ! સ્ટેશનનું આવી પહોચવું! વગેરે સંજોગોથી વિજળી બહુ ગભરાઇ ગઇ.

ચારે બાજુ દૃષ્ટિ રાખનાર સાવચેત માણસોનો હમેશાં જય છે! પેલા યુવકનું વાતોમાં ભાન હતું તેટલુંજ આજુબાજુએ પણ હતું. પાટીયા નીચે સુઇ રહેનાર પેસેન્જર ઉપર તેને ગંભીર શક ઉત્પન્ન થયો અને સમયસુચકતા વાપરી લાગલગો એનો હાથ પકડી એને નીચે ઉતાર્યો. તેથી એ હાંફલો ફાંફલો બની ગયો, તેનું ગજવું તપાસતાં તેમાંથી બબુનો ચન્દ્રહાર નીકળી આવ્યો ને એ ભલા યુવકે **વિજળીને** સ્વાધીન કર્યો ! સારા નસીબે આ યુવકને પણ મ્હેમદાવાદ ઉતરવાનું હતું. એટલે એણે પોતાનો સામાન પણ નીચે ઉતારવા માંડયો. એવામાં, વિજળીની મ્હોટી અજાયબી વચ્ચે, અમ-

ઢાવાદ સ્ટેશન ઉપર, ગાડી ઉપડવાની વખતે, જે ખાનામાં વિજળી બેઠી હતી તે ખાના આગળ ઉભેલા પેસેન્જરોમાંથી આઠ દશ પેસેન્જરોને ગાંડે આ ખાનામાં ધકેલી મુક્યા હતા તેમાં સૌથી છેલ્લે નંબરે પેસાડી દેવામાં આવેલ ગોપાળ ઉતર્યો ! રડતી—ડસકાં ખાતી વિજળી એકદમ આનંદમાં આવી ગઇ ! પેલો યુવક ગોપાળના સામું જોઇ પળવાર ગંભીર વિચારમાં ગરક થઇ ગયો ! એટલામાં વિજળીએ ગોપાળને કહ્યું કે—"આ યુવક મ્હારે એક ધર્મ ના ભાઇજ છે એમ હું સમજું છું."

તે યુવક બોલ્યો—"ધર્મનો ભાઇ નથી, વીજળી બ્હેન ! હું સાચોજ ભાઇ છું ! ! ! હું જે વખતે આફ્રિકા જવા ઉપડ્યો તે વખતે તમારાં લગ્ન નહતાં થયાં, એટલે મ્હને પણ તમને ઓળખતાં સહજ વીલંબ થયો !

"અહો ! ! ભાઇ ! મણીપ્રસાદભાઇ ! તમેજ છો ? ! ! !

"પણ હું કેવી મુરખી કે મ્હેં ભાઇને ઓળખ્યો નહીં ?" એમ બોલી વીજળી સહજ શરમાવા લાગી.

આફ્રિકાનું પાણી એવું છે કે માણસના ચહેરા ઉપર કંઇક ફેરફાર લાવી મુકે છે. વીજળી બ્હેન ! આજે જયંતિ ભાઇના લગ્નના શુભ પ્રસંગે સાત આઠ વર્ષે તમને, અને સૌથી પ્રથમ વખત ગોપાળદાસ શેઠને, અને બણુને જોઉં છું !

એમ કહી બણુને મામાએ લીધી ! અને તેના હાથમાંથી સ્ટેશન પર તેડવા આવનાર જયંતી મામાએ પાછી લીધી ? અને હસતું કુટુમ્બ ઘર ભણી ચાલ્યું. ગોપાળદાસે લગ્ન જેવા કોઇ પણ પ્રસંગે માગીને દાગીના પહેરવાના સોગન લીધા, અને જયંતિલાલને લગ્ન પ્રસંગ વીત્યા બાદ મણીપ્રસાદની સાથે આફ્રિકા જઇ ધંધામાં જોડાવાનું મણીપ્રસાદે કહ્યું તે સ્વકાર્યું.

---

**રસિક**—બરોબર છે ગુરૂદેવ ! દૃષ્ટાંત યથાર્થ છે. વિજળીને પતીને ઓળખવામાં બીજાં પેસેન્જરોનું આવરણ હતું અને ભાઇને ઓળખવામાં અજ્ઞાનનું આવરણ હતું.

**સચ્ચિદાનંદ**—એવીજ રીત્યે, જેજે વિષયપર આપણને અજ્ઞા

નનું આવરણુ હોય તે ખસી જવાથી તે તે વિષયના મૂળ સ્વરૂપને જોવામાં પછી કંઈ પણુ પ્રત્યવાય હોતો નથી. ધર્મનો વિષય ગહન છે. આટલી ન્હાની વયમાં જ્યારે તમે આ સંબંધમાં આવી રીત્યે વિચાર કરી શકો છો તો કેટલેક વર્ષે વિશેષ જ્ઞાન પ્રાપ્ત થયે ઘણી સારી વિચારશક્તિ ખીલશે એવી મ્હને આશા બંધાય છે. હવે હું ધારૂં છું કે પર્યટનના વિષયનું ઉપયોગીપણું તમને યથાર્થ સમજાયું.

**રસિક**—હા. મહારાજ હવે તો હું સમજી શકું છું કે હીંદના ભલાની ખાતર હીંદના વતનીઓએ વિદેશ જવાની ખાસ જરૂર છે. અને વિદેશનો અનુભવ મેળવી પરદેશના હુન્નરોને હીંદમાં દાખલ કરવા જોઇએ.

**સચ્ચિદાનંદ**—"વિદેશ જવાની જરૂર છે અને ઉદ્યોગ હીંદમાં દાખલ કરવા" એમ નહીં, પરંતુ હીંદમાં હુન્નરો દાખલ કરવાના હેતુથી પર્યટન કરવું જોઇએ.

**રસિક**—હું સમજ્યો મહારાજ "પર્યટન અને ઉદ્યોગ" એ બેઉમાં ઉદ્યોગનું ઉપયોગીપણું વધારે સમજવાનું છે.

**સચ્ચિદાનંદ**—હા, પરદેશ જઇ નોકરી મેળવવા એક હીંદી પ્રયત્ન કરે તો તેમાં કંઇ સાર્થક નથી. એવી નોકરી વ્યાપારની સાથે સંબંધ ધરાવતી હોય, અગર વ્યાપારના જેટલી આવકવાળી હોય તે સિવાય તે નકામી છે. પરદેશ જઇને સામાન્ય નોકરી મેળવવામાં તો કંઇ સાર નથી. એ બાબત આવતી કાલ એક દૃષ્ટાંત બતાવીશું.

કહાનજી શેઠની ને મ્હારી ઇચ્છા હતી કે પર્યટનના વિષયનું ઉપયોગીપણું તમને બતાવી, હીંદ બહારના દેશોનો વ્યાપાર જાતે જોવા તમને ઉત્સુક્ત કરવા. હું ધારૂં છું કે મ્હારી ઇચ્છા બર આવી છે. એટલે હવે પરમ દીવસે મુંબઇ બહાર મ્હારે જવાનું છે તેથી એક ધનાઢય ગૃહસ્થના સુશિક્ષિત પુત્રને પોતાના દેશનો વ્યાપાર ખીલવવા માટે સુશિક્ષણુ અપાયાના સંતોષ સાથે હું જઇ શકીશ.

---

## દીવસ ૭ મો.

સચ્ચિદાનંદ—લો, ભાઈ રસિકલાલ આફ્રિકામાં એક હીંદી યુવક નોકરી માટે ગયેલો તેનું આ દૃષ્ટાંત વાંચો.

રસિક—

# પરદેશની નોકરી.





હું એક પૈસાદાર ને ઉંચ કુળમાં જન્મ્યો હતો. પરંતુ મ્હારા દાદાએ ઘડપણમાં સટ્ટો કરવાથી સઘળી દોલત અમે ગુમાવી બેઠા હતા. ઓછામાં પુરૂં દુકાળ આવવાથી એક મ્હોટા કુળનાં કહેવાવા છતાં રસ્તામાં રખડતા ભીખારીઓ કરતાં અમારી દશા નબળી થવા પામી હતી. મ્હારા દાદાને તો સંસાર ઉપર કંટાળો આવવાથી વિરકત જેવા બની ગયા હતા; અને આખો દિવસ એક તેમની પૂજાની નાની સરખી ઓરડી હતી તેમાં ભરાઇને બેસી રહેતા: પરંતુ મ્હારા માત પિતા જરાક તક મળે કોઇ ન દેખે તેમ એક બીજાથી છાનાં છાનાં વખતો વખત ચોધાર આંસુએ અમારી સ્થિતિ સંભાળીને રડતાં. હું કોલેજમાં અભ્યાસ કરતો. મહા મુસીબતે મેટ્રીક સુધી અભ્યાસ કરવાનાં નાણાં મેળવ્યાં હતાં પણ હવે બી. એ. સુધી જવાની હિમત ને શારીરિક સ્થીતિ હોવા છતાં એક પાઇ પણ ફી માટે ઘરમાંથી મળે તેમ ન હતું. ગુજરાત કોલેજમાં થોડીક સ્કોલરશીપો હતી તે તો રોકાઈ ગઇ હતી. અમારી જૈન કોમ સ્વધર્મી ભાઇઓની લાગણી માટે પ્રખ્યાત છે, અને માંડવીની પોળમાં રહેનાર સંસારમાં હોવા છતાં વિરક્ત જેવા એક જૈન સાધુ ગ્રહસ્થે મને એક બે જૈન ગ્રહસ્થોના છોકરાઓને ઘેર ભણાવવા માટે કરી આપ્યું હતું તે વડે મ્હારૂં ચોપડી કપડાંનું ગુજરાન હું નિભાવતો.

મ્હારી ઉમર ૨૫ વરસની થઇ હતી, છતાં મને પરણાવ્યો ન હતો. કારણ કે મારા દાદા એમની યુવાવસ્થામાં સ્વ. કરશનદાસ મુલજીના મિત્ર હતા તેથી જરાક સુધારાનો ફાંકો રાખી બાળલગ્નોની વિરૂદ્ધ હતા. ઉમર લાયક થયે મને પણ એ ઠીક લાગ્યું અને દાદાના

પૈસા જોઈ મેં જાપાન જઇ ઘણા ખરચે એક સારો ઉદ્યોગ દેશમાં ખીલવવા માટે જવા વિચાર કરી મુકયો પણ તે એમ. એ. સુધી કેળવણી લીધા બાદ. એટલામાં તો દાદાને ઉંધી મતી સુઝી અને સટ્ટામાં પૈસા ગુમાવી બેઠા.

ઘણાં પુસ્તકોના વાંચને મારામાં પર્યટનનો જુસ્સો ઉત્પન્ન કર્યો હતો, અને સ્થીતિ ખરાબ આવે ત્યારે ભાન રાખી હીંમત રાખવાનું મને શીખવાડયું હતું તેથી હું હામત હારતો ન હતો. પરંતુ આગળ ભણવાના અને જાપાન જવાના વિચારો મારે હવે માંડી વાળવા પડયા. હું તો હવે ફકત જ્યાં દેખું ત્યાં નોકરી માટે અરજીઓજ કર્યા કરતો હતો ! પણ અરે વખત ! દશમાંથી નવ ઠેકાણેથી જવાબ આવતા કે " જગા ખાલી નથી " ને કંઇક ઠેકાણેથી સમુળગો જવાબજ ન આવતો. છેવટે આફ્રીકામાં કરેલી અરજીનો જવાબ આવ્યો ને મેં જવા વીચાર કર્યો. આફ્રીકામાં લડાઇ ચાલતી હોવાથી મારાં માતપિતા મને રડી રડીને રોજ સમજાવે પણ મેં સ્થિતિ જોઇ કંઇક દ્રવ્ય પરદેશથી લઈ આવવાનોજ દ્રઢ નિશ્ચય કરેલો. મેં તેમને ઘણુંએ કહ્યું કે "આપણો દેશ તો ભીખારી થઇ ગયો છે. દસ રૂપીઆની નોકરી મળવી કઠીન છે. હું તો બે ત્રણ વરસમાં પાછો આવીશ." પણ તેઓ એકના બે ન થયાં. છેવટે મારા પિતા અમારી જ્ઞાતિના એક આગેવાન શેઠીઆને મળ્યા અને હકીકત કહી રડી પડયા. તેણે યુક્તિ સુઝાડી કે " એને પરણાવી દો. એટલે જવાનું નામ પણ નહીં લે. એ તો સુખે દુઃખે દેશમાંજ પડી રહેવું સારૂં." એક બીજા ધનાઢય ગૃહસ્થની કેળવણી પામેલી બાહોશ કુમારિકા જોડે વેવીશાળ કરી મને લાગલગો પરણાવીજ દીધો !

પણ મારો દ્રઢ નિશ્ચય ફરે ?

મારા પિતા અને માતાનું દુખ મારાથી જોઇ શકાતું નહતું. ઓચ્છામાં પુરૂં લગ્નને માટે જોઇતા પૈસા મારા સમક્ષ ઉપાડેલા તેનો વાયદો નજીકનો હતો. મેં તો કોઇપણ ઉપાયે જવા નિશ્ચય કર્યો. રાત્રે મને ઉંઘ આવે નહી દીવસે લાકડાના માણુસની પેઠેજ ખાવું પીવું વીગેરે, કરતો, પણ રાત્રે મારે શું લઈ જવું ને ત્યાં જઇ શું કરવું એજ નિદ્રાને બદલે કામ થઇ પડતું.

હું પરણ્યો તે બાલા પંદર વરસની હતી. સૌંદર્યમાં દેવાંગના જેવી હતી તેની નીતિ રીતિ વગેરે જોઈ મને તેના તરફ વારંવાર વધારે લાગી આવતું હતું. એના સામું જ્યારે જોઉં ત્યારે એકાદા અંગ્રેજી પુસ્તકમાંથી નાયિકાનું ચિત્ર એને હું આપી દેતો. આટલું છતાં એના મ્હોડામાંથી એક શબ્દ પણ મેં હજુ સુધી સાંભળ્યો નહતો. મારા દીવસ જેમ વિચારમાં જતા તેમ તેના મુખપરથી તે પણ કંઇક ગંભીર વિચારમાંજ જણાતી હતી. રખેને તે મ્હારા આફ્રીકા જવાના વિચારો જાણી ગઇ હોય ! એ વિચાર મને એના ઉપર દયાની લાગણી ઉત્પન્ન કરતો. હું તે નિર્દોષ બાલાની નિર્દોષ હીલચાલો જોઇ રડી પડું એટલુંજ બાકી હતું.

મ્હારૂં મન આ પ્રમાણે સ્ખલિત થયેલું ફક્ત ઉપર ઉપરથીજ હતું. મારા મને પ્રાપ્ત કરેલી નિર્બળતાનું મને ભાન હતું. મારા દૃઢ નિશ્ચયને મારી સ્ત્રીનું રૂપ, ગુણ, વિવેક સ્પર્ષ નહોતાં કરતાં, જો કે પળે પળે મારા હૃદયમાં તેનાં વિવિધ ચિત્રો પડતાં, મારા પિતા મને એમના મિત્રની સલાહ મુજબ ફેરવશે કે શું એ પણ મને લાગતું, પરંતુ મ્હારા દૃઢ નિશ્ચય ઉપરથી હું જરા ડગ્યો નહી. નોકરી પર જવાની મુદત પાસે આવી. ન પરણ્યો હત તો સારૂં એમ મને ઘણો વિચાર થયો, પણ વડીલો આગળ હું શું કરી શકું ? પરણ્યાને ત્રણ ચાર દિવસ થયા એટલે મારા સાસરાએ જાનને વિદાય કરી. અમે બધા ઘેર આવ્યા. પણ સવારમાંજ જો હું મુંબઇ ન જાઉં તો તુરતજ ઉપડતી સ્ટીમરમાં ન જવાય ને નોકરી હાથથી જાય તેમ હતું. ઘરમાં તો બધા હજુ લગ્નની અધુરી ધામધુમમાં હતાં અને મેં તો જોઈતાં પુસ્તકો કપડાં સરસામાન વગેરેના ટ્રંકો તૈયાર કર્યા હતાં. રાત્રિના આઠ વાગ્યા. હું બાહેર એક મિત્રની પાસે આફ્રિકામાં ઓળખાણનો કાગળ લેવા ગયો હતો ત્યાંથી આવ્યો. મારા ટેબલ ઉપર એક તાજો લખેલો કાગળ જોયો ! તુરતજ ઉઘાડ્યો:—

નાથ !—

આપને આમ તુરતજ લખવાની અસાધારણ હીંમત માટે પ્રથમથી ક્ષમા માગુ છું. આપની સ્થીતિ, અને વિચારોથી સંપૂર્ણ વાકેફગાર થઈ છું. હું સદાની આપની સુખ દુખની ભાગીયણ છું—થઈ છું—વિધીએજ બનાવેલી છું. આપ આફ્રીકા જેટલા દૂર દેશમાં જશો

ને હું અહીં પડી રહીશ ? ના. તે મને કદી શોભા આપશે નહિ. હું આપની સાથે આવવા તૈયાર થઈ છું, આપને કોઈ રીતયે અડચણ કરતા નહિ થઇ પડું. જોઇતો જરૂરનો સામાન મેં આપના પહેલાંજ તૈયાર કર્યો છે. મારાં માત પિતાની રજા લીધી છે. આપનાં માત પિતાનીજ માત્ર રજા લેવાની બાકી છે તે જરા પરવારે તો હાલજ કલાક બે કલાકના વિનયપૂર્વક વાદવિવાદથી હું તે રજા લઇશ ને અવશ્ય સાથે આવું છું.

લી

આપની સદાની સોબતી,

રંક દાસી.

કેળવણી ! સંપૂર્ણ નીતિયુક્ત કેળવણી ! તને ધન્ય છે ! મેં વિચાર કર્યો કે વખતે મને રોકવાની આ એક બીજી યુક્તિ કદાચ રચાઇ હશે પણ મારી સ્ત્રીને પછી મેં બોલાવી બેધડક પૂછી લઈ ખાત્રી લીધી ને તેના મનનું નિ ષ્પિપણું, તેની મારાપરની ભક્તિ, તેનો દૃઢ નિશ્ચય જોઇ હું તેને સાથે રાખવાના નક્તર માટે તૈયાર થઈ ગયો ! સવારના ૭ વાગતાની ફાસ્ટ પેસેન્જરમાં અમે બન્ને તૈયાર થયાં. કારણ કે બીજા વખતે અમને આવા સંજોગો વચ્ચે સ્ટેશનપર મળવા માણસો આવે તે મને ઠીક ન લાગ્યું. અમે મુંબઈ આવ્યાં, અને મારા એક મિત્રને ત્યાં ઉતર્યા. મારી સ્ત્રીના વિચારો તે બતાવે છે તેવા ખરેખર ઉમદા છે કે પછી તે સ્ત્રીબુદ્ધિ ચલાવે છે એ જાણવા મને વારંવાર વિચાર આવતા પણ કામ આટોપવાની ધમાલમાં મેં તે સ્ટીમરમાંજ પુછવાનું મુલતવી રાખ્યું હતું. મારા માતપિતા જેઓ સ્ટેશન પરથી એક બાળકની પેઠે રડતાં રડતાં પાછાં ફર્યાં હતાં તેમને મુંબઈથીજ એક કાગળ લખી અવિનય માટે માફી માગી. અમે સ્ટીમરમાં વિદાય થયાં, મુંબઇનું બારૂં છોડ્યા પછી મેં મારી સ્ત્રીના વિચારો જાણવા માગણી કરી.

“મને આપ એક નબળા હૃદયની સ્ત્રી ધારી બેસો તો આપને સર્વે વાતે છુટ છે. અમારી–સ્ત્રીઓની આપે પુરૂષોએજ છાપ હલકી બનાવી છે તેમાં અમે નિરૂપાય છઈએ. મેં સ્ત્રીઓના ધર્મના તમામ પુસ્તકોમાંથી એ તારણુ ક્હાડયું છે કે હમેશાં આપની “સાથે રહી આપની સેવા કરવી” આપને “હરકોઇ વાતે ઉપયોગી થઇ પડવું એજ

અમારૂં કર્તવ્ય, એજ અમારો ધર્મ એમાંજ અમારી આબરૂ, એમાંજ અમને યશ છે. * * * * " આમ બોલાતા શબ્દોથી હું મને ભાગ્યશાળી માનવા લાગ્યો. આ સ્ત્રીરત્નથી હું કેવો સુખી થઇશ એ વિચારવા લાગ્યો. સુખી ઘરની સુખી મગજની સ્ત્રી મને દુઃખીને સુખી કરશે તેથી દીલાસો પામવા લાગ્યો. વળી, એના નાનાભાઇએ એને થોડોક અંગ્રેજી અભ્યાસ કરાવ્યો હતો તે જોઇ મને ઘણો સંતોષ થયો. કારણ કે આફ્રિકામાં કેટલાક અંગ્રેજી મિત્રો જોડે મારે ઓળખાણ થવાનું હતું અને તેમની સ્ત્રીઓ જોડે આને સહવાસ થાય તો મારૂં પરમભાગ્ય !

હું સ્ટીમરમાં માંદો થઈ ગયો, કોઇ દીવસ દરિયાની મુસાફરી કરેલી નહિ. ઉલટી ને સબોબમથી હું હેરાન થયો તે વખતે આ મ્હારી સ્ત્રીને ન લીધી હત તો મ્હારી લાસ દરિયામાં નાંખી દેવી પડત. મ્હારી સ્ત્રીના પિતાએ અમને બન્નેને સેકન્ડ ક્લાસનાં પેસેન્જર તરિકે જવાની ફરજ પાડી હતી અને તે તેણે પોતે થોમસ કુકને ત્યાંથી અમને મળે એવી સવડ કરી દીધી હતી તેથી કેપટન વગેરે મ્હારી પાસે આવતા અને અમને ઘણો દિલાસો મળતો.

આફ્રિકાના ડરબાન બંદરે અમે ઉતર્યાં અને રેલવે મારફતે ટ્રાન્સવાલ પાસે જઇ ઇંગ્રેજના રાજ્યમાંના એક વિચિત્ર ગામમાં ગયાં. અમે જ્યાં ગયાં ત્યાંથી થોડે નજદીકજ લડાઈ ચાલતી હતી. જેને તુરતજ ઓળખાણ પત્ર લીધો હતો તે અંગ્રેજને ઘેર ગયાં. તેણે અમને સારો આવકાર આપ્યો ને જોઇએ તેટલો વખત રહેવા એક ઇલાયદી ઓરડી આપી. અમારી જોડે ભાતું પુષ્કળ લીધેલું હતું અને તે છતાં જે જે સાધનો મળ્યાં તે વડે મ્હારી સ્ત્રીએ બની શકે તેટલી ગરમ રસોઇ બનાવી અમે જમ્યાં. અને નોકરી માટેનો પત્ર લઇ હું તથા તે અંગ્રેજ મિત્ર બંને ચાલ્યા. મ્હારી સ્ત્રીને તેની મડમ પાસે મુકી. ભાગાતુટા ઈંગ્રેજીથી તેણી તેની જોડે ઓળખાણ તો કરી ચુકી હતી.

અમે ગયા તે માણસ ત્યાંની એક રેલવેનો ટ્રાફીક મેનેજર હતો. તેણે એક નાનકડા સ્ટેશનના સ્ટેશન માસ્તર તરીકે મને જવા કહ્યું—મારા ઈંગ્રેજ મીત્રે મ્હારા ઇંગ્રેજી જ્ઞાન ઇત્યાદિ વિષે તેને થોડુંક કહ્યું તેથી તે ખુશી થયો. મેં એજ ગામમાં નોકરી મળવા

વિનંતી કરી, પણ તે ભલા ઉપરીએ કહ્યું કે "સગવડ થયે હું તમને અહીં બોલાવી લઈશ. હાલ તમે ત્યાં જાઓ." અમે ત્યાંથી નીકળ્યાં. થોડા વખતના સહવાસે પણ મારા મીત્રની ભલી મડમે મારી સ્ત્રી જોડે ઘણી સારી ઓળખાણ કરેલી હોવાથી ત્યાંથી એકાદા નજીવા એકાંત સ્ટેશનપર જતાં અમને ઘણું લાગી આવ્યું, અમે રેલવે મારફતે ત્યાં ગયા. એક બ્રાઝીલના કંગાલ દેખાતા વતની પાસેથી મેં સ્ટેશન માસ્તરની ઓફીસનો ચાર્જ લીધો. સ્ટેશન ઘણુંજ નાનું હતું, "પાનસર," "રખીઆલ" "નાવલી" કરતાં પણ અમને નહાનું લાગ્યું. વળી તાર માસ્તરનું કામ પણ જોડે મારેજ કરવાનું હતું. આ કામ મુંબઇમાં હું શીખેલો હતો અને મેં મારા અભ્યાસ જોડે અરજીમાં "તારનું જાણું છું" એમ જણાવ્યું હતું તે ઉપરથીજ આ નોકરી મળી હતી. ફક્ત અમારી પાસે સ્ટેશન ઉપર એકજ નોકર હતો તે તમામ પરચુરણ કામ કરતો. ગયા તે દીવસે તો અમને ઘણોજ કંટાળો લાગ્યો, જોઇએ તે ચીજ મળે નહી! ખાવું શું? ને લાવવું કયાંથી ? એ સવાલ થઈ પડયો. નોકર હોલાન્ડનો વતની હતો અને ઈંગ્રેજી ભાષા સહજ બોલી શકતો. જ્યારે સ્ટેશન ઉપર રેલવે આવી ત્યારે મેં મ્હારી મુશીબતની વાત ગાર્ડને કહી, ગાર્ડ યાહુદી હતો અને ઘણોજ ભલો માણસ હતો. આવતી ગાડીએ મારા ખપની તમામ ચીજો તે લેતો આવ્યો, અને એક પાઈ પણ કીંમત તરીકે લીધી નહી!

લગભગ અઠવાડીઉં અમે સુખે દુઃખે કહાડયું એટલે કંઇક ઘર સ્થાપિત કરવા પામ્યા. મને માલમ પડયું કે આ સ્ટેશનપર પેસેન્જરનો બીલકુલ ઉતાર નથી કામ બીલકુલ મળે નહિ. પગાર રૂપીઆ સોનો કર્યો હતો. જેમ જેમ દીવસ ગયા તેમ તેમ અમે સુખી થતાં ગયાં. બે ટ્રેનો આવે તે વખતેજ જરા સાચવવાનું. ને પછી નિરાંતે અમો બન્ને વાતો કર્યા કરતાં, મ્હારી સ્ત્રી તેની સાથે વાંચવાની ચોપડીઓ પુષ્કળ લાવી હતી પરંતુ તે તમામ પડતી મુકી અમો એક બીજાનાં મુખમાંથી નીકળતી વાતોનું સુખ વધારે મેળવતાં. મ્હારી સ્ત્રી તે ખરેખર એક સ્ત્રી રત્નજ હતું! હું તો ધારતો હતો કે સૌંદર્ય પ્રમાણે ગુણો કદીજ હોતા નથી પરંતુ આ સ્ત્રીમાં નમ્રતા, મૃદુતા, વિવેક મર્યાદા મને એટલી બધી લાગી કે હું

મ્હારી જન્મભૂમિ હીંદુસ્તાનથી આધે હોવા છતાં ખરેખર સ્વર્ગનું સુખ અનુભવવા લાગ્યો અમારા ચોવીસે કલાકના નિરંતર વાર્તાલાપમાં ભંગાણ ફક્ત તેના રાંધવાથી ને મારા સ્ટેશનપર જવાથીજ સહજ પડતું. મારી ઓરડી ને સ્ટેશન પણ હિંદુસ્તાનની માફક લગોલગજ હતા.

મેં મારા અંગ્રેજ મિત્ર જેની સાથે મારે પ્રથમજ ઓળખાણ થઈ તેની સાથે પત્ર વહેવાર ચાલુ રાખ્યો હતો. એક દીવસ તેનો પત્ર આવ્યો કે હીન્દુસ્તાનના વતનીઓ તરફ ટ્રેનમાંથી જતા આવતા અંગ્રેજો ધિક્કારની નજરે જુએ છે માટે અમારે બન્નેએ બનતાં સુધી યુરોપીયન ડ્રેસ રાખવો. મારો બાર આની પોશાક તો યુરોપીયનોજ આમ પણ રહેતો. મારે તો ફક્ત ટોપીજ ફેરવવાની રહી હતી. આ ઠેકાણે મારે જરા અભિમાન કરી લખવું પડે છે કે મારી સ્થિતિ ગમે તેવી થઈ ગયેલી છતાં મારા કુળની મૂળ ઉચ્ચ સ્થીતિને લીધે મને ગોરા લોકોનો ડ્રેસ સારી રીતે શોભી શકે તેમ હતું એટલે કે હું ગોરામાં વખતે ખપી શકું તેમ હતું. મારી સ્ત્રીનો રંગ તો મડમને પણ એક બાજુ મુકિ દે તેવો હતો પરંતુ તેણીએ મડમનો પોશાક રાખવામાં જરા આનાકાની કરવા માંડી, પણ તેની આનાકાની મેં છેવટ ત્યજાવી અને પેલા ભલા યાહુદી ગાર્ડ જોડે તેને બધી વાત કરી ટોપીઓ બે તથા મારી સ્ત્રીના બે સારા ડ્રેસ મંગાવ્યા, અમને આ વખતે અહીં આવ્યાને બે માસ થયા હતા. એટલે એક પ્રથમ માસના પગારમાં અમોએ બે માસ નીભાવી બીજા માસનો પગાર મારાં ભલા માત પિતાને મેં હિંદુસ્તાન મોકલ્યો; અને તેની સાથે મારી ખુશાલીનો ખુલાસાભર્યો કાગળ મોકલ્યો. સાંજની ટ્રેનમાં ડ્રેસ આવ્યા, રાત્રે તો એમને એમજ રહેવા દીધા. સવારમાં દાતણ કરીને જ એઠો કે મારી સ્ત્રીએ પેલો નવો પોશાક આણ્યો, કેટલીકવારના આગ્રહે તેણીએ તે પહેર્યો. અને અમે બન્ને એક બીજા સામે જોઇ મુખ મલકાવતાં ઘણીવાર બેસી રહ્યાં. આ નાનકડા સ્ટેશનમાં કામ કશું ન મળે એટલે પેલો નોકર બપોરે નિર્ભય ઉંઘતો, તેથી તેને સ્ટેશનના બંગલાની આસપાસ એક નાનકડો બાગ બનાવવાનો ઉદ્યમ મેં સુઝાડયો.

અમારા સુખમાં જરા પણ ખામી રહી હતી નહી. અમે એક બીજાથી સંપૂર્ણ સંતુષ્ટ હતાં. આનંદમાં અમારા દીવસો પસાર થતા.

કેટલાક ભલા ઓફીસરો જોડે અમારે ઓળખાણ પણ થઇ. કેટલીક અંગ્રેજી બાનુઓ મારી સ્ત્રીની ભલાઇને લીધે તેની મીત્ર થઇ પડી અને વખતો વખત અમને તેમની મુલાકાતનો લાભ મળવા લાગ્યો. ચહા, ફળ મેવા અને હીંદુસ્તાનની વાતો—આટલુંજ રીફ્રેશમેન્ટ અમે તેમને આપતાં. કારણ કે જાતે જૈન અને વળી મારી સ્ત્રી ઘણી ધર્મચુસ્ત એટલે અમે વટલી ગયાં નહતાં. અમારી આગતા સ્વાગતાથી ઘણા અંગ્રેજો તથા મડમો ખુશ થતાં અમને પણ તેમના આવવાથી આનંદ પડતો. અમે બન્ને જુવાન છતાં અને મારી સ્ત્રી પૈસાદાર પિતાની પુત્રી છતાં આ દુર દેશમાં પણ પચાસ રૂપિઆમાં અમારૂં ઘર સારી રીતે આ મારી સ્ત્રી ચલાવતી અને પચાસ રૂપીઆ દર મહીને હું વતન મોકલી દેતો.

અમારા વખતો વખતના પરોણામાં અમારી રેલવેનો એક ઇન્સ્પેકટર અમારી પ્રસંશા સાંભળી એક વખત આવી ચડ્યો. અમારી મહેમાનગીરીથી તે પ્રસન્ન થયાનું ફક્ત મહોડેથીજ જણાવતો હોય એમ મને લાગ્યું. અંગ્રેજોની પદ્ધતિ પ્રમાણે તેણે મારી સ્ત્રીની સાથે છુટથી વાતો કરવા માંડી. તેણી ભાગાતુટા અંગ્રેજીમાં મર્યાદાથી પ્રત્યુત્તરો આપતી હતી. પરંતુ મેં તેને તુરતજ ગુજરાતીમાં ચેતાવી કે આ માણસનાં આચરણ સારાં લાગતાં નથી તે સમજી ગઇ. પરંતુ રેલવેનો ઇન્સ્પેકટર હોવાથી મારાથી તેને એકદમ ઘરમાંથી કહડાઇ શકાયો નહી. છેવટ રાત્રે તે ગયો. પરંતુ તેની મુલાકાતો વધવા લાગી અને તે અમને બન્નેને ભયનું કારણ થઈ પડી. આ ઇન્સ્પેકટર હોલાન્ડનો વતની હતો. અને જોઇને બીક લાગે એવો હતો. એક દિવસે તે આવ્યો. મારી સ્ત્રી જોડે વાતે બેઠા. મેં તેને ચેતાવી રાખેલી કે ઉપરી છે તેથી છેક તેનું અપમાન પણ ન કરવું તેમ તેની જોડે ઝાઝું બેસવું બનતાં સુધી ન રાખવું તેથીજ તે બીચારી તેની જોડે વાત કરતી. તે બન્ને વાતો કરતાં હતાં તેવામાં હું સ્ટેશન પર ગયો. આ લાગ જોઈ એણે મારી સ્ત્રીને કહ્યું "હું તને ખરા દીલથી ચાહું છું અને ઘણા દીવસથી તને મારે દેશ લઇ જવા ઇરાદો રાખુ છું. મારી પાસે અખુટ દોલત છે. ને તું બહુ સુખી થઇશ." મારી સ્ત્રીએ ઘણાજ ગભરાટમાં તેને વિનય ને ઠપકાનું મિશ્રણ આપ્યું. એટલામાં હું આવ્યો ને ગુજરા-

તીમાં મ્હારી સ્ત્રીએ મને બનેલી હકીકત કહી દીધી. હીંદુસ્થાન જેવો ભલો દેશ મ્હારી જન્મભૂમિ છે. જૈન જેવી કોમમાં મ્હારો જન્મ છે એ હું પળવાર ભૂલી ગયો. આ દેશનો મામલો જાઇને સ્વરક્ષણ માટે હથીઆરો રાખવાં પડેલાં તેમાંથી મ્હારી પીસ્તોલ લઇ ઉભો થયો ! ઇન્સ્પેક્ટર પાસે કશું હતું નહી, પણ તે તુરતજ ઉભો થયો, બારણા ભણી ગયો, એટલે મેં જરા પીસ્તોલ ફોડવામાં ધૈર્ય રાખ્યું અને એ સામા ખેતરમાં થઇ કોણ જાણે ક્યાં જતો રહ્યો તે માલમ ન પડ્યું. ગાડી ઉપડી ગઈ હતી.

એ ગયો કે મ્હારી સ્ત્રીએ મ્હારા કુટુમ્બના દેવાનો હિસાબ કરવા માંડ્યો, અને પોતાના દાગીના જે લાવી હતી તે અને જે ઘેર રાખ્યા હતા તે તમામનો સરવાળો મેળવ્યો. તેના દાગીના વેચતાં પણ બે હજારનું દેવું બાકી રહે છે એમ તેણીએ હિસાબ ગણ્યો અને તે બે હજાર રૂપિઆ તેણીના પિતા પાસેથી અપાવવા એવું તેણીએ મને વચન આપ્યું. પોતાની મહેનતથી કમાઇને ખાવું ને દેવું પતાવવું એવો મ્હારો આગ્રહ જોઇ તેણીને તો ખેદ થયો. ચિંતામાં અને ચિન્તામાં તેને રાત્રે તાવ આવ્યો. તેના સુકોમળ શરીરની આ પ્રથમ વખતનીજ બિમારી ! હું એક બાળકની પેઠે રડી પડયો અને તેના તાવથી ધીગ્ધીગ્તા કોમળ કરે તેણીએ મારાં આંસુ લોહ્યાં ! મેં તુરતજ પેલા અંગ્રેજને કાગળ લખ્યો. એટલામાં સાંજની ટ્રેન આવવાથી સ્ટેશન પર ગયો. આ ટ્રેન રાતના સાડાઆઠ વાગતે અહીં આવતી હતી. જઇને ઉભો તો પેલો ઈન્સપેક્ટર સામા ખેતર ભણીથી આવી દોડતો ફર્સ્ટ ક્લાસના ડબામાં પેઠો અને મારો હાથ મેળવી કહ્યું "ભલા ગૃહસ્થ હું તને ફેર મળવાનો છું. ફીકર રાખીશ નહિં." ટ્રેન ઉપડી. તે સાથે તે પણ ગયો, તેના બોલવા તરફ મારૂ લક્ષ ગયું નહિં. હું તો મારી સ્ત્રીની માંદગીની ચિંતાથી પિડાતો હતો.

બીજે દિવસે પેલા અંગ્રેજે પોતાની સ્ત્રી મારી સ્ત્રીની સારવાર માટે મોકલી. તે મડમ જોડે ખુશ ભર્યા સમાચાર પણ મળ્યા કે મુંબઇથી બે ત્રણ ભાટિયા ગૃહસ્થની સ્ત્રીઓ તેણીના ગામમાં આવી છે, આથી મારૂં મન મારી સ્ત્રીને ત્યાં મોકલવા તેના આગ્રહથી લલચાયું અને મેં તેને આઠેક દિવસમાં પાછી ફરવાની સલાહ આપી તે મડમ જોડે પુરતી ભલામણ કરી મોકલી દીધી. એ અંગ્રેજ બાનુની

ભલાઈ મને આ લખતી વખતે પણુ ઘણીજ યાદ આવે છે. તે ગઈ અને હું ઓરડીમાં જઇ પ્રથમજ એકલો પડયો તેથી કે કોણુ જાણે શાથી રડી પડયો. બીજેજ દીવસે મારા નોકરે એક રાત જોડેના ગામમાં તેના એક સગાને મળવા માટે રજા માગી. મને રજા આપવાનો અખતીઆર નહતો. છતાં તેને કંઇ કામ નહતું તેથી મેં તેને રજા આપી. સાંજના છ વાગ્યા. એક અમારી ખુરશીપર એક "ઝેનોની" નામનું નોવેલ લઇ હું વાંચવા બેઠો. ટ્રેનની વાર હતી. ઓરડીનાં બારણાં કાચનાં હતાં, તે બંધ કરી હું ઝીનોનીની ફીલસુફીમાં ઉતરી ગયો હતો, તેવામાં જોરથી બારણું ઉઘાડવાનો અવાજ કાને પડયો. બારણું ઉઘાડયું તો પેલો વિકાળ ઇન્સ્પેકટરજ હતો !

હું ગભરાયો પણુ તેણે મને ગભરાવવાને ના પાડી. તેણે મારી પાસે દારૂ માગ્યો, મેં કહ્યું હું પીતો નથી.

"ફીકર નહિ તમે ગભરાઓ નહિ તમે એકલા છો તો તમને મદદ કરવા મારા દેશના ચાર પહેલવાનોને હું હાલ હાજર કરૂં છું: એ ઇન્સ્પેકટરે પોતાની લાકડી પછાડતાં કહ્યું. વળી તમને એક ખુશ ખબર કહેવાની છે. બસેં માણુસોથી ભરપુર ગાડી આજના સાડા આઠ વાગતાંની ગાડી જોડેજ આવે છે. તેમાં ૧૫૦ ઇંગ્રેજો છે અને ૫૦ હીંદુસ્તાની લોક છે. બોયર લોકો જોડે તેમને યુદ્ધ ચાલે છે તેટલા માટે તેમને મોકલવામાં આવે છે. કેમ ખુશ ખબર ખરીને ?"

હું તો સ્તબ્ધજ બની ગયો હતો. જવાબજ ન નીકળ્યો એટલામાં એણે એનું ભાષણુ ચાલતું કર્યું " જાઓ ! મેં એવી એક યુક્તિ કરાવી રાખી છે—અને તે યુક્તિ પાછળ મારો ઘણો વખત ગયો છે—અહીંથી થોડે છેટે એક પુલ છે તે પુલની સાથે વીજળીની મદદથી મેં એવો એક વાળો ગોઠવી તેને રેલવેના સલેપાટ ઉપર મુકી રાખ્યો છે કે તે એનજીનનાં પૈડાંથી કપાતાંજ આખી ટ્રેન પુલપરથી ગબડી પડશે ! પણુ તેમ કરવું ન કરવું તમારા હાથમાં છે. એ તમારા દેશીઓના જીવ બચાવવા તમારા હાથમાંજ છે. ( મને તે અંગ્રેજ ધારીને વાત કરતો હતો. )

મેં બહુ અજાયબ થઇ પુછયું, " તે શી રીતયે ?"

" ધીરજ રાખો ! " તેણે કહ્યું " બહુ ઉતાવળ કરવાની જરૂર

નથી." એટલામાં બારણું ઉઘડયું ને કદાવર શરીરના ચાર લશ્કરી જેવા માણુસો દાખલ થયા.

"શું જુઓ છો? આ ગૃહસ્થને મદદ કરો! તેના બન્ને હાથ એક બીજાને આલીંગન આપે એમ કરી તે બન્નેને તેના વાંસાને ભેટાડો!" ક્રુર હૃદયના ઇન્સ્પેકટરે કહ્યું. તે મુજબ પેલા રાક્ષસોએ કર્યું. મને કોટડી બાહેર લીધો, આગળ ઇન્સ્પેકટર, પાછળ મારા વાંસામાં બંધાએલા હાથે હું, અને મારી પાછળ પેલા ચાર સખસો. એમ મને પુલ આગળ લાવ્યા.

"હવે જુઓ! હું તમને સમજ પાડું!" ઇન્સ્પેકટર બોલ્યો "આ કામ જરા અઘરૂં છે, પણ તમે સમજુ છો! ને સહેલાઇથી સમજી શકશો. આ એક વાળો છે તે જુઓ! આ સલેપાટ ઉપર મુકયો છે તે એનજીનનાં ચક્રો કાપશે કે ફરરરરર ધુસ કરતી ટ્રેન નીચે આ મોટી નદીના પાણીમાં જવાની! પણ આ ભયંકર હોનારત તમે બચાવી શકશો. જુઓ! આ એક બીજો વાળો છે. જે તમારા શરીર જોડે આ લોકો હમણાંજ બાંધશે." એમ કરી તેણે પેલાઓને સાન કરી એટલે એમણે એ વાળાથી મ્હારૂં શરીર લાગલગુ જતરવા માંડયું, અને મારૂં માથું બીજા સલેપાટ ઉપર મુકયું!! પછી માંદા માણુસની પથારી પાસે બેસી વાત કરે તેમ ઇન્સ્પેકટર મ્હારી પાસે બેસી બોલ્યો "હવે જુઓ! જો આ તમારૂં માથું, જેને આ સલેપાટનું સુંવાળું ઓસીકું આપ્યું છે તે જો ત્યાંને ત્યાંજ રહેવા દેશો અને તેના કકડેકકડા થવા દેશો તો બીજા સલેપાટ ઉપરના પેલા વાળાના કપાવાથી ટ્રેનને જરા પણ અડચણ નહી થાય. અને સહેલથી તે અહીંથી પસાર થઇ શકશે. તમારે બસેં જીવોના જાન બચાવવા કે તમારો પોતાનો ખોવો એ હવે તમારાજ હાથમાં છે એમ હું ધારૂં છું કે તમને સમજાયું હશે."

હું તેને કરગરી પડું તે પહેલાં તો તે ચાલ્યો અને અંધારામાં ગરક થઇ ગયો! હે પ્રભુ! હવે મારૂં શું ચાલે? મારૂં માથું સલેપાટ ઉપર રહેવા દેઇ ટ્રેનને તેના ઉપરથી પસાર થવા દેવી અગર તે બસેં જાનોની ખુવારી કરવી એ બેમાંથી એક વાતનો નિર્ણય કરવાનો વખત આવ્યો! અને તે થોડાકજ વખતમાં! સુમારે સાડાસાત થયા હશે તે વખતે આમ હું એકલો પડ્યો પડ્યો રડું છું!

હે જીનેન્દ્ર ! વીતરાગ ! અરે જીવ ! તેં શાં પાપ કર્યાં છે ? કંઇજ નહી. કેળવણી લઇ પરણીને અહીં આવ્યો. અરે મારી ભલી- નિર્દોષ સ્ત્રી ! તારૂં શું થશે ! મારાં દુર દેશમાં રડતાં માતપિતા ! તમને આશ્વાસન કોણ આપશે ? અરે જો હું બચું તો એક વખત મારી સ્ત્રીનું મુખ જોવા પામું ! હીંદુસ્તાન જાઉં મારાં માતપિતાને મળું ! આ પાટા ઉપરથી જરાક ખસી જાઉં તો મારૂં માથું સહ- જમાં બચી શકશે ! અને હું આમ બસે માણસોને બચાવવામાં નાહક માર્યો જઇશ ! સ્વાર્થ ! છટ ! છટ ! આ જીવ ક્યાં અમર રહે- વાનો છે ? ૧૫૦ ઇંગ્રેજો. બહાદુર બ્રીટિશ પુત્રો–બ્રિટાનીયાના પુત્રો જેણે હીંદુસ્તાનને શાન્તિ આપી છે તે બ્રીટાનીયા ? અને ૫૦ મારા હિંદના માણસો ! હાય ! લખનૌ, પંજાબ, વગેરેના શીખ લડવૈયા! એમને મારીને મારે બચવું ! અરે જૈન ! શ્રાવક ! તારી મતી કેમ ફરી છે ? બસ ! ભલે તારા માથાના ટુકડા થઇ જતા ! ભલે તારી પછીનાંનું ગમે તે થાય ! અરે એક વખત મારી પવિત્ર પત્નીને યાદ તો કરી લઉં ! હે ! મુંબઇની કદરદાન પવિત્ર ભૂમિની પવિત્ર ભાટીઆ બાનુઓ ! મ્હારી સ્ત્રી મ્હારૂં સર્વોત્તમ આભુષણ છે—અરે હવે તો હતું–તેને મુંબાઈ રવાના કરજો–બસ ! બીજું શું !" આમ કહેતાં અડધાએક માઇલ આઘે ધબકારો સાંભળ્યો ! "ટ્રેન આવી ! "પ્રભુ" "તવ શરણું" મારાં ગાત્રો બરફ જેવાં શીથિલ થઇ ગયાં હમણાજ મારા ટુકડા થશે એ ભીતિએ મારૂં ભાન ભુલાવ્યું ને મારૂં શરીર આગળથીજ–ટ્રેન હજુ છેટે છે એટલામાં શબવત્ બની ગયું ! હું ભાન વગરનો થઇ ગયો !

* * * * *

વીશેક મીનિટ હું ભાન વગરનો રહ્યો હઇશ. જોઉં છું તો પેલા ભલા યાહુદી ગાર્ડના હાથમાં મારા જમણા હાથની નાડ છે અને તે બોલે છે. " ઉભા રહો ! એને હમણા ભાન આવશે " મને જરા શુદ્ધિ આવી જોઇ તેઓ ખુશી થયા. મેં પ્રથમ એજ પુછ્યું "હું બચ્યો શી રીતે ?" એમ કહી વીતેલી બીના કહી બતાવી, ગાર્ડે કહ્યું " એ ખરૂં પણ તમારો શત્રુ સ્ટેશનપરની લાલ નીશાનીને લીલી ફેરવવી ભુલી ગયો હતો. લાલ નીશાનીની હયાતીમાં અમે ગાડી શી રીતે લાવીએ ? " મને સમજાયું પ્રભુએ પ્રાર્થના સાંભળી તેનો અંત-

કરૂણપૂર્વક ઉપકાર માન્યો. બન્ને વાળા કાપી નાંખી ગાડીને સ્ટેશનમાં લીધી. અંદરથી મારે ખપ જેટલા સોલજરો તે ભલા ગાર્ડે મારા રક્ષણ માટે આપ્યા તેમની સાથે મેં રાત્રી ગાળી. મારી સ્ત્રીને તેજ વખતે તાર કર્યો. સવારમાં તે આવી. મેં નોકરીનું રાજીનામું તારમાંજ મોકલ્યું. જાપાનનો એક ઉમેદવાર તુરતજ મારી પાસેથી ચાર્જ લેવા આવ્યો તેજ દીવસની ટ્રેનમાં હિંદુસ્તાનમાંથી પહેલવહેલો કાગળ આવ્યો તેનાપર સરનામું અંગ્રેજીમાં હતું ફક્ત " લુગડાં ઉતારીને વાંચજો ' એટલું ગુજરાતીમાં કર્યું હતું. મારી સ્ત્રી તે જોઇ ગભરાઇ. મારા પીતાના ઉપર અક્ષરો હતા. તેથી મને જરા ધૈર્ય આવ્યું. અંદર જોયું તો મારા દાદા ગુજરી ગયેલા તે સાથે તેજ કાગળમાં સમાચાર હતા કે " મરતા પહેલા પંદર દહાડા અગાઉ તેમના કોઇ મિત્ર પાસેથી કેટલાક રૂપિઆ ઉછીના લઇ સટો કરેલો તેના બે લાખ રૂપિઆ આવ્યા છે તેટલાની તેમની પેટીમાં કરન્સી નોટો મળી આવી છે ને સાથે તે મતલબનો પેટીમાં કાગળ છે માટે તમો હવે પરદેશ વેઠયા વગર ઘેર આવજો " પ્રીય વાંચનાર, એ બે લાખ રૂપીઆ હું ઉડાવી દેત ! પણ પૈસાની કીમત આ આફ્રીકાના પર્યટને શીખવેલી તેથી હું અને મ્હારી ભલી પત્ની તેજ પૈસાથી આજ સુખમાં દીવસ નિર્ગમન કરીએ છીએ અને અજાયબી ને ભીતિની લાગણીઓથી આફ્રીકામાં ગાળેલા દીવસો યાદ કરીએ છીએ.



## "રત્નગ્રંથી" સબંધી મળેલા કેટલાક અભિપ્રાયોનો ટુંક સાર.

---

**સાક્ષર શ્રીયુત ન્હાનાલાલ દલપતરામ કવી, એમ. એ. રાજકોટથી લખે છે કેઃ—**

"રત્નગ્રંથિ" નામનું પુસ્તક વાંચી આનંદ થયો. કળાકૌશલ્યના વિષયો લઈ વાર્તાઓનાં વસ્તુ રચવાની પ્રથા વિરલ છે અને વિષયને ફેળવવાની શૈલી પણ રસભરી છે.

**સાક્ષર શ્રીયુત રા. બા. રમણભાઇ મહીપતરામ નીલકંઠ બી. એ. એલ. એલ. બી. અમદાવાદથી લખે છે કેઃ—**

રા. રા. ચતુર્ભુજ માણેકેશ્વર ભટ્ટે રચેલા રત્નગ્રંથિનાં ફૉર્મ તેમણે કૃપા કરી મને મોકલ્યાં છે તે વાંચી મને આનંદ થયો છે. કથાઓદ્વારા ઉપદેશ કરવાની પદ્ધતિ જુના વખતથી ચાલતી આવેલી છે અને રા. ચતુર્ભુજે એ પદ્ધતિનો ઉપયોગ સફળતાથી કર્યો છે.

**શ્રીમતી સૌ. વિદ્યાગૌરી રમણભાઇ નીલકંઠ બી. એ. અમદાવાદથી લખે છે કેઃ—**

રા. રા. ચત્રભુજ માણેકશ્વર ભટ્ટનું રત્નગ્રંથિ નામનું પુસ્તક મેં વાંચ્યું છે અને તેમાં આપણા હીંદુસંસાર સંબંધી રસ પડે તેવી વાર્તાઓનો સમાવેશ કરવામાં આવ્યો છે. આવી જાતનાં પુસ્તકોની ખોટ છે તે ખોટ આ પુસ્તક પૂરી પાડે છે. સામાન્ય જનસમૂહની સમક્ષ વાર્તાના રૂપમાં બોધ મુકવાથી તેની અસર સબળ થાય છે એ જાણીતી વાત છે. તે મુજબ આ પુસ્તક બહોળો ફેલાવો પામે તો ઘણો લાભ કરી શકે. તા. ૨૧–૩–૧૧.

**શ્રીમાન્ રા. બા. લાલશંકર ઉમીયાશંકર લખે છે કેઃ—**

આપે મોકલેલું પુસ્તક ઉપર ઉપરથી હું જોઇ ગયો છું અને તે ઉપરથી તે પુસ્તક આવું ઉપયોગી બનેલું જોઇ હું ખુશી થયો છું સાદી અને શુદ્ધ ગુજરાતી ભાષામાં આ પુસ્તક લખાયું છે. સામાજીક સ્થિતિ સુધરે અને દેશમાં આબાદી વધે એ હેતુ પાર પાડવાને આપનો યત્ન સફળ થયો છે એમ હું માનું છું.

**સુપ્રસિદ્ધ વૈદ્યરાજ જટાશંકર લીલાધર ત્રીવેદી અમદાવાદથી લખે છે કેઃ—**

'રત્નગ્રંથિ" એ નામથી તમે તૈયાર કરેલ પુસ્તકનાં છાપેલા ફરમા મારા અભિપ્રાય માટે તમે મોકલ્યા તે હું સાદ્યંત સંપૂર્ણ વાંચી ગયો. તમારા આ લેખનાં વાક્યરચના, શૈલી અને ભાષાશુદ્ધિ તેમજ તેની અંદરનો હૃદયભાવ ઘણોજ ઉચ્ચ પ્રતિનો છે. તમારા આ લેખે મારા મન ઉપર ઉંડી અસર કરી છે. આ પુસ્તક દરેક કુટુંબમાં વંચાય એવું હું અંતઃકરણથી ઇચ્છું છું.

**ગુર્જરસાક્ષર રત્ન શ્રીયુત છગનલાલ હરિલાલ પંડ્યા બી. એ. જુનાગઢથી લખે છે કેઃ—**

નવીન પદ્ધતિએ ગ્રંથ રચવામાં આપે હાલના જમાનામાં આવશ્યક થઇ પડેલ વ્યાપારોન્નતિ તરફ સર્વનું લક્ષ ખેંચ્યું છે તે સ્તુતિપાત્ર છે........ધંધા રોજગારની કેળવણી માટે પરદેશ જવું એ પણ જરૂરનું છે પરંતુ તેનું સાહસ કરવાની ઇચ્છા ધરાવનારને કેવી અંતરાય નડે છે તે આપે સારી રીતે બતાવી આપ્યું છે........સ્ત્રી મંડળમાં જે વ્હેમો ભરાયલા છે તે પણ નીકળવાજ જોઇએ અને તે આવાં પુસ્તકો વાંચવાથીજ દૂર થઇ શકે તેમ છે.

**સાક્ષરોત્તમ શ્રીમાન નગીનદાસ પુરૂષોત્તમદાસ સંઘવી લખે છે કેઃ—**

આ પુસ્તક આપનાં સર્વ પુસ્તકોમાં શૈલી અને પટુતામાં પહેલે નંબરે છે. તેમાં વળી જે ઉપયોગી વિષયો ઉપર આપે કલમ ચલાવી છે—તે એક નવોજ માર્ગ ઉઘાડયો છે. અપ્રમાદયુક્ત ધૈર્ય ઉદ્યોગવાળા હુન્નર ઉદ્યોગ ઉપરજ હવે સત્વર અવલંબન કરવાનો આ અણીનો સમય છે. તે દર્શાવનારૂં પ્રથમ પુસ્તક રચવાનું માન ગુજરાતીમાં આપનેજ ઘટે છે, એમ કહું તો અતિશયોક્તિ કે પક્ષપાત સમજશો નહિં.

**શીઘ્ર કવીરત્ન શ્રી શંકરલાલ માહેશ્વર મોરબીથી લખે છે કેઃ—**

સૌજન્ય સુધાસાગર, પરમ હિતૈષિવિર્ય રા. રા. ભાઇશ્રી ચતુર્ભુજભાઇ માણુકેશ્વરજી ભટ્ટ પ્રતિ શ્રી મોરબીથી લી. શંકરલાલ માહેશ્વરના

આશીર્વાદ વાંચશો. વિશેષ લખવાનું કે આપનું રચેલ 'રત્નગ્રંથિ' નામનું પુસ્તક મેં આદિથી અંત સુધી વાંચ્યું છે ને તે વાંચવાથી મને ઘણોજ સંતોષ થયો છે. એ પુસ્તકની ભાષા શુદ્ધ, સરળ અને સરસ છે. સંકલના અતિ ઉત્તમ છે. ઉત્સાહ, સાહસ અને ધીરજથી સદ્‌ઉદ્યોગમાં પોતાના પરમ ઉદયની ઇચ્છા રાખનારા લોકોએ કમ્મર કસવાથીજ આપણો ઉદય થવાનો એ ઉત્તમોત્તમ ઉદ્દેશ ઉપરજ ગ્રંથકર્ત્તાનો પ્રયત્ન પ્રવાહ આદિથી અંત સુધી અસ્ખલિતરૂપે ચાલી વાંચનારના મનને ઉત્સાહી બનાવી દે છે.

**બીલખાથી પુજ્યપાદ મહાત્મા શ્રી નથુરામ શર્મા લખાવે છે કેઃ—**

તમે રત્નગ્રંથિ રચવામાં સારો શ્રમ લીધો હોય એમ તેની રચના ઉપરથી પ્રતિત થાય છે.

**જગદ્‌ગુરૂ શ્રીમાન્ શંકરાચાર્યશ્રીના આજ્ઞાપત્રનો ભાવાર્થઃ—**

આપનું રત્નગ્રંથી નામનું પુસ્તક મળ્યું છે. તેનું બારીક રીત્યે અવલોકન કર્યું છે. અમે ઉત્સાહ સહિત જણાવીએ છીએ કે–તેની અંદરનો વિષય, જે આધુનિક પુરૂષો ઇચ્છીત અર્થના ઉદ્ધારનો ઉપાય શોધતા હોય છે તથા માત્ર દ્રષ્ટાર્થ ઉપરજ નીષ્ઠા રાખી બેઠા હોય છે તેમને કર્ત્તવ્યનો બોધ આપનાર છે, તથા અતિશય આલ્હાદ ઉત્પન્ન કરનાર છે.

**સાંજ વર્તમાન તા. ૧૭ મી માર્ચ ૧૯૧૧ ના અંકમાં જણાવે છે કેઃ—**

'રત્નગ્રંથિ' નામનું દશ ટુંકી વાર્તાઓનું એક પુસ્તક, તેના કર્તા, મી. ચતુર્ભુજ માણકેશ્વર ભટ્ટ, જેઓ થોડાક વખત પહેલાં ઇડર સ્ટેટમાં જુડીશીયલ સેક્રેટરી અને સેશન્સ જજ હતા અને હાલ જેઓ અમદાવાદમાં અને મહિકાંઠામાં વકિલાત કરે છે, તેમના તરફથી અમને મળેલું છે. ભાષાની સરળતામાં, અને આ મહત્વના વિષયને ચર્ચાવવામાં જરૂર પડતી જુસ્સાદાર લેખનપદ્ધતિમાં એક એકથી ચઢે છે. દસે વાર્તાઓને એકજ વાર્તાના રૂપમાં ગ્રંથન કરવામાં ઠીક ખુબી

વાપરેલી લાગે છે. 'ગુજરાતી પંચ'ના સંસ્થાપક તરીકે, અને બીજાં પુસ્તકોથી મી. ભટ્ટે પ્રાપ્ત કરેલ પ્રસિદ્ધિમાં ઓર ઉમેરો થયો છે. પુસ્તક લાયબ્રેરીઓના ઉપયોગ માટે તથા ઇનામ માટે મંજુર કરવા લાયક છે.

**ગુજરાત મિત્ર (સુરત) તા. ૨૩-૪-૧૧ ના અંકમા લખે છે કેઃ—**

સ્વદેશી હીલચાલ ભાષણોમાં અને સ્વદેશી સ્ટોર્સ ખોલવામાં આવી હતી તેમાંથી નવલકથાનાં પાનામાં લાવી મૂકનાર મી. ભટ્ટ પહેલવહેલા છે.

**સયાજી વિજય તા. ૨૭ એપ્રીલ ૧૯૧૧ ના અંકમાં વડોદરાથી લખે છે કેઃ—**

સ્વદેશી ધમાલની સેંકડો ઝુમેના કરતાં હીંદી વ્યાપાર માટે તીવ્ર લાગણી ઉત્પન્ન કરી તેને સતેજ બનાવનાર આવા પ્રકારના પુસ્તકના લખનારે દેશના વ્યાપારના હીતમાં વધારે સારી ફરજ બજાવ્યાનું અમે ગણીએ છીએ.

**'ગુજરાતી પંચ' અમદાવાદ તા. ૨ એપ્રિલ ૧૯૧૧ ના અંકમાં લખે છે કેઃ—**

**રત્નગ્રંથી અથવા ટુંકી વાર્તાઓ.**

કેળવણી સ્ત્રીની હીમાયત કરનાર સુધારકોના પ્રયત્નને આવાં પુસ્તકો એક પ્રકારનો વેગ આપે છે માટે સ્ત્રીઓના હાથમાં આવા પ્રકારનું નિર્દોષ વાંચન મૂકવાથી તેમના આશયો, તેમના સંસ્કારો અને વિચારોને ઉચ્ચતર બનાવનારી આ દશ રમ્ય વાર્તાઓનું ગ્રંથન અમને આનંદદાયક અને તદ્દન વખતસરનું લાગે છે.

**પ્રજાબંધુ**—તા. ૯-૪-૧૯૧૧ ના અંકમાં લખે છે કેઃ—

**રત્નગ્રંથી**—સઘળી ભાષાઓ સરળ અને સાદી ભાષાઓમાં લખાએલી છે અને મુખ્યત્વે કરીને સાંસારિક દુષ્ટ રિવાજોના અનર્થો તથા હદ બહાર જૂના મતના વમળમાં ઘસડાનારાઓને સહેવાં પડતાં સંકષ્ટોનો ચિતાર આપવામાં આવેલો છે. × × ×

**બુદ્ધિપ્રકાશ ૧૯૧૧ ના મેના અંકમાં લખે છે કેઃ—**

'રત્નગ્રંથિ'—મિ. ચતુર્ભુજ માણકેશ્વર ભટ્ટની બનાવેલી આ વાર્તાઓરૂપી રત્નોની ગ્રંથિ માટે અભિપ્રાય ઉચ્ચારતાં, સંતોષ સાથે કહ્યા વગર ચાલે એમ નથીજ કે, નાની નાની પણ પરિણામને માટે વાક્યે વાક્યે વાચકને ઉત્સુક બનાવતી વાર્તાઓ બહુજ રસભર રચાઇ છે. હિંદુઓમાં સાહસની જે અત્યંત મંદતા છે તે ખંખેરી નાંખી જાગ્રત થવાને તથા વ્યાપાર ઉદ્યોગને માટે પરદેશ કરવાને મિ. ભટે બહુ સારૂં પ્રોત્સાહન આપેલું છે. આપણા સમાજમાં આ વાર્ત્તાનું વાંચન બહુ સારી અસર ઉપજાવે એમાં શક નથી.

**શ્રીમહાકાલ-વડોદરાથી** ભાદ્રપદ સંવત ૧૯૬૭ ના અંકમાં વિશ્વવંદ્ય સદ્‌ગત્ સાક્ષરરત્ન શ્રી છોટાલાલ જીવનલાલ લખે છે કેઃ—

વાર્તાના ગ્રંથો ગુજરાતીમાં હમણાં હમણાં અનેક લખાવા માંડયા છે. અને તે સર્વ પોતપોતાના સ્થાનમાં પોતપોતાનું કર્ત્તવ્ય કરે છે. પરંતુ સાક્ષરશ્રી ચતુર્ભુજે ગુજરાતી વર્ગને પોતાની આર્થિક સ્થિતિ સુધારવાને અર્થે પરદેશમાં જઈને ધનોપાર્જન કરવા માટે પ્રવાસ કરવાની તેમની મનોવૃત્તિને જાગૃત કરવાનો જેવો પ્રયત્ન કર્યો છે, તેવો પ્રયત્ન વાર્તાદ્વારા હજી સુધી ભાગ્યેજ કોઇએ કર્યો હોય.

**કલકત્તાનું Modern Review લખે છે કેઃ—**

He has woven round that centrel idea, a net work of short, interesting stories, which all go to shew that those who have gone out of their native place have prospered.

**વિજાપુરથી રાજ્યકવી દોલતરામ મંગળજી લખે છે કેઃ-**

**કવિત. રત્નગ્રંથિ વાંચી ઉપજેલી ઉર્મી.**

(૧) દેશતણા ઉદ્યમની ઉન્નતિને ઉર ધારી,
ઉત્તમ લખી છે કથા સંસારને ગ્રંથીને;
બાળલગ્ન વ્હેમના રિવાજને વિદારી નાંખી,
વિદેશે જવાને બોધ્યા બંધુને સંબોધિને;

શૈલી સારી સારી. કોઇ પક્ષને ન લાગે ખારી,
સુગમ ચલાવ્યા છે સુધારાતણા પંથીને;
દોલત અનંત દેશકાલ પૂર્ણ ખ્યાણુ કરી,
ભટ્ટ ચતુર્ભુજ ભલી ગુંથી રત્નગ્રંથીને;

× × ×

(૨) આશ્રિતકો દાતા ઇડર નરેશ કેશરેસ,
દેશ દેશ એશ નામ, જ્યાહિને બઢાયો હેં;
ભિતિસેં રહીત જ્યાકિ, નિકી રાજનીતિ દેખ,
શ્રેષ્ટ શહેનશાહતસેં બાવટો ચઢાયો હૈ;
રાજા, અરૂ રાના ઔર કેત્તે ખાનદાના જાને,
વિદ્યાદાન દે કે '**ભટ્ટ**' તોયકો પઢાયો હે;
સુકૃતકો બોયો બીજ, વાકો વૃક્ષ ઉત્તમ વ્હેં,
વાકો '**રત્નગ્રંથિ**' ફલ દૌલત ચખાયો હે !

# પદ્મકુમારી પ્રથમ ભાગ

## અ થ વા

## આધુનીક નાટકોનો ઉ શ શો દેખાય છે શો હોવો જોઇએ.

**ગુજરાતી ગ્રંથકારો અને ગ્રંથો**—એ પુસ્તકમાં પાને ૧૫૩ મે પદ્મકુમારી ( પ્રથમ ભાગ સંબંધે અવલોકન કરતાં વૈદ્યશાસ્ત્રી મણીશંકર ગોવીંદજી લખે છે કેઃ—

" કન્યાવિક્રય કરી, લક્ષાધિપતિ થઈ પડવાની લાલચ રાખનારા રાક્ષસો કેવા નીચ વિચારો ધરાવનારા હોય છે, પરિણામમાં કેવા પસ્તાવામાં પડે છે, કેવી સ્થિતિએ પહોંચે છે, તથા પોતાના સંતાનનાં કેવાં સંકટોના કારણરૂપ બને છે ? વિદ્યાની સાથે વૈર રાખનારા અને સદ્‌ગુણને સંકટરૂપ સમજનારા મહા મૂઢ તથા હીન વિચારોરૂપ કાદવમાંજ રચીપચી રહેલા કુલીન કીડાઓ કેવાં કેવાં ક્રૂર કર્મો કરે છે ? એક સુશિક્ષિત ઉછરતા જુવાનનું અને સુશિક્ષિત ઉછરતી કુમારિકાનું વર્તન કેવું હોય છે ? નિમકહલાલ નોકરની પ્રમાણીકતા અને નોકરી છોડયા પછી પણ મૂળ માલેકના નામપર તેમજ તેનાં કુટુંબીઓપર મમતા કેવી હોય છે ? સન્મિત્રો કેવા હોય છે ? ડુબાવનારા દોસ્તો કેવા હોય છે ? શાહાણી સાહેલીઓ કેવી હોય છે ? લોકોના જાનમાલની પાયમાલી કરનાર બહારવટીઆઓ શૂરવીર અને ધીર છતાં કેવાં પાપો કેવી નિંદા, કેવા ધિઃકાર અને કેવાં પરિણામનું પાત્ર બને છે ? દુનિયામાં ચાલતા પશુવ્યવહારને પરસ્પરનો પ્રેમ એવું નામ આપવામાં કેવડી મોટી ભૂલ થાય છે ? વગેરે વગેરે ઉત્તમ વિષયની માહિતી આ નાટકરૂપ લેખમાંથી અસરકારક રીતે મળે છે. × × × × લેખ પરિપક્વ ને સંસ્કૃતના સંપૂર્ણ સંસ્કારવાળો છે. એમાં આપેલા વિચારો શિથિલતા વગરના છે. કવિતાઓ સંસ્કૃત કવિતાઓની પેઠ ક્યાંક ક્યાંક ઉત્તમ ચમત્કાર દર્શાવે છે.

# પદ્મકુમારી.

## બીજો ભાગ તૈયાર થાય છે!

પ્રથમ ભાગના વાચકવૃન્દે કદી સ્વપ્ને પણ નહીં ધારેલું હોય તેવી અદ્‌ભૂત રીત્યે આ નાટકમાંનાં જૂદાં જૂદાં પાત્રોનો મેળાપ આલ્હાદ ઉત્પન્ન કરે તેવા સંજોગોમાં અને આધુનીક નાટયપ્રયોગોના પ્રયોજકોને ઉત્તમ ચાનક આવે તેવી રીત્યે થાય છે. કર્તા તરફ લખી નામ નોંધાવવું:—

# બાળગીત.

જેમાં બાળાઓ સહજથી ઝડપી લે તેવા રાગમાં ઉત્તમ નીતિ શિક્ષણ આપવામાં આવેલું છે.

આ પુસ્તક મુંબઈ ઇલાકાની પ્રાઇમરી કન્યાશાળાઓમાં ઇનામ માટે તથા નામદાર ગાયકવાડ સરકારમાં ઇનામ તથા લાયબ્રેરી માટે મંજુર થયેલું છે. કીંમત એક આનો.

ઠેકાણું:—

**ચતુર્ભુજ માણુકેશ્વર ભટ્ટ,**

વકિલ સાદરા—**મહીકાંઠા.**

આ ઉપરનાં પુસ્તકો કર્તા તરફથી તેમજ **એન. એમ. ત્રીપાઠી મુંબઇ—કાલબાદેવી** તરફથી મળશે.

# છપાઇ બાહેર પડયો છે!

# મુંબઈનો

## મામલતદારની કોર્ટનો એકટ.

### સને ૧૯૦૬ નો બીજો )

મામલતદારની કોર્ટના એકટ ઉપર ગુજરાતીમાં સંપૂણ ટીકાવાળું પુસ્નક અદ્યાપિ સુધી પ્રસિદ્ધ થયેલું ન હોવાથી, તેમજ ગુજરાતના જુદા જુદા ભાગમાં તે અમલમાં મુકાતો હોવાથી, માત્ર ગુજરાતી જાણનાર વકિલો, ન્યાયાધીશો, અને સામાન્ય પ્રજાવર્ગની સગવડ પુરી પાડવા આ સંપુર્ણ ટીકાવાળું પુસ્તક મી. છોટાલાલ લલુભાઈ, મી. કેશવલાલ દ્વારકાંદાસ શાહ તથા નીચે સહી કરનારે પ્રસિદ્ધ કર્યું છે. એમાં આ એકટની જુદી જુદી કલમો ઉપર વખતો વખત નામદાર મુંબઇ હાઇકોર્ટે કરેલ ફેંસલા, ઇન્ડીયન લો રિપોર્ટસમાંથી, મુંબઇ લો રિપોર્ટમાંથી, પ્રીન્ટેન્ડ જજમેન્ટમાંથી, તેમજ આ સંબંધમાં નામદાર મુંબઇ સરકારથી થયેલ રેઝોલ્યુશનોમાંથી પણ દાખલ કરેલા છે અને તે ઉપરથી આ રાખવામાં આવે છે કે, આવી જાતની ટીકાવાળા પુસ્તકની ખાસ જરૂર હતી તે આથી કંઇક અંશે પુરી પડશે.

સદરહુ પુસ્તકની કીંમત બાર આના રાખવામાં આવી છે. પો-

પુસ્તક મળવાનું ઠેકાણું:—

**ચતુર્ભુજ માણુકેશ્વર ભટ્ટ**

**વકિલ, સાદરા—મહીકાંઠા.**